श्रीमद् हरिभद्रसूरि विरचित.

# धर्मबिन्दु ग्रंथ.

મૂલ,ટીકા,અને સરલ,શુદ્ધ ભાષાંતર સહિત.)

---

जिनवचनामृत महाहरिभद्राचार्य-सुरेश्वर गीतारथ पूर्वाचार्य रचित तरंग बिन्दुरूप गृहस्थ अने यतिधर्मनुं शुध्ध स्वरूप बतावनार अति उपयोगी ग्रंथ.

“જ્ઞાનપચમીના ઉજમણા નિમિત્તે શેઠ કોરશી [illegible]જીના વીધવા બાઇ પુરબાઇ તરફથી ભેટ.”

---

પ્રસિદ્ધ કર્ત્તા.

## શ્રી જૈન આત્માનંદ સભા.

ભાવનગર

ભાવનગર ધી “આનંદ” પ્રિન્ટીંગ પ્રેસમાં

તથા

મુંબઇ “નિર્ણયસાગર” પ્રિન્ટીંગ પ્રેસમા મુદ્રાંકિત કર્યું

---

वीर संवत् २४३७ आत्म संवत् १५ विक्रम संवत् १९६७

ॐ

त्रैलोक्यं सचराचरं विजयते यस्य प्रसादादिदं
योत्रामुत्र हितावहस्तनुभृतां सर्वार्थसिद्धिप्रदः ।
येनानर्थकदर्थना निजमहः स्सामर्थ्यतो व्यर्थिता
तस्मै कारुणिकाय धर्मविभवे भक्तिप्रणामोऽस्तु मे ॥

( શાંત સુધારસ. )

જેના પસાય થકી સ્થાવર અને જંગમ સહિત જગત્ શોભે છે, તથા જે આ લોક પ્રાણીઓને હિત કરવાને યોગ્ય થઇને સર્વ અર્થની સિદ્ધતાને પમાડે છે, જેણે પોતાના તેજસ્વી સામર્થ્યે કરી પાપરૂપ વિટંબનાનો નાશ કરી નાખ્યોછે એવોજ દયાવંત ધર્મરૂપ પ્રભુ તેને મ્હારો નમસ્કાર હોજો.

सच्चारित्र पवित्र चित्र चरितं चारु प्रबोधान्वितं
शांतं श्री शमतारसेन सुखदं सर्वज्ञ सेवाधरम् ।
विद्वन्मंडल मंडनं सुयशसा संव्याप्त भूमंडलं
तं सूरिं प्रणमाम्यहं सुविजयानंदाभिधं सादरम् ॥

" ઉત્તમ આચારોએ કરીને પવિત્ર અને સુંદર છે ચારિત્ર જેમનું, તેમજ સુંદર બોધવડે જે યુક્ત છે, વળી શમતાના રસે કરીને શાંત સુખને આપનારા, સર્વજ્ઞની સેવાને ધારણ કરનારા, વિદ્વાનોના મંડળમાં આભુષણરૂપ, અને ભુમંડળની અંદર જેમનો યશ સારીરીતે વ્યાપેલો છે, તેવા શ્રી વિજયાનંદસૂરિ ( આત્મારામજી મહારાજ )ને હું આનંદ પૂર્વક નમસ્કાર કરૂં છું. "



# પ્રસ્તાવના.

ચતુર્વિધ ગતિમા મનુષ્યની ગતિ સર્વથી વિલક્ષણ છે દેવગતિ સર્વોત્કૃષ્ટ ગણાય છે, પણ તેની ઉત્કૃષ્ટતા અમુક અંશોમાજ છે અને મનુષ્ય ગતિની ઉત્કૃષ્ટતા સર્વ અંશે છે, કારણ કે, એ ગતિજ મોક્ષમા જવાનો દરવાજો છે તેમા પણ પ્રતિભાની પૂર્ણતા પ્રાપ્ત થયેલી હોય તો એ માનવ પ્રકૃત્તિનો તેમા પૂર્ણ વિનાશ થાય છે તે પ્રતિભાનુ દર્શન ત્યાગેજ થઈ શકે છે કે, જ્યારે પ્રાકૃત જનને સુલભ એવા શકા, ભય, સ્વાર્થ, અને કૃપણતા ઇત્યાદિ દોષોમાથી મુક્ત થઇ મનુષ્ય પોતે પોતાને પણ ભુલી જાય એવી દશા, અને ઉન્નત સમાનતાનો લાભ અનુભવ કરે છે પ્રતિભાની પૂર્ણતા સાથે સદ્વર્ત્તનની પૂર્ણતા હોય તો મનુષ્ય દશામા ઉચી કોટીનો સ્પર્શ કરવાને સમર્થ થાય છે એવી ઉચ્ચ સ્થિતિમા કરેલા નિશ્ચયો સર્વ માનવ પ્રજાને ઘણા ઉપયોગી થઇ પડે છે અને સ્વાપાર્ણ કરવાની અદ્ભુત શક્તિ ઉત્પન્ન થઇ તે અનેક જાતના પુણ્યાનુબધી પુણ્યો ઉપાર્જન કરાવે છે

પરોપકારને અર્થે સ્વાર્પણ કરવાની વૃત્તિથી ઉપજેલી પ્રતિભા શુદ્ધિની, સદાચરણની, ભવ્યતાની અને સદ્ભાવનાની પૂર્ણતા બક્ષે છે અને તે પ્રતિભાવતના જીવનને વિશ્વલોકની સાર્થકતા કરાવે છે કારણ કે,એવી ઉચ્ચ પ્રતિભાવાળા પુરૂષો મન વચન અને કર્મની એકતાના સગ્રહ એમ્માર્ગોપાસાની જે સત્યનીતિ તેનેજ વળગી રહે છે જે સ્વાર્થ, સકોચ, ભય, કૃપણતા આદિથી આખા વિશ્વમા પાપ માન દેઇ લને છે, તેનો ગધ પણ તે પ્રતિભાવાનને લાગી શક્તો નથી તે સર્વદા શુદ્ધ સાચ રાખી અવધૂત રહે છે

પૂર્વ કાલે જૈન ધર્મમા એવા પ્રતિભાવત અનેક નરરત્નો થઇ ગયા છે તેના અને સમયનુ બળ અગાધ છે, મનુષ્ય કે મનુષ્યની નામે તેની રચનાઓમાથી તત્વ અને સમય દબાવી શકાતા નથી, તેનો પરાજય કરિ શાતિક લાભે પણ પ્રાપ્ત ગતિએ તે પુન પોતાનુ સ્થાન પ્રાપ્ત કર્યા વિના રહેતા નથી પૂર્વે જે પ્રતિભાવાળા લેખકો અને ક્રીયાને થઈ ગયા છે, તેમના સ્થાન લેનાર હવે કોઇ નથી એમ સ્વેવાણીજ તેમના

ઉત્કર્ષની નિઃસીમ વાત સિદ્ધ થાય છે. પ્રાચીન જૈન લેખકોએ અને કવીશ્વરોએ જૈન સાહિત્યની સરિતાના વિપુલ પ્રવાહને વેહેવરાવ્યો છે, તેનુંજ આજ ભારતવર્ષ-ની જૈન અને જૈનેતર પ્રજાના હૃદય ઉપર સામ્રાજ્ય ચાલે છે. તેના રંગથી રંગાએલ ગદ્ય અને પદ્યમય ઉદ્ગારો અદ્યાપિ સર્વત્ર પ્રસરી રહ્યા છે.

પૂર્વ કાલના જૈન મહામુનિઓ કેવા અવસરજ્ઞ અને ધર્મ પ્રસારવા માટે ઉત્સાહી હતા, તેનાં અનેક દૃષ્ટાંતો જૈન ઇતિહાસમાં મલી આવે છે. તેમનું જીવન ભવ્ય અને લોકોત્તર હતું. સર્વદા શુભ અધ્યવસાય અને જનકલ્યાણ કરવાની ઇચ્છાના એકકેંદ્ર તરીકે તેઓ શુભ ભાવ વિસ્તારનાર, શુભ સાધનાર અને શુભ વિ-ચારનાર અચિંત્ય શક્તિવાલા હતા. તેમના ઉપદેશથી જૈન ગૃહસ્થો પણ ન્યાય, એક નિષ્ઠા, સત્ય, પ્રેમ, ક્ષમા, સદાગ્રહ અને સદાચારની મૂર્ત્તિ રૂપ બનતા અને પો-તાના જીવનને એક સુવાસમય, આનંદમય, દૃષ્ટાંતમય અને સુખમય કરી શકતા હતા. સંસારનો ભાર વહેતાં છતાં એમની પ્રકૃતિ સ્થિતિ અને રીતિની સાદાઈ, એમ-ના મનોબલની ગંભીર પણ અતિ દૃઢતા અને એમના વદનની નિરંતર પ્રસન્નતા દે-ખાતી હતી.

એ સમયે મુનિ અને ગૃહસ્થ એ ઉભય ક્ષેત્રો એટલી બધી ઉન્નતિમાં હતા કે, તેથી આર્હત ધર્મની પૂર્ણ જાહોજહાલી દેખાતી હતી. એ ઉભય ક્ષેત્રોના શુદ્ધ બલથી બીજા પાંચ ક્ષેત્રો પણ પૂર્ણ રીતે ખીલી રહેલા હતા. તે સમયે જ્ઞાન રૂપી પુષ્પોદ્યાન નવ પલ્લવિત થઇ આર્હત પ્રજાને પોતાના અમૃતમય અને આનંદમય સુગંધને આપતું હતું. સર્વદેશી વિદ્વતાને ધારણ કરનારા ઘણા પંડિત મુનિઓ ઠામ ઠામ વિચરતા અને આર્હત ધર્મનો પવિત્ર ઉપદેશ આપતા હતા. તે કાલના મુનિઓમાં તલસ્પર્શિતા, મર્મજ્ઞતા અને ગ્રહણ કરવા કરાવવાની શક્તિનો ચમત્કાર ભરેલો યોગ જોવામાં આવતો હતો. તેમનામાં આવો અલૌકિક બુદ્ધિ વૈભવ છતાં તેઓનું હૃદય અતિ સરલ, સુરસ, નમ્ર અને વિનીત હતું. અભિમાનના લેશ વિના તેઓ સર્વદા સર્વને સુલભ, સુગમ અને અનુકૂલ રહેતા હતા.

આવા સમયમાં મહાનુભાવ જૈનાચાર્યોએ જૈન પ્રજાના ઉપકારને માટે અનેક ગ્રંથો લખ્યા છે. તે માંહેલો આ **ધર્મબિંદુ** ગ્રંથ છે. આ ગ્રંથ પ્રકરણના નામથી ઓલખાય છે અને તેની રચના સંસ્કૃત સૂત્ર રૂપે કરવામાં આવી છે. તેમાં સૂત્રોની ગ્રથના એવી સુંદર રીતે કરવામાં આવી છે કે જેના અર્થના ઉત્તમ ગૌરવ સાથે વિષયનો ઉદ્દેશ સારી રીતે સચવાએલો છે. તેની ઉપર કરવામાં આવેલી વૃત્તિ સૂત્રાર્થનું સ્ફોટન કરવામાં ઘણીજ ઉપયોગી છે. જે વિષય સૂત્રમાં ઉદ્દિષ્ટ હોય તેનું રૂપ જેવું સૂત્રકારે આલેખ્યું હોય, તેવું ઉત્તમ રીતે મૂલને અધિક પ્રકાશ મળે તેમ સ્પષ્ટ કરવામાં વૃત્તિકારે પોતાની કુશલતા સારી રીતે બતાવી આપી છે. મૂલ ગ્રંથ-

તારે સૂત્રનો જે અર્થ દર્શાવ્યો હોય, તેમા શુ રહસ્ય છે ? એ સમજાવવાને માટે વૃત્તિકારે કોઈ કોઈ સ્થલે ઘણુ સારૂ વિવેચન કરેલુ છે

આ ગ્રથના મૂલ કર્ત્તા મહાનુભાવ **શ્રીહરિભદ્રસૂરિ** કે જેઓ જૈન ઇતિહાસમા ચાદમો ને ચુમાલીશ ગ્રથોના કર્ત્તા તરીકે પ્રખ્યાત છે, તેમની કૃતિમા અદ્દભુત અને સુબોધક રચનાનુ દર્શન થાય, એમા કાઈ આશ્ચર્ય નથી તે મહાનુભાવ ગ્રથકારે મુનિઓ અને ગૃહસ્થોના ધર્મ બતાવવાને માટે આ ઉપયોગી ગ્રથની યોજના કરી છે, અને તેની અદર એ ઉદ્દિષ્ટ વિષયને સારી રીતે વિવેચન કરી સમજાવ્યો છે વિષય, સબધ, પ્રયોજન અને અધિકાર એ ચાર અનુબધની ઘટના કરી ગ્રથકર્ત્તાએ લેખના આન્ત સ્વરૂપને યુક્તિ પૂર્વક વિવેચન કર્યુ છે સૂત્રના ટુકા ટુકા શબ્દોથી યતિ અને ગૃહસ્થના ધર્મ વિષયનો અનત ભડાર દર્શાવી કર્ત્તાએ આ ધર્મબિંદુરૂપે એક અપૂર્વ ધર્મ સહિતા ગ્રથિત કરેલી છે તે સાથે સૂત્રશ્રખલા એવી રમણીય ગોઠવી છે કે, જે ઉપરથી સિદ્ધ કરેલા ધર્મના નિયમો ક્રમાનુસાર સ્મૃતિવિષયમા રહી શકે છે

આ ઉપયોગી ગ્રથની વૃત્તિ **શ્રી મુનિચદ્રસૂરિએ** એ રચેલીછે સૂત્રની ગ્રથનામા દર્શાવેલા શબ્દોના અર્થનુ સ્પષ્ટીકરણ કરી તે ઉપર ઉપયુક્ત વિવેચન આપવામા આવ્યુ છે ધર્મના ગહન વિષયને અગે જે કાઇ સૂચક અશો સૂત્રકારે દર્શાવ્યા છે, તેમને વૃત્તિકારે પોતાની વિશાલ બુદ્ધિથી પલ્લવિત કરી તે તે વિષયના સ્વરૂપને સારી રીતે પ્રતિપાદન કરેલ છે કોઈ કોઇ પ્રસગે મૂલ વિષયની પુષ્ટિને માટે બીજા પ્રમાણિક ગ્રથોના પ્રમાણો આપી મૂલ વાણીના આશયને વિશેષ પ્રમાણભૂત પણ કરી બતાવ્યો છે, આથી મૂલ ગ્રથની મહત્તામા વૃત્તિકારે મોટો વધારો કર્યો છે, એમ નિ સશય કહેવુ જોઇએ

મુનિ વર્ગ અને ગૃહસ્થ વર્ગના સામાન્ય અને વિશેષ ધર્મને દર્શાવનારા આ ગ્રંથના આઠ અધ્યાય રૂપે આઠ ભાગ પાડવામા આવ્યા છે, તેમા પહેલા **ગૃહસ્થ ધર્મ વિધિ** નામના અધ્યાયમા ગૃહસ્થ ધર્મનુ સ્વરૂપ પ્રતિપાદન કરેલુ છે **ધર્મ** એ શબ્દની વ્યાખ્યામા વૃત્તિકારે ઉત્તમ પ્રકારે ઉહાપોહ કરી ધર્મના શુદ્ધ લક્ષણો સિદ્ધ કરી બતાવ્યા છે ગૃહસ્થ ધર્મની યોગ્યતા મેળવવા માટે ગૃહસ્થને કેવા પ્રકારમા રહેવુ જોઇએ ? એ વાત પ્રથમ દર્શાવી ગૃહસ્થના ઉત્તમ આચારો એવી તરફ રીતે વર્ણવ્યા છે કે જેમા ગાર્હસ્થ્ય વર્ત્તનનો મુખ્ય મુખ્ય સર્વ સારાશ આવી જાય છે

બીજા **દેશના વિધિ** નામના અધ્યાયમા ધર્મની દેશના આપવાની યોગ્યતા વિષે કહેવામા આવ્યુ છે કેવા ગૃહસ્થ ધર્મની દેશના આપવાને યોગ્યછે? અને તે યોગ્ય એવા ગૃહસ્થને ધર્મનો ઉપદેશ કેવી રીતે—કેવી પદ્ધતિએ આપવો ? તે વિષે

ક્રમાનુસાર ઉત્તમ વિવેચન કરવામાં આવ્યું છે. તેમાં ચતુર્વિધ કથાઓમાંથી **આક્ષેપણી** કથાનું વિવેચન કરી અને તેના **આચાર, વ્યવહાર, પ્રજ્ઞપ્તિ** અને **દષ્ટિવાદ** એવા ચાર ભેદો લક્ષણ પૂર્વક દર્શાવી વૃત્તિકારે એ વિષયને સારી રીતે પલ્લવિત કરેલો છે.તે પછી જ્ઞાનાદિ આચાર તેના પાલવાનો પ્રકાર અને તેને અંગે કરવા યોગ્ય એવા ઉપદેશના પ્રકારની સૂચના કરી તે વિષયને સમાપ્ત કરવામાં આવ્યો છે.

ત્રીજા **ગૃહસ્થ ધર્મ વિધિ** નામના અધ્યાયમાં ધર્મને ગ્રહણ કરવા યોગ્ય એવા ગૃહસ્થને ધર્મ આપવાનો ઉત્તમ વિધિ દર્શાવ્યો છે. સમ્યગ્દર્શન પ્રાપ્ત થયા પછી અણુવ્રત વગેરેને ગ્રહણ કરવાની યોગ્યતા દર્શાવી, સમ્યગ્દર્શનનું લક્ષણ, અણુવ્રત વગેરે આપવાનો પ્રકાર અને તેના અંગે કરવામાં આવેલા વિશેષ વિવેચનમાં એક ગૃહપતિના પુત્રની સવિસ્તર કથા આપવામાં આવી છે. તે પછી યોગશુદ્ધિ, વંદન શુદ્ધિ, નિમિત્ત શુદ્ધિ, દિક્શુદ્ધિ અને આગારશુદ્ધિના સ્વરૂપ, પાંચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત, ચાર શિક્ષાવ્રત અને વ્રતદાનનું સ્વરૂપ અને તેના અતિચારો દર્શાવી તેમના ત્યાગ કરવા પૂર્વક ગૃહસ્થના વિશેષ ધર્મ બતાવ્યો છે.

ચોથા **યતિવિધિ** નામના અધ્યાયમાં યતિ–મુનિના સામાન્ય ધર્મનો આરંભ કરતાં પ્રથમ વિધિથી ગૃહસ્થધર્મને સેવનારો પુરૂષ ચારિત્ર મોહનીય કર્મથી મુકાય છે, એ વાત દર્શાવી મુનિના સ્વરૂપનું દિગ્દર્શન કરાવવામાં આવ્યું છે. કેવો પુરૂષ દીક્ષા લેવાને યોગ્ય છે? એ વિષે ઇસારો કરી દીક્ષાની યોગ્યતાના સોળ ગુણો અને ગુરૂના પંદર ગુણો ઉત્તમ પ્રકારે દર્શાવવામાં આવ્યા છે. અને તે વિષે જુદા જુદા મતના વિદ્વાનોના અભિપ્રાયો પ્રગટ કરવામાં આવ્યા છે. પ્રવ્રજ્યા લેનારા પુરૂષના પ્રશ્ન, આચાર અને તેની પરીક્ષાનો ક્રમ અને યતિધર્મની યોગ્યતા પ્રતિપાદન કરી એ અધ્યાય સમાપ્ત કરવામાં આવ્યો છે..

પાંચમા **યતિધર્મવિધિ** નામના અધ્યાયમાં યતિપણું કેવું દુષ્કર છે? એ વાત દર્શાવી, તેનું પરમાનંદરૂપ મોક્ષફલ જણાવી યતિધર્મના સાપેક્ષ અને નિરપેક્ષ એવા બે ભેદ વિવેચન પૂર્વક વર્ણવી બતાવ્યા છે. તે પ્રસંગે દીક્ષા આપવાને અયોગ્ય એવા બાલ, વૃદ્ધ વગેરે પુરૂષોના દોષો વૃત્તિકારે ઉત્તમ પ્રકારે વર્ણવી બતાવ્યા છે. તે પછી મુનિએ કેવી રીતે વર્ત્તવાનું છે? તે પ્રસંગે મુનિના વર્ત્તનનો ઉત્તમ ચિતાર આપી એ અધ્યાયને સમાપ્ત કરવામાં આવ્યો છે.

છઠા **યતિધર્મ વિષય** નામના અધ્યાયમાં સાપેક્ષ અને નિરપેક્ષ યતિધર્મના સૂક્ષ્મ તત્ત્વો દર્શાવ્યા છે. પરોપકારવૃત્તિ, ત્રિવિધ યોગસાધન, વગેરે બતાવી નિરપેક્ષ યતિધર્મ ને યોગ્ય એવા પુરૂષની બાહ્ય અને આંતર પ્રવૃત્તિ પ્રતિપાદિત કરી છે અને સમ્યગ્દર્શનાદિ ત્રણ રત્નોને કર્મ ક્ષયના કારણ બતાવી સ્વસ્વભાવનો ઉત્કર્ષ અને તે થવાનું કારણ સ્પષ્ટ કરી ઉચિત અનુષ્ઠાનની શ્રેયસ્કરતા સિદ્ધ કરી છે. ત્યા-

ર બાદ મોક્ષના અગ રૂપ ભાવનાનુ સ્વરૂપ અને ફલ તે વિષયને વૃત્તિકારે ઉત્તમ રીતે ચર્ચ્યો છે તે પ્રસગે વચનના ઉપયોગના પ્રભાવ રૂપે શ્રી ભગવતના સ્મરણનુ, ભક્તિનુ અને ધ્યાનનુ મહા ફલ કહી યતિ ધર્મની પરમ ઉત્કૃષ્ટતા સિદ્ધ કરી છે આ પ્રસગે પ્રવૃત્તિના દોષો દર્શાવી ચારિત્રના શુદ્ધ પરિણામનો મહિમા બતાવ્યો છે અને છેવટે ભવોપગ્રાહી કર્મથી મુક્ત થવાનો પ્રકાર દર્શાવી સર્વથા કર્મરહિત થતા સર્વ દુ ખના અતને દર્શાવી એ અધ્યાય પૂર્ણ કરવામા આવ્યો છે

સાતમા **ધર્મ ફલ વિધિ** નામના અધ્યાયમા ધર્મના ફલ વિષે વિવેચન કરવામા આવ્યુ છે **અન તર** અને **પર પર** એવા ફલના બે પ્રકાર દર્શાવી, તે પ્રત્યેકનુ સ્વરૂપ બતાવવામા આવ્યુ છે તે પ્રસગે ધર્મની પ્રાપ્તિને અવસરે કેવી સ પત્તિ મળે છે, તે વિષે વિવિધ પ્રકારની જીવની પરિણતિની વૃદ્ધિનુ વિવેચન કરી જીવના વીર્યનો ઉલ્લાસ શાથી થાયછે? એ વાત સવિસ્તર દર્શાવી અને તેમા તેના હેતુઓનુ સ્પષ્ટીકરણ સારી રીતે કરેલુ છે તેની અદર બધના હેતુનુ દિગ્દર્શન કરાવી શુભ અને અશુભ પરિણામ વિષે સારૂ વિવેચન કરેલુ છે તે પછી છેવટે ધર્મરૂપ ચિતામણિનો અનુપમ અને લોકોત્તર મહિમા વર્ણવી એ અધ્યાયને સમાપ્ત કરવામા આવેલો છે

આઠમા **ધર્મફલ વિધિ** નામના અધ્યાયમા અતિ શુદ્ધ ધર્મના અભ્યાસથી તીર્થકરપણુ પ્રાપ્ત થાય છે એ વાતનો ઉપન્યાસ કરી ચારિત્રની પ્રાપ્તિ, ચારિત્રની સાથે આત્માની એકતા, ધ્યાન સુખનો યોગ અને લબ્ધિઓની પ્રાપ્તિનો ક્રમવાર લાભ જણાવી આઠમા અપૂર્વકરણ ગુણ સ્થાનની પ્રાપ્તિ, અને ક્ષપકશ્રેણી કરવાનુ સામર્થ્ય પ્રાપ્ત કરી પર પરાએ મોહ સાગરને ઉતરી કેવલજ્ઞાની થઈ પરમ સુખ–મોક્ષનો લાભ મેલવાય, એ વાત જણાવી છે આ પ્રસગમા મહાનુભાવ વૃત્તિકારે અપૂર્વકરણને અગે ઘણુ વિવેચન કરી કર્મની વિવિધ પ્રકૃતિઓને ખપાવવાનો ઉત્તમ ક્રમ દર્શાવી પ્રસ્તુત વિષયને વિશેષ પલ્લવિત કર્યો છે તે પછી રાગ, દ્વેષ અને મોહાદિ આત્માના દોષનુ યથાર્થ સ્વરૂપ બતાવી પરમેશ્વરપણાની પ્રાપ્તિના પરમ સુખને દર્શાવી સિદ્ધ ભગવતની ગતિ અને સ્થિતિનુ સ્વરૂપ ઉત્તમ પ્રકારે બતાવ્યુ છે અને સિદ્ધ ભગવાનને નિરૂપમ સુખની સિદ્ધિ કેવી રીતે થાય છે? એ વાત જણાવી તે પર શ્રદ્ધા રાખવાનુ કહી છેવટે આ મનુષ્ય ક્ષેત્ર રૂપ પૃથ્વીને વિષે જીવ શુક્લ ધ્યાન રૂપ અગ્નિવડે કર્મરૂપી ઇંધણાને બાળી બ્રહ્મ નામથી પ્રસિદ્ધ એવા પરમ પદ–મોક્ષની પ્રાપ્તિ કરે છે, એ વાત દર્શાવી છે અને તે પછી ત્યા આઠમા અધ્યાયની સમાપ્તિ સાથે આ વિવિધ તત્વોના મહાન સાગરરૂપ ગ્રથની સમાપ્તિ કરવામા આવી છે

ગ્રથકર્તા મહાનુભાવ હરિભદ્ર સૂરિએ શ્રુત–આગમરૂપ મહાન્ સાગરમાંથી

ઉદ્ધાર કરેલા આ ગ્રંથને એક બિંદુ રૂપ ગણી તેનું નામ ધર્મબિંદુ આપેલું છે, પણ આ ઉપયોગી ગ્રંથ આધુનિક જૈન પ્રજાને એક વિવિધ જ્ઞાનનો મહાસાગરરૂપ થઈ પડે તેવો છે. આ મહાન્ ધર્મ ગ્રંથની અષ્ટાધ્યાયી જો મુક્તામણિની માલાની જેમ કંઠમાં ધારણ કરી રાખવામાં આવે તો તેનો અભ્યાસી યાવજ્જીવિત સદાચાર, સન્નીતિ અને સદ્ધર્મનો પરમ ઉપાસક બની પરિણામે પરમપદનો અધિકારી બને છે.

આ પ્રમાણે ગૃહસ્થ અને યતિધર્મને વિસ્તારથી પ્રતિપાદન કરનારો આ ગ્રંથ સર્વ જૈનવર્ગને અતિ ઉપયોગી છે. ગ્રંથની યોજના એવી ઉત્તમ પદ્ધતીથી કરવામાં આવી છે કે, જે મનનપૂર્વક વાંચવાથી અધિકારી પોતાના અધિકાર પ્રમાણે સ્વકર્તવ્યના સ્વરૂપને સારી રીતે જાણી શકે છે. ઉપરાંત જૈનધર્મના આચાર, વર્તન, નીતિ, વિવેક, અને વિનયના શુદ્ધ સ્વરૂપ સાથે તત્ત્વોના રહસ્યને સારી રીતે સમજી શકે છે.

મુનિ અને ગૃહસ્થ એ દ્વિપુટી જો આ ગ્રંથને આદ્યંત વાંચે તો સ્વધર્મ—સ્વકર્તવ્યના યથાર્થ સ્વરૂપને જાણી પોતાની મનોવૃત્તિને ધર્મરૂપ કલ્પવૃક્ષની શીતળ છાયાની આશ્રિત કરી અનુપમ આનંદના સંપાદક બને છે. ગ્રંથ લેખનની શૈલી, અંદરના સિદ્ધાંત તથા પ્રાસાદિક ભાષા સર્વ શિષ્ટ જનોની પરમ સ્તુતિના પાત્ર હોઇ મનોબલ, મનોભાવ, અને હૃદયશુદ્ધિને વધારનારા છે, ટુંકામાં કહેવાનું કે, આ સંસારમાં પરમ શ્રેય માર્ગે જીવી મોક્ષ પર્યંત સાધન પ્રાપ્ત કરવાની શુભ ભાવના ભાવનાર મુનિએ તેમજ ગૃહસ્થે મહાનુભાવ હરિભદ્રસૂરિની પ્રતિભાનો આ પ્રસાદ નિરંતર પ્રાપ્ત કરવા યોગ્ય છે.

આ ગ્રંથના કર્તા મહાનુભાવ **હરિભદ્રસૂરિ**નો ઇતિહાસ જૈન વર્ગમાં પ્રખ્યાત છે, તેથી તે વિષે વિશેષ લખવાની જરૂર નથી, તો પણ સંક્ષેપમાં કહેવાનું કે જૈનધર્મના ધુરંધર પંડિતોમાં અગ્રગણ્ય એવા એ મહાનુભાવ વિક્રમના છઠા સૈકામાં આ ભારત વર્ષને અલંકૃત કરતા હતા. તેઓ ચિતોડના રાજા **જિતારિના** પુરોહિત બ્રાહ્મણ હતા. સંસારી અવસ્થામાં પણ તેમનું નામ **હરિભદ્ર**જ હતું. તેમણે પોતાના કુલની પરંપરાના ધર્મ પ્રમાણે વેદ તથા વેદાંગનો સારો અભ્યાસ કર્યો હતો. તે સમયે આર્હત ધર્મના વિદ્વાન્ મુનિઓનો પ્રચાર તે દેશમાં થયા કરતો હતો. બ્રાહ્મણ હરિભદ્ર **યાકિની** નામની એક સાધ્વીના મુખથી ગાથા સાંભળીને આશ્ચર્ય પામ્યા હતા. તે પછી તે સાધ્વીની દ્વારા તે નગરમાં રહેલા **જિનભટ્ટ** નામના આચાર્યનો તેમને સમાગમ થઈ આવ્યો હતો, તે વિદ્વાન્ સૂરિવરના સમાગમથી હરિભદ્ર આર્હત ધર્મના તત્ત્વો ઉપર તત્કાલ શ્રદ્ધાલુ થયા હતા અને તેજ વખતે તે આર્હતી દીક્ષાથી અલંકૃત થયા હતા. થોડા સમયમાંજ એ મહાનુભાવ જૈન આગમના પારંગત થઇ સૂરિપદને પ્રાપ્ત થયા હતા.

મહાનુભાવ હરિભદ્રસૂરિએ પોતાના ચારિત્ર જીવનમાં આર્હત ધર્મની ઉન્નતિને માટે દુષ્કર કાર્યો કરેલા છે. તેમના સમયમાં ભારત વર્ષ ઉપર બૌદ્ધ લોકો ગર્વ ધરી

વિચરતા હતા, તેમનો તેમણે ભારે પરાભવ કર્યો હતો મહાનુભાવ હરિભદ્રસૂરિના ઇતિહાસમા એક એવી વાત કહેવામા આવે છે કે, હસ અને પરમહસ નામના તે હરિભદ્રસૂરિના બે ભાણેજ હતા, તેમને ગુરૂની આજ્ઞાથી તે સૂરિવરે દીક્ષા આપી હતી તેઓ પ્રમાણ શાસ્ત્રમા ઘણા પ્રવીણ થયા હતા તેમણે બૌદ્ધ મતના પ્રમાણ શાસ્ત્રોનો અભ્યાસ કરવાની ગુરૂ પાસે ઇચ્છા દર્શાવી હતી ભવિષ્યવેત્તા હરિભદ્રસૂરિએ આજ્ઞા આપી પણ તેનુ વિપરીત પરિણામ આવવાનુ જણાવ્યુ હતુ, છતા તેઓ ગુરૂને વિશેષ વિનતિ કરી ગયા હતા તેઓ વેષ બદલીને બૌદ્ધોની પાસે ગયા પણ છેવટે બૌદ્ધાચાર્યના જાણવામા આવ્યુ કે, 'આ જૈન સાધુઓ છે' તેથી તેણે પોતાના ગુપ્ત સુભટોની પાસે તેમનો વધ કરાવ્યો હતો આ વાત હરિભદ્રસૂરિના જાણવામા આવતા તેમને ભારે ક્રોધ ઉત્પન્ન થયો અને પોતાની મત્ર શક્તિથી ચૌદસોને ચુમાલીશ શિષ્યોની સાથે બૌદ્ધાચાર્યને તેલની કડામા હોમવાનો વિચાર કરી આકર્ષ્યા હતા, પણ તેમના ગુરૂએ એ મુનિને અયોગ્ય એવા કામથી તેમને અટકાવ્યા હતા તે પછી તે માનસિક મહા પાપના પ્રાયશ્ચિત્તરૂપે તેમણે ચૌદસોને ચુમાલીશ ગ્રથો રચેલા છે, એમ કહેવાય છે તેઓમા અનેકાત જયપતાકા, શિષ્યહિતા નામે આવશ્યકની ટીકા, ઉપદેશપદ, લલિત વિસ્તરા નામની ચૈત્યવદન વૃત્તિ, જબૂદ્વીપ સગ્રહિણી, જ્ઞાનપચક વિવરણ, દર્શનસપ્તતિકા, દશ વૈકાલિકવૃત્તિ, દીક્ષાવિધિ પચાશક, ધર્મબિન્દુ, જ્ઞાનચિત્રિકા, પચાશક, મુનિપતિ ચરિત્ર, લગ્નકુડલિકા, વેદબાહ્યતાનિરાકરણ, શ્રાવકધર્મવિધિ પચાશક, સમરાદિત્ય ચરિત્ર, યોગબિન્દુ, પ્રકરણ વૃત્તિ, યોગદૃષ્ટિ સમુચ્ચય, ષટ્દર્શન સમુચ્ચય, પચસૂત્રવૃત્તિ, પચવસ્તુકવૃત્તિ, અષ્ટક, ષોડશક, વગેરે મુખ્ય ગ્રથો છે પોતાના ઉત્તમ શિષ્યોના વિરહથી તે મહાનુભાવે પોતાના દરેક ગ્રથને છેડે પોતાની કૃતિની નિશાની દાખલ 'વિરહ' શબ્દ મુકેલો છે, તેથી વિરહ શબ્દથી અકિત એવા તેમના ગ્રથો અદ્યાપિ તેમની કૃતિને સૂચવે છે તે સાથે પોતાની પ્રતિબોધક 'યાકિની' નામની સાધ્વીનુ નામ પણ ગ્રથને અતે તેણીના ધર્મપુત્ર તરીકે તેમણે સૂચવેલુ છે

આવા પ્રાતઃસ્મરણીય અને વદનીય મહાત્માએ સર્વ જૈન પ્રજાનો મહાન્ ઉપકાર કર્યા છે, તેમણે વધારેલી જ્ઞાન સમૃદ્ધિ વર્તમાન કાલની જૈન પ્રજાના ધાર્મિક જીવનને સર્વ પ્રકારે સમૃદ્ધિમાન્ કરી સન્માર્ગનો ઉત્તમ ઉપદેશ આપે તેવી અદ્યાપિ વિદ્યમાન છે એવા મહોપકારી મહાત્માને સહસ્રવાર વદન અને ધન્યવાદ ઘટે છે

આ ધર્મબિન્દુ ઉપર સુબોધકવૃત્તિ કરનાર મહાનુભાવ શ્રી મુનિચદ્રસૂરિનો સવિસ્તર ઇતિહાસ મળી શક્યો નથી, તો પણ તેમના ગ્રથોની પ્રશસ્તિ ઉપરથી એટલુ જણાય છે કે તેઓ તપગચ્છમા થયેલા દેવેદ્ર ગણી (નેમિચદ્રસૂરી)ના શિષ્ય હતા ગાથાકોશ, તીર્થમાલા સ્તવ અને રત્નત્રય કુલક નામના ગ્રથો અને આ ધ

ર્મબિંદુની વૃત્તિ એટલી તેમની કૃતિ સાંપ્રતકાલે જોવામાં આવે છે. તે ઉપરાંત ઉદય પ્રભસૂરિને નેમચંદ્રસૂરિએ રચેલા પ્રવચનસારોદ્ધાર ઊપર વિષમ પદ વ્યાખ્યા નામની ટીકામાં સહાય આપનાર તરીકે પણ તેમનુ નિર્મલ નામ દૃષ્ટિ માર્ગે આવે છે.

આ પ્રસંગે કહેવું જોઇએ કે, ધર્મબિંદુ જેવા ઉત્તમ ગ્રંથનું ગૌરવ જે વિશેષ ઊપયોગી થયેલ છે, તે વૃત્તિકાર મુનિ ચંદ્રસૂરિને પૂર્ણ આભારી છે. તે મહાનુભાવે રચેલી વૃત્તિની અંદર કર્તાના આશયના પૂર્ણ શુદ્ધ સ્વરૂપનું દર્શન થવા સાથે મૂલ વિષયના પોષકરૂપ બીજા અનેક વિષયોનો ઉત્તમ બોધ પ્રાપ્ત થાય છે.

છેવટે આનંદ સાથે જણાવવાનું કે મુનિવર્ગ અને ગૃહસ્થ વર્ગના સામાન્ય અને વિશેષ ધર્મને જણાવનારા આર્હત ધર્મના આંતર સ્વરૂપને પ્રતિપાદન કરનારા અને ગૃહ, ધર્મ અને નીતિના તત્ત્વોથી ભરપુર એવો આ અને બીજા આવા અનેક ઉપયોગી ગ્રથો **શ્રીમાન વિજયાનંદસૂરિ** (આત્મારામજી મહારાજ) ના પરિવાર મંડળની અપૂર્વ કૃપાવડે પ્રસિદ્ધ કરવા ભાગ્યશાળી થયા છીયે. જેથી તે પરમ ગુરૂરાજના શિષ્ય મંડલનો અંતઃકરણથી આભાર માનીયે છીયે.

આ ગ્રંથની પાંચસો કોપી આ સભાએ પોતાના તરફથી પ્રસિદ્ધ કરી છે, અને પાંચસો કોપી મુનિરાજ શ્રી ચારિત્રવિજયજી મહારાજના સદ્ઉપદેશથી મોટી–ખાખર કચ્છના રહેવાશી સ્વર્ગવાસી શેઠ કોરશી કેશવજીના સ્મરણાર્થે તેમની સુશીલ પત્ની બાઇ પુરબાઇએ, ઉદ્યાપન મહોત્સવ પ્રસંગે જ્ઞાનની પ્રભાવના કરવા નિમિત્તે કચ્છ દેશના જૈનપ્રજાની વસ્તીવાળા દરેક શહેરના જ્ઞાન ભંડારમાં એક એક કોપી ભેટ આપવા માટે આ સભા પાસે માગણી કરતા, મુદલ કિંમતથી શહેજ ઓછી કીંમતે તે ઊત્તમ કાર્ય માટે તે પાંચસો કોપી આ સભાએ તે ધર્મ ભગિની પુરબાઇને આપેલ છે. આવા ઉત્તમોત્તમ કાર્ય માટે તે ઉકત મુનિરાજનો અમો આભાર માનીએ છીએ, અને તે ધર્મ ભગિની પુરબાઇને ધન્યવાદ આપતાં તેનું અનુકરણ કરવા દરેક જૈન બ્હેનોને સુચના કરીએ છીએ.

આવા મૂળ ટીકા અને ભાષાંતર સાથેનો આ અપૂર્વ ગ્રંથ પ્રસિદ્ધ કરવાનો અમારો પ્રથમ પ્રયાસ હોવાથી, તેમજ આ ઉત્તમ ગ્રંથનું ભાષાંતર એક સારા વિદ્વાન્ લેખકની પાસે કરાવવામાં આવ્યું છે અને તેની શુદ્ધિને માટે યથાશક્તિ પ્રયત્ન કરવામાં આવ્યો છે છતાં, છદ્મસ્થપણામાં સુલભ એવા પ્રમાદ તથા દૃષ્ટિ દોષાદિ દોષને લઇને કે પ્રેસના દોષને લઇને મૂલ ટીકા કે અર્થમાં કાંઇ પણ સ્ખલના થઈ હોય તો મિથ્યા દુષ્કૃત પૂર્વક ક્ષમા માગીયે છીયે, અને વિનંતિ કરીએ છીએ કે જો કાંઈ સ્ખલના નજરે પડે તો તે અમોને જણાવવા તસ્દી લેશો, જેથી બીજી આવૃતિ વખતે તે સુધારવામાં આવશે.

ભાવનગર.
આત્માનંદ ભુવન,
ફાલ્ગુન શુકલ તૃતીયા સં. ૧૯૬૭
આત્મ સંવત ૧૫, વીર સંવત ૨૪૩૭.

પ્રસિદ્ધ કર્ત્તા.
શ્રી જૈન આત્માનંદ સભા.

# સ્વર્ગસ્થ શેઠ કોરશી કેશવજીનું ટુંક જીવન ચરિત્ર.

શ્રીમત્કચ્છ દેશમા આવેલ મોટી ખાખર નામે ગામમા આ શ્રેષ્ઠીનો જન્મ થયેલો હતો તેઓ જ્ઞાતે વીશા ઓશવાળ હતા કુદરતી વ્યાપારી કુનેહથી તેઓ મુબઈમા એક સારા વ્યાપારી બની ન્યાયોપાર્જીત દ્રવ્યથી લક્ષાધિપતિ બન્યા હતા જો કે તેઓને ગુજરાતી શિક્ષણ પણ જમાનાને અનુસરીને પુરતુ મળેલ નહી હતુ, તો પણ જમાનાના બળની કેળવણીની આવશ્યકતા અને ઉપયોગીતા તેઓ સારી રીતે સમજી શક્યા હતા તેઓ પોતાની જ્ઞાતિમા વ્યવહારિક તેમજ ધાર્મિક કેળવણી પ્રસરાયલી જોવાને ઘણાજ ઉત્સુક હતા એટલુ જ નહીં પણ હાલમા કેટલાક દાખલાઓ જોવામા આવે છે, તેમ શારીરિક શુશ્રુષામા કે બીજી મોજશોખમા નહીં ફસાતા તેઓ પોતાના ન્યાયોપાર્જીત દ્રવ્યનો શુભ ઉપયોગ કરવાનાજ વિચારો કરતા હતા, અને શુભ કાર્યો કરવામાજ જન્મની સાફલ્યતા માનતા હતા શ્રીમાન્ છતા સાદાઈમા રહેવુ તેમને વધારે પ્રીય હતુ લઘુતા તેજ પ્રભુતા એ તેમનુ મન્તવ્ય હતુ. તેમને વાલબાઇ અને પુરબાઇ નામે બે સ્ત્રીઓ હતી, કર્મના સયોગે તેમના થયેલા સતાનો દીર્ઘાયુષી ન નીવડ્યા આથી તેમને સસારી વાસના તરફ વધારે વિરક્તભાવ ઉત્પન્ન થયો પુત્રાદિકે નામ રાખવાની અજ્ઞાનતાનો તેમને ખ્યાલ થયો, અને શુભ કાર્ય કરવા એજ નામના એવી તેમની પ્રતીતિ થઈ તેમણે જુદા પ્રકારની સખાવતો અને ધાર્મિક કાર્યમા પોતાના દ્રવ્યનો વ્યય કરવાનુ શરૂ કર્યુ તેમની અનેક સખાવતોમા નીચેની સખાવતોનો પણ સમાવેશ થાય છે

રૂા ૧૩૦૦૦) તેર હજાર રૂપીઆ આપી મુબઈ માડવી ખડકપર ચાલતી શ્રી દેરાવાસી કચ્છી વીશા ઓશવાળ પાઠશાળાની શરૂઆત કરી જેને તેમના બીજા જ્ઞાતિ બધુઓએ ટેકો આપવાથી આજે તે સસ્થા લગભગ રૂપીઆ પચાસ હજારથી વધારેનુ ફડ ધરાવે છે જેમાથી આ શાળા ચાલે છે, તેમા વ્યવહારિક—ગુજરાતી અગ્રેજી તેમજ ધાર્મિક અભ્યાસ કરાવવામા આવે છે આ શાળાના સ્થાપક તરીકેનુ માન મરહુમ શેઠનેજ આપવામા આવ્યુ છે

રૂા ૧૦૦૦૦) દશ હજાર રૂપીઆ ખરચી કચ્છ દેશમા ખાખરોડથી લખપત સુધી-

ના કાંઠા ઉપર માછલાં પકડવાનો ધંધો બંધ કરાવી કરોડો જીવોને અભયદાન આપ્યું. આ જીવદયાનું મહાન્ કાર્ય કરી તેમણે મહાન્ પુણ્ય ઊપાર્જન કર્યું કહેવાય.

કો. ૧૨૦૦) બાર હજાર કોરી આપી પોતાના વતન કચ્છ મોટી ખાખરમાં ધાર્મિક પાઠશાળા સ્થાપવાની પહેલ કરી જેને તેમના જ્ઞાતિ બંધુઓ તરફથી સારો ટેકો આપવામાં આવ્યો છે. આ ઊપરથી એમ સમજી શકાય છે કે તેઓ પોતાની જ્ઞાતિમાં પ્રિય હતા, અને તેમના દરેક કાર્યને જ્ઞાતિ અનુમોદન આપી વધાવી લેતી આવી છે.

કો. ૨૫૦૦) પચીસસો કોરીના ખરચે કચ્છના બાવન ગામોના દેરાસરોમાં પોતાની માંદગી સમયે પૂજાઓ ભણાવી હતી.

રૂા. ૧૦૦૦) એક હજાર રૂપીઆથી આબુ ઉપર ધર્મશાળામાં સહાયતા આપી જે હજુ મોજુદ છે.

રૂા. ૧૦૦૦) એક હજાર રૂપીઆથી અચલગઢ ઉપર ધર્મશાળામાં મદદ કરી હતી તે હજુ મોજુદ છે.

રૂા. ૨૫૦૦) રૂપીઆ પચીસસો ખરચી મુંબઈમાં કચ્છી વીશા ઓશવાળની જ્ઞાતિમાં જર્મન સીલવરની થાળીનું લહાણું કર્યું હતું, આવા અનેક શુભ કામો કરતાં આયુષ્ય પૂર્ણ થતાં સંવત્ ૧૯૬૪ ના ફાગણ શુદી ૧૩ ના દિવસે દેહત્યાગ કર્યો.

તે વખતે તેમની સ્ત્રી વાલબાઈ હયાત નહીં હતા. તેઓ પોતાના પતિની હયાતિમાંજ પંચત્વને પામ્યા હતા. આ વખતે તેમની સદ્ગુણી સ્ત્રી પુરબાઇ હયાત હતા. જુના વિચારના માણસો સીધી રીતે નહીં તો બીજી રીતે દીર્ઘદૃષ્ટિના કામ કરનારા હોય છે. અને તેવુંજ આ શ્રેષ્ઠીના સંબંધમાં બન્યું. સર્વ કોઇ જાણે છે કે, બીન વારસ શ્રીમંતો પોતાની પવિત્ર સ્ત્રીઓ હોવા છતાં પોતાની મિલકતની વ્યવસ્થા માટે ટ્રસ્ટીઓ નીમે છે, જેના પરિણામમાં અનેક પ્રકારના ઝઘડા ઉત્પન્ન થાય છે. કુલીન સ્ત્રીઓને ટ્રસ્ટીઓના પગથીઆ ઉપર પગ ઘસવા પડે છે. અને ન્યાયની અદાલતમાં રખડવું પડે છે. આવી દરેક પ્રકારની વિડંબનામાંથી પોતાની સદ્ગુણી સ્ત્રીને બચાવવા ખાતર પોતે ટ્રસ્ટ નહીં કરતાં પોતાની વિભક્ત મિ-

લક્તની કુલ મુખત્યારી પોતાની સ્ત્રી પુરબાઇને સોંપી તે સ્ત્રી ઉપર તેમનો પુરતો વિશ્વાસ હોવાથી તેણીના હાથે તેમની મીલકતની સારી વ્યવસ્થા થશે એમ તેઓને પુરી ખાત્રી હતી

આ પવિત્ર બાઇએ પોતાના સદ્દગત પતિની ઇચ્છાને અનુસરીને કેવા શુભ કામો કર્યા તે જણાવવા અસ્થાને નહીં ગણાય આ સુશીલ બાઇ પોતે મોટી મીલકતની સ્વતંત્ર માલેક થવા છતા બીલકુલ સ્વચ્છંદી નહીં બનતા પોતાના ધણીની મીલકતની સારી વ્યવસ્થા કરવા તત્પર રહી, દીર્ઘકાલ કાયમ રહે તેવા કામો કરવા માંડ્યા સદ્દગુરૂના ઉપદેશથી બાઇ પુરબાઇએ મુંબઇ પુરબાઇ કન્યાશાળા ખુલી મુકી છે તેમા શરૂઆતમાજ પોતે રૂપીઆ પચીસ હજારની રકમ આપી છે આ શાળામા ગુજરાતી, ઈંગ્રેજી, સંસ્કૃત, ધાર્મિક અભ્યાસ ઉપરાત શીવણ ગુંથણ વગેરે હુન્નરો પણ શીખવવામા આવે છે કચ્છ ખાખરમા આ બાઇએ ચાર હજાર રૂપીયા આપી કન્યાશાળા સ્થાપી છે તે ઉપરાત તે કન્યાશાળાને બે ઘર જેની કીંમત રૂપીયા પાંચ હજારની છે, તે અર્પણ કર્યાં છે તેમાથી એક કન્યાશાળાના ઉપયોગમા વપરાય છે. એકમા પોતાની હયાતી સુધી પોતાનો હક રાખી પોતાની હયાતી બાદ કન્યાશાળાને અર્પણ કરેલ છે

આ બાઇએ કચ્છ કોડાઇમા દશ હજાર કોરી આપી કન્યાશાળા કરી છે કચ્છ મોટી ખાખરમા દશ હજાર રૂપીઆ ખરચીપ્રભુના માટે હીરાનો મુગટ તથા કુંડલ કરાવ્યા છે રૂપીઆ પાચ હજાર ખરચી મુંબઇમા પોતાના ધણીની પાછલ નાત જમણ કર્યું છે, અને કચ્છમા પણ તેટલીજ રકમ ખરચી નાત તેડુ મોટી ખાખર ખાતે કર્યું છે

પાલીતાણાનો સંઘ કાઢવામા રૂપીઆ બે હજાર ખરચેલા છે તે ઉપરાત નીચે મુજબના ખરચ આ બાઇએ કરેલા છે

રૂા ૩૦૦૦) ત્રણ હજાર ખરચી કચ્છ મોટી ખાખરમા કબુતરખાનુ બંધાવ્યુ
કો ૧૦૦૦) કચ્છ બીદડાની કન્યાશાળામા આપી
રૂા ૨૦૦૦) કચ્છ દેશલપુરમા ચાંદીની આંગી કરાવી
રૂા ૨૦૦૦) પાંજરાપોળમા ગાયો માટે ઘાસ મોકલ્યુ
રૂા ૧૫૦૦) પદરસોના ખર્ચે કચ્છ મોટી ખાખર, કોડાય અને આસબીયામા

જર્મન સીલવરની થાળીની લાણી કરી છે.

રૂા. ૨૫૦૦) પચીસસોના ખર્ચે મુંબઈમાં જર્મન સીલવરના વાસણની લાણી કરી છે.

રૂા. ૬૦૦) શ્રી વણથળી ધર્મશાળામાં આપ્યા છે.

આ ઉપરાંત આ બાઇએ આ પુસ્તક છપાવવામાં સાડા પાંચસો રૂપીઆ આપ્યા છે. અને પોતાના જ્ઞાનપાંચમના ઉજમણાની સાર્થકતા કરી છે.

કેટલાક લોકો ઉજમણા કરે છે તો ચંદરવા પુઠીઆ તથા જમણવાર અને લાણી પ્રભાવનામાં હજારો રૂપીઆ ખરચી નાંખે છે. નામ જ્ઞાનપાંચમનું ઉજમણું અને જ્ઞાનના ડબા ખાલી રાખ્યા હોય છે. નામની બે ચાર રૂપીઆની ચોપડી મૂકી ઉજમણા કરે છે તે કરતાં આવી રીતે જ્ઞાનની વૃદ્ધિ કરીને ઉજમણા કરવા તેજ ખરા ઉજમણા કહેવાય. અમો આ બાઇને વારંવાર ધન્યવાદ આપીએ છીએ. અને બીજી હમારી બ્હેનો પણ બ્હેન પુરબાઇનો દાખલો લેશે અને પોતાના ધનની, મનની સાર્થકતા કરશે, તેવા હેતુથી આ સંક્ષેપમાં જીવન ચરિત્ર આપ્યું છે. કેમકે કરવું, કરાવવું અને અનુમોદવું, એ ત્રણે બરાબર છે. તેથી અમો આ શેઠના તેમજ અમારી ધર્મભગની બાઇ પુરબાઇના શુભ કાર્યની અંતઃકરણ પૂર્વક પ્રશંસા કરી આટલેથી વિરમીએ છીએ. વળી તે સાથે ભલામણ કરીએ છીએ કે હજુ પોતાની જીંદગીમાં અનેક શુભ કાર્યો કરી જૈનશાસનને દીપાવશે.



# विषयानुक्रमणिका.

## प्रथम अध्याय.

( गृहस्थधर्मविधि. )

## द्वितीय अध्याय.

( देशनाविधि. )

## तृतीय अध्याय.

(गृहस्थधर्मविधि.)

---

## चतुर्थ अध्याय.

### ( यतिविधि. )

---

## षष्ट अध्याय.

( यतिधर्मविषयविधि. )


સમાપ્ત

श्रीसर्वज्ञाय नमः ।

# धर्मबिंदुप्रकरणम् ।

## प्रथमः अध्यायः ।

प्रणम्य परमात्मानं समुद्धृत्य श्रुतार्णवात् ।
धर्मबिंदुं प्रवक्ष्यामि तोयबिंदुमिवोदधेः ॥ १ ॥

शुद्धन्यायवशायत्तीभूतसद्भूतसंपदे ।
पदे परे स्थितायास्तु श्रीजिनप्रभवे नमः ॥ १ ॥
जयंतु ते पूर्वमुनीशमेघा यैर्निश्रमाश्वेव हतोपतापम् ।
चक्रे बृहद्वाङ्मयसिंधुपानप्रपन्नतुंगातिगभीररूपैः ॥ २ ॥
यन्नामानुस्मृतिमयमय सज्जनश्चित्तचक्षुः-
क्षेपादिव्यांजनमनुसरॅल्लब्धशुद्धावलोकः ।

મૂલાર્થ—શ્રી અર્હત પરમાત્માને પ્રણામ કરી સમુદ્રમાંથી જલબિંદુની જેમ શાસ્ત્ર-સિદ્ધાંતરૂપી સમુદ્રમાંથી ધર્મનો બિંદુ (લેશ) ઉદ્ધાર કરી આ ધર્મબિંદુ પ્રકરણ નામનો ગ્રંથ કહીશ

ટીકાર્થ—શુદ્ધ ન્યાયને અનુસરીને જેઓએ સદ્રૂપ જ્ઞાનાદિ સંપત્તિને સ્વાધીન કરી છે અને જેઓ પરમપદ-મોક્ષપદમા રહેલા છે એવા શ્રી જિન-[1] પ્રભુ-તીર્થંકર ભગવતને નમસ્કાર હો ૧

મહાન શાસ્ત્ર-સિદ્ધાંતરૂપ સમુદ્રના જલનુ પાન કરી પોતાના સ્વરૂપને અતિ પુષ્ટ અને ગભીર કરેલું છે એવા જે પ્રાચીન આચાર્યરૂપી મેઘોએ આ જગત્‌ને સત્વર તાપ રહિત કરેલું છે, તે આચાર્યરૂપ મેઘ હમેશાં જયવંત થાઓ ૨

સજ્જન પુરૂષ, જેના નામનું સ્મરણરૂપ દિવ્ય અંજન પોતાના ચિત્તરૂપી

૧ અહીં ટીકાકારે જિનપ્રભ નામના પોતાના ગુરુનુ નામ સૂચવી તેમને પણ અવાંતર નમસ્કાર સૂચવ્યો છે

सद्यः पश्यत्यमलमतिहृन्मेदिनीमध्यमग्नं
गंभीरार्थं प्रवचननिधिं भारतीं तां स्तवीमि ॥ ३ ॥
विदधामि धर्मबिंदोरतिविरलीभूतगर्भपदबिंदोः ।
भव्यजनोपकृतिकृते यथावबोधं विवृतिमेनाम् ॥ ४ ॥

**प्रणम्येति** । प्रणम्य प्रकर्षेण नत्वा वंदनस्तवनानुचिंतनादिप्रशस्तकायवाङ्मनोव्यापारगोचरभावमुपनीय । कमित्याह । परमात्मानं, अतति सततमेव अपरापरपर्यायान् गच्छतीति आत्मा जीवः स च द्विधा परमोऽपरमश्च । तत्र परमो यः खलु निखिलमलविलयवशोपलब्धविशुद्धज्ञानबलविलोकितलोकालोकः, जगज्जंतुचित्तसंतोषकारणं पुरंदरादिसुंदरसुरसमूहाह्रियमाणप्रा-

---

ચક્ષુમાં આંજવાથી શુદ્ધ અવલોક-પ્રકાશને પ્રાપ્ત કરી, નિર્મલ બુદ્ધિ સહિત હૃદયરૂપી ભૂમિના મધ્ય ભાગમાં નિમગ્ન થઈ ગયેલા ગંભીર અર્થવાલા પ્રવચનરૂપ રત્નના ભંડારને તત્કાલ જોઈ શકે છે, તે ભારતી દેવી ( શ્રીપરમાત્માની વાણીરૂપ સરસ્વતી )નું હું સ્તવન કરૂં છું. ૩

હું મારા બોધ પ્રમાણે, ભવ્ય જનના ઉપકારને અર્થે જેમાં સારરૂપ પદ ( નિશ્ચયાત્મક વાક્ય ) ના લેશ ભાગ ઘણા વિરલ[1] કરેલા છે એવા આ **ધર્મબિંદુ પ્રકરણ** નામના ગ્રંથ ઉપર ટીકા કરૂં છું. ૪

**પ્રણમ્ય**—એટલે પ્રકર્ષવડે નમસ્કાર કરીને અર્થાત્ કાયાથી વંદન, વાણીથી સ્તવન અને મનથી ચિંતવન—એવા શ્રેષ્ઠ કાયા, વાણી અને મનના વ્યાપારના વિષયમાં પરમાત્માનું મનન કરીને, **પરમાત્મા** શબ્દનો અર્થ એવો છે કે, પરમ—શ્રેષ્ઠ એવો આત્મા તે પરમાત્મા કહેવાય. આત્માનો અર્થ એવો છે કે, अतति કેતાં નિરંતર અન્ય અન્ય પર્યાયને પ્રાપ્ત થાય તે **આત્મા** એટલે જીવ કહેવાય છે. તે આત્મા—જીવ **પરમ** અને **અપરમ** એવા બે પ્રકારનો છે. તેમાં જે પરમાત્મા તે કેવલી—સિદ્ધ—અર્હંત, અને અપરમાત્મા તે સંસારી જીવ. જે પરમાત્મા છે તે સમગ્ર કર્મરૂપ મલનો નાશ કરવાથી પ્રાપ્ત થયેલા શુદ્ધજ્ઞાન—કેવલજ્ઞાનના બલથી લોકાલોકને જોનારા છે, જે આ જગત્ના પ્રાણીઓનાં ચિત્તને સંતોષનું કારણ છે, ઇંદ્રાદિક ઉત્તમ દેવતાઓના સમૂહ જેમને અષ્ટ પ્રાતિહાર્યરૂપ પૂજાનો ઉપચાર કરે છે, અનંતર સર્વ ભવ્ય પ્રાણીઓની

---

૧ આ ગ્રંથ સૂત્રાત્મક છે તેથી સૂત્રમાં ઘણાં વિરલ પદ આવે તે માટે ટીકાની આવશ્યકતા છે એમ ટીકાકારનો આશય છે.

तिहार्यपूजोपचारः, तदनु सर्वसत्त्वस्वभाषापरिणामिवाणीविशेषापादितैककालानेकसत्त्वसंशयसंदोहापोहः, स्वविहारपवनप्रसरसमुत्सारितसमस्तमहीमंडलातिविततदुरितरजोराशि, सदाशिवादिशब्दाभिधेयो भगवानर्हन्निति स परमः । तदन्यस्तु अपरमः ततोऽपरमात्मव्यवच्छेदनेन परमात्मानं प्रणम्य । किमित्याह । समुद्धृत्य सम्यगुद्धारस्थानाविसंवादिरूपतया, उद्धृत्य पृथक्कृत्य, श्रुतार्णवात् अनेकभंगभंगुरावर्त्तगहनादतिविपुलनयजालमणिमालाकुलात् मदमतिपोतजन्तुजातात्यंतदुस्तरादागमसमुद्रात्, धर्मबिंदु वक्ष्यमाणलक्षणं धर्मावयवप्रतिपादनपरतया लब्धयथार्थाभिधानं धर्मबिंदुनामकं प्रकरणं प्रवक्ष्यामि भणिष्यामि । कस्मिन् कस्मात्समुद्धृत्येत्याह । तोयबिंदुमिव जलावयववत्, उदधेर्दु-

---

પોતપોતાની ભાષામા પરિણામ પામતી વાણીથી સમકાલે તેઓના (પ્રાણીઓના) અનેક સશયોને જેઓ છેદી નાખે છે, પોતાના વિહારરૂપ પવનના પ્રસારથી સર્વ પૃથ્વીપર પથરાએલા પાપરૂપ રજોરાશિને જે દૂર કરે છે, અને જે **સદાશિવ** વગેરે શબ્દોથી બોલાવાય છે એવા ભગવત શ્રીઅર્હત તેજ પરમાત્મા છે, અને તેનાથી અન્ય–જુદો તે અપરમાત્મા–સસારી જીવ છે એથી અહીં પરમાત્માને અપરમાત્માથી (સસારીથી) જુદા પાડી પ્રણામ કરીને શુ કરવાનુ છે તે કહે છે–સમુદ્ધૃત્ય એટલે સમ્યક્ પ્રકારે જે ઉદ્ધાર કરવાના સ્થાનરૂપ શાસ્ત્રો છે તેમા જે ઘટતુ હોય, અવિરૂદ્ધ હોય તે તેમાથી જુદુ કરીને તે ક્યાથી ઉદ્ધાર કરીને? તે કહેછે–શાસ્ત્રરૂપ સમુદ્રમાથી એ શાસ્ત્રરૂપ સમુદ્ર અનેક પ્રકારની ભગી–રચનારૂપ ભમરીઓથી ગહન છે, અતિ વિશાલ સાતનયરૂપ મણિમાલાથી આકુલ વ્યાકુલ છે અને મદબુદ્ધિરૂપ વહાણવાલા જતુઓના સમૂહને અતિ દુસ્તર છે એવા આગમરૂપ સમુદ્રમાથી ઉદ્ધાર કરી આ ધર્મબિંદુ નામનુ પ્રકરણ કે જેના લક્ષણ આગલ કહેવામાં આવશે એવા ધર્મના અવયવ–અશ (બિંદુ) ને પ્રતિપાદન કરવામાં તત્પરપણાને લીધે પોતાના ધર્મબિંદુ એવા નામને યથાર્થ કરનારા ગ્રથને હુ કહીશ કોની જેમ ઉદ્ધાર કરીને તે કહે છે દુગ્ધોદધિ વગેરે જલરાશિ–સમુદ્રમાથી ઉદ્ધાર કરી જલબિંદુની જેમ આ ધર્મબિંદુ પ્રકરણને જલબિંદુનુ ઉપમેય કહેલુ છે તે સૂત્રના સક્ષેપની અપેક્ષાએ છે અન્યથા જો તેના અર્થની અપેક્ષા લઇએ તો જેમ ઘડા વગેરેના જલમા કપૂરના જલનુ બિંદુ નાખવાથી તે બધા જલમાં વ્યાપી જાય છે, તે ન્યાયે આ ધર્મબિંદુ પ્રકરણની સર્વ

ग्धोदधिप्रभृतेर्जलराशेरिति, अत्र च तोयविंदुमिवोदधेरिति विंदूपमेयतास्य प्रकरणस्य सूत्रसंक्षेपापेक्षया भणिता । अन्यथार्थापेक्षया कर्पूरजलविंदोरिव कुंभादिजलव्यापनन्यायेन समस्तधर्मशास्त्रव्यापकतास्येति। इह प्रणम्य परमात्मानमित्यनेन विघ्नापोहहेतुः शास्त्रमूलमंगलमुक्तं, परमात्मप्रणामस्य सकलाकुशलकलापसमूलोन्मूलकत्वेन भावमंगलत्वात्। धर्मविंदुं प्रवक्ष्यामीत्यनेन तु अभिधेयं, धर्मलेशस्यात्राभिधास्यमानत्वात्। अभिधानाभिधेयलक्षणश्च सामर्थ्यात् संबंधः, यतो धर्मविंदुरिहाभिधेयः इदं च प्रकरणं वचनरूपापन्नमभिधानमिति। प्रयोजनं च प्रकरणकर्तुरनन्तरं सत्त्वानुग्रहः, श्रोतुश्च प्रकरणार्थाधिगमः, परंपरं तु द्वयोरपि मुक्तिः कुशलानुष्ठानस्य निर्वाणैकफलत्वादिति धर्मविंदुं प्रवक्ष्यामीत्युक्तम् ॥ १ ॥

अथ धर्मस्यैव हेतुं स्वरूपं फलं च विभणिषुः, 'फलप्रधानाः प्रारंभा मतिमतां भवंतीति' फलमेवादौ तदनु हेतुशुद्धिभणनद्वारेण धर्मस्वरूपं चोपदर्शयन्निदं श्लोकद्वयमाह ।

---

ધર્મશાસ્ત્રમાં વ્યાપકતા રહેલી છે; માટે તે સૂત્રરૂપે સંક્ષિપ્ત છે અને અર્થરૂપે વિસ્તારપણે વ્યાપક છે.

અહીં 'પરમાત્માને પ્રણામ કરીને' એ વાક્યથી વિઘ્નોને નાશ કરવામાં હેતુરૂપ શાસ્ત્રમૂલક મંગલાચરણ કહેલું છે, કારણકે પરમાત્માને કરેલો પ્રણામ સર્વ જાતના વિઘ્નસમૂહને મૂલમાંથી ઉન્મૂલન કરનાર છે, તેથી ભાવ મંગલરૂપ છે. 'હું ધર્મબિંદુ કહીશ' એ વાક્યથી અભિધેય કહેલ છે, કારણકે આ ગ્રંથમાં ધર્મનો લેશમાત્ર કહેવામાં આવશે. તેના સામર્થ્યથી અભિધાન અને અભિધેય લક્ષણ સંબંધ થાય છે, એટલે અહીં ધર્મબિંદુ અભિધેય છે અને વચનરૂપને પ્રાપ્ત થયેલું આ પ્રકરણ અભિધાન છે. અનંતર જે પ્રાણીઓ ઉપર અનુગ્રહ થાય તે ગ્રંથકારનું પ્રયોજન છે અને આ પ્રકરણના અર્થની પ્રાપ્તિ થાય તે શ્રોતાનું પ્રયોજન છે. પરંપરાએ તો બંનેને મોક્ષ થવારૂપ પ્રયોજન છે, કારણકે કુશલતાના આચરણનું મુખ્ય ફલ નિર્વાણજ છે, અને એથીજ 'હું ધર્મબિંદુને કહીશ' એમ કહ્યું છે. ૧

બીજા અને ત્રીજા શ્લોકથી ગ્રંથકાર ધર્મનો હેતુ, ધર્મનું સ્વરૂપ અને ધર્મનું ફલ કહેવા ઇચ્છે છે. તેમાં 'બુદ્ધિમાન્ પુરૂષોના આરંભો ફલપ્રધાન

धनदो धनार्थिनां प्रोक्तः कामिनां सर्वकामदः ।
धर्म एवापवर्गस्य पारंपर्येण साधकः ॥ २ ॥
वचनाद्यदनुष्ठानमविरुद्धाद्यथोदितम् ।
मैत्र्यादिभावसंयुक्तं तद्धर्म इति कीर्त्यते ॥ ३ ॥

धनदेति । धन धान्यक्षेत्रवास्तुद्विपदचतुष्पदभेदभिन्न, हिरण्यसुवर्णमणिमौक्तिकशङ्खशिलाप्रवालादिभेद च, धनपतिधनर्द्धिप्रतिस्पर्धि, तीर्थोपयोगफल ददाति प्रयच्छति यः सः । तथा धनार्थिना धनमन्तरेण गृहिणो न किंचिदिति बुद्ध्या धनविषयातिरेकस्पृहावता प्रोक्तः शास्त्रेषु निरूपितः, धर्म एवेत्युत्तरेण योगः । तथा कामिना कामाभिलाषवतां प्राणिना काम्यन्ते इति कामाः मनोहरा अक्लिष्टप्रकृतयः परमाह्लाददायिनः परिणामसुंदराः शब्दरूपरसगंधस्पर्शलक्षणा इंद्रियार्थाः । ततः सर्वे च ते कामाश्च सर्वकामाः तान् ददातीति सर्वकामदः । इत्थमभ्युदयफलतया धर्ममभिधाय निःश्रेयसफलत्वेनाह । धर्म एव नापर किंचित्, अपवृज्यन्ते उच्छिद्यन्ते जातिजरामरणादयो दोषा अस्मिन्नित्यपवर्गः मोक्षः तस्य पारपर्येण अविरतसम्यग्दृष्टिगुणस्थानाद्यारोहणलक्षणेन सुदेवत्वमनुष्यत्वादिस्वरूपेण वा साधक, सूत्रपिंड इव पटस्य स्वय परिणामिकारणभावमुपगम्य निर्वर्त्तक इति ॥ २ ॥

---

હોય છે ' એમ ધારી પ્રથમ ધર્મનું ફલ દર્શાવી તે પછી ધર્મના હેતુની શુદ્ધિદ્વારા ધર્મનું સ્વરૂપ દર્શાવે છે

ધર્મ, ધનની ઇચ્છાવાલાને ધન આપનારો છે, કામ–ઇંદ્રિયોના વિષયની ઇચ્છાવાલાને કામ–ઇંદ્રિયોના વિષય આપનારો છે અને પરંપરાએ મોક્ષને સાધનારો છે ૨ પરસ્પર વિરોધ ન આવે તેવા શાસ્રોક્ત પ્રમાણવાલા યથાર્થ વચનથી જણાવેલું અને મૈત્રી વગેરે ભાવનાથી યુક્ત એવું જે અનુષ્ઠાન તે ધર્મ કહેવાય છે. ૩

ધર્મ ધનને આપનારો છે, ધન એટલે ધાન્ય, ક્ષેત્ર, વાસ્તુ, સેવક, પશુ વગેરે અથવા હિરણ્ય ( કુંદન ), સુવર્ણ, મણિ, શખ, શિલા ( છીપ ), પ્રવાલા વગેરે, તેમજ કુબેરની સમૃદ્ધિની સાથે સ્પર્ધા કરનાર, તીર્થોપયોગનુ ફલ–તેને આપનારો તે જે ધનના અર્થી એટલે ' ધન સિવાય ગૃહસ્થને કાંઈ નથી' એવી

वचनेति। उच्यते इति वचनं आगमः तस्मात् वचनमनुसृत्येत्यर्थः। यदित्यद्याप्यनिरूपितविशेषानुष्ठानं, इहलोकपरलोकावपेक्ष्य हेयोपादेययोरर्थयोरिहैव शास्त्रे वक्ष्यमाणलक्षणयोर्हानोपादानलक्षणा प्रवृत्तिरिति तत् धर्म इति कीर्त्यते इत्युत्तरेण योगः। कीदृशाद्वचनादित्याह। अविरुद्धात् निर्देक्ष्यमाणलक्षणेषु कषच्छेदतापेषु अविघटमानात्। तच्चाविरुद्धं वचनं जिनप्रणीतमेव निमित्तशुद्धेः। वचनस्य हि वक्ता निमित्तमंतरंगं। तस्य च रागद्वेषमोहपारतंत्र्यमशुद्धिः तेभ्यो वितथवचनप्रवृत्तेः। न चैषा अशुद्धिर्जिने भगवति, जिनत्वविरोधात्। जयति रागद्वेषमोहस्वरूपानंतरंगान् रिपूनिति जिन इति शब्दा-

---

બુદ્ધિથી ધનવિષયમાં અધિક સ્પૃહાવાલા, એવા પુરૂષોને તે ધર્મ ધન આપનારો છે, એમ શાસ્ત્રોમાં નિરૂપણ કરેલું છે—એમ ઉત્તર પદની સાથે સંબંધથી જાણવું. વલી તે ધર્મ કામી એટલે કામની સ્પૃહાવાલા પ્રાણીઓને કામ આપનારો છે. કામ—ઇચ્છા કરાય તે કામ કહેવાય અર્થાત્ મનોહર, અક્લિષ્ટ પ્રકૃતિવાલા પરમ વિનોદ આપનારા અને પરિણામે સુંદર એવા શબ્દ, રૂપ, રસ, ગંધ તથા સ્પર્શરૂપ ઇંદ્રિયાર્થ—ઇંદ્રિયોના વિષય—સર્વ એવા ઇંદ્રિયોના વિષયને આપનારો છે. આ પ્રમાણે ધર્મનું ઇહલોક સંબંધી અભ્યુદયફલ કહીને હવે ધર્મનું મોક્ષફલ કહે છે. તે ધર્મજ અર્થાત્ બીજું કોઇ નહીં—તે અપવર્ગ એટલે જન્મ, જરા, મરણ વગેરે દોષોને ઉચ્છેદ કરનાર મોક્ષનો પરંપરાથી સાધક છે. અહીં પરંપરાથી એટલે અવિરતિસમ્યગ્દૃષ્ટિ નામના ચોથા ગુણસ્થાન વગેરેમાં આરોહણ કરવાથી અથવા અનુક્રમે સુદેવત્વ અને મનુષ્યત્વાદિ પ્રાપ્ત કરીને એમ જાણવું. જેમ સૂત્રનો પિંડ પોતે પરિણામી ( રૂપાંતરવાલા ) કારણ ભાવને પામી વસ્ત્રરૂપે થાયછે તેમ ધર્મ પરંપરાએ પરિણામી પોતે મોક્ષરૂપે થાય છે. ૨

કહેવામાં આવે તે **વચન** અર્થાત્ શાસ્ત્ર તેથી એટલે તે શાસ્ત્રના વચનને અનુસરીને જે અનુષ્ઠાન. અહીં ' જે ' એટલે જેનું અદ્યાપિ વિશેષ અનુષ્ઠાન નિરૂપણ કર્યું નથી એવું, કારણકે આલોક અને પરલોકની અપેક્ષા કરીને હેય (ત્યાજ્ય )અને ઉપાદેય ( ગ્રાહ્ય ) એવા અર્થકે જેનાં લક્ષણ આ શાસ્ત્રમાં કહેવામાં આવશે, તેમની ત્યાગ અને ગ્રહણમાં પ્રવૃત્તિ છે, તેવું અનુષ્ઠાન તે **ધર્મ** કહેવાય છે—એમ ઉત્તર પદનો સંબંધ છે. તે શાસ્ત્રવચન કેવું છે? અવિરૂદ્ધ ( વિરોધ વગરનું ) છે એટલે જેનાં લક્ષણ આગળ દર્શાવાશે એવા કષ, છેદ

र्थानुपपत्तेः॥ तपनदहनादिशब्दवदन्वर्थतया चास्याभ्युपगमो निमित्तशुद्ध्यभावान्नाजिनप्रणीतमविरुद्धं वचनम्। यतः कारणस्वरूपानुविधायि कार्यं तन्न दुष्टकारणारब्धं कार्यमदुष्टं भवितुमर्हति, निंबबीजादिवेक्षुयष्टिरिति। अन्यथा कारणव्यवस्थोपरमप्रसंगात्। यच्च यदृच्छाप्रणयनप्रवृत्तेषु तीर्थान्तरीयेषु रागादिमत्स्वपि घुणाक्षरोत्किरणव्यवहारेण क्वचित्किंचिदविरुद्धमपि वचनमुपलभ्यते, मार्गानुसारिबुद्धौ वा प्राणिनि क्वचित्तदपि जिनप्रणीतमेव तन्मूलत्वात्तस्य। न च वक्तव्यं तर्हि, अपौरुषेयं वचनमविरुद्धं भविष्यति, कुतो यतस्तस्यापौरुषेयत्वे स्वरूपलाभस्याप्यभावः॥ तथाहि। उक्तिर्वचनं पुरुषव्यापा-

---

અને તાપ ઇત્યાદિ સુવર્ણના જેવી પરીક્ષામા પ્રસાર થયેલુ છે તે અવિરૂદ્ધ વચન શ્રી જિન ભગવતે પ્રરૂપણા કરેલું વચન છે, કારણકે તેનુ નિમિત્ત શુદ્ધ છે. વચનનો વક્તા તે અતરગ નિમિત્ત કહેવાય છે જે નિમિત્ત–વક્તા રાગ, દ્વેષ અને મોહને આધીન હોય તે નિમિત્ત અશુદ્ધ ગણાય છે, કારણકે તેવા અશુદ્ધ નિમિત્તથી વિતથ–મૃષા વચનની પ્રવૃત્તિ થાય છે તેવી અશુદ્ધિ શ્રી જિન ભગવત જેવા નિમિત્તમાં હોયજ નહી, કારણકે જો તેની અશુદ્ધિ હોય તો જિનપણાને વિરોધ આવે અને રાગ, દ્વેષ, મોહરૂપ અતરગ શત્રુઓને જિતે તે જિન એ વ્યુત્પત્તિનો અર્થ ઘટશે નહીં વળી તપન એટલે તપાવનાર, દહન એટલે બાળનાર–એ શબ્દો જેમ અન્વર્થ–સાર્થક છે તેમ એ જિન શબ્દ પણ છે, તેથી તે જિન સિવાયના બીજા પુરૂષોનુ વચન અવિરૂદ્ધ ન કહેવાય, કારણકે નિમિત્ત–વક્તાની અશુદ્ધિ છે જે વક્તા છે તે રાગ દ્વેષથી ભરપૂર છે, માટે તેનુ વચન અપ્રમાણ છે, કારણકે કાર્ય કારણના સ્વરૂપને અનુસરે છે એટલે જેવુ કારણ તેવુજ કાર્ય થાય છે તેથી દુષ્ટ કારણથી આરભેલુ કાર્ય અદુષ્ટ થતુ નથી લીંબડાના બીજમાથી કદાપિ સેલડી થાયજ નહીં જો એમ ન લઈએ તો પછી કારણની વ્યવસ્થાનો નિયમ વિરામ પામવાનો પ્રસગ આવે

અહીં શંકા કરે કે કોઈ અન્યદર્શની રાગાદિ દોષે સહિત છતા અવિરૂદ્ધ વચન બોલે છે તેનુ કેમ? ઉત્તર કે, તે અન્યદર્શની પોતાની સ્વેચ્છા પ્રમાણે બોલવાને પ્રવર્ત્તેલો હોય છે પણ ઘુણાક્ષર ન્યાયે કોઇ ઠેકાણે તેનામાં અવિરૂદ્ધ વચન દેખાય છે અથવા કોઈ માર્ગાનુસારી બુદ્ધિવાલા પુરૂષમા તેવુ અવિરૂદ્ધ વચન જણાય છે, તે પણ શ્રી જિનપ્રણીત વચન છે એમ જાણવુ, કારણકે અવિરૂદ્ધ વચનનુ મૂલ શ્રી જિનેંદ્ર ભગવત છે કદિ કહેશો કે જે

रानुगतं रूपमस्य पुरुषक्रियायास्ताल्वोष्ठादिव्यापाररूपाया अभावे कथं वचनं भवितुमर्हति । किंचैतदपौरुषेयं न क्वचित् ध्वनदुपलभ्यते । उपलंभेऽप्यदृष्टस्य पिशाचादेर्वक्तुराशंकानिवृत्तेर्मानेन तद्भाषितं स्यात्ततः कथं तस्मादपि मनस्विनां सुनिश्चिता प्रवृत्तिः प्रसूयत इति ॥ कीदृशमनुष्ठानम् धर्म इत्याह । यथोदितं यथा येन प्रकारेण कालाद्याराधनानुसाररूपेणोदितं प्रतिपादितं । तत्रैवाविरुद्धे वचने अन्यथा प्रवृत्तौ तु तद्द्वेषित्वमेवापद्यते न तु धर्मः । यथोक्तम् ।

तत्कारी स्यात्स नियमात्तद्द्वेषी चेति यो जडः ।
आगमार्थे तमुल्लंघ्य तत एव प्रवर्त्तते ॥ १ ॥ इति ॥

पुनरपि कीदृशमित्याह । मैत्र्यादिभावसंयुक्तं, मैत्र्यादयो मैत्रीप्रमोदकारुण्यमाध्यस्थ्यलक्षणा ये भावा अंतःकरणपरिणामाः तत्पूर्वकाश्च

---

અપૌરુષેય એટલે નિરંજન નિરાકાર ઈશ્વરનું વચન છે તે અવિરૂદ્ધ હશે તે પણ અઘટિત છે, કારણકે તેને **અપૌરુષેય** કહેવામાંજ તેના સ્વરૂપના લાભનો અભાવ થાય છે. **વચન** એટલે બોલવું, તેનું સ્વરૂપ પુરૂષના વ્યાપારને અનુસરીને રહેલું છે. પુરૂપની વાણીની ક્રિયા જે તાલવું, હોઠ, વગેરેના વ્યાપારરૂપ છે તેના અભાવે વચનજ શી રીતે ઉચ્ચરી શકાય ? એવું અપૌરુષેય વચન કોઈ કાળે પણ ધ્વનિથી ઉપલબ્ધ થાય નહીં. કોઈ ઠેકાણે પુરૂષ દેખાતો ન હોય અને વચન સંભલાય છે, તે અદૃષ્ટપણે રહેલા પણ વચન બોલતા એવા પિશાચાદિકનું વચન હોય છે, પણ તે આશંકાની નિવૃત્તિના પ્રમાણથી ભાષિત થઈ શકે છે. તે પ્રમાણે માની લીધેલા અપૌરુષેય વચનથી સજ્જન પુરૂષોની પ્રવૃત્તિ નિશ્ચયપૂર્વક કેમ થાય?

વળી કેવું અનુષ્ઠાન—આચરણ ધર્મ કહેવાય તે કહે છે—યથોદિત એટલે કાલાદિકની આરાધનાને અનુસારરૂપ પ્રકારવડે તે અવિરૂદ્ધ વચન—શાસ્ત્રમાંજ પ્રતિપાદન કરેલું, અન્યથા એ પ્રવૃત્તિ કરવામાં તે સિદ્ધાંતનું દ્વેષિપણુંજ પ્રાપ્ત થાય અને જ્યારે દ્વેષિપણું થાય એટલે ધર્મ ન કહેવાય. તે વિષે કહ્યું છે કે "જે જડ પુરૂષ શાસ્ત્ર વિરૂદ્ધ આચરણ કરે તે નિયમથી શાસ્ત્રનો દ્વેષી થાય છે, અર્થાત્ શાસ્ત્રોક્ત ધર્મનો દ્વેષી થાય છે, કારણકે શાસ્ત્રના અર્થનું ઉલ્લંઘન કરીને તે વિરૂદ્ધ અર્થથીજ પ્રવર્ત્તે છે."

વલી કેવું અનુષ્ઠાન ધર્મ કહેવાય તે કહે છે—મૈત્ર્યાદિ ભાવસંયુક્ત એટલે

नाह्यचेष्टाविशेषाः सत्त्वगुणाधिकक्लिश्यमानाविनेयेषु तैः संयुक्त समिलित मैत्र्यादिभावाना निःश्रेयसाभ्युदयफलधर्मकल्पद्रुममूलत्वेन शास्त्रांतरेषु प्रतिपादनात्तदेवविधमनुष्ठानं धर्म इति। दुर्गतिपतज्जतुजातधारणात् स्वर्गादिसुगतौ धानाच्च धर्म इत्येवंरूपत्वेन कीर्त्यते शब्द्यते । सकलाकल्पितभावकलापाकलनकुशलैः सुधीभिरिति । इद चाविरुद्धवचनादनुष्ठानमिह धर्म उच्यते । उपचारात् । यथा नड्वलोदकं पादरोगः । अन्यथा शुद्धानुष्ठानजन्या कर्ममलापगमलक्षणा सम्यग्दर्शनादिनिर्वाणबीजलाभफला जीवशुद्धिरेव धर्मः ॥ ३ ॥

---

મૈત્રી, પ્રમોદ, કારૂણ્ય અને માધ્યસ્થ્ય–એ લક્ષણવાલા ભાવ એટલે અત કરણના પરિણામ અર્થાત્ તત્પૂર્વક એક જાતની બાહ્ય ચેષ્ટાઓ, જેમકે સત્ત્વ-પ્રાણીમાત્ર ઉપર મૈત્રીભાવ રાખે, પોતાનાથી ગુણે અધિક હોય તેને વિષે પ્રમોદ–હર્ષભાવ રાખે, જે દુ ખી હોય તેની ઉપર કારૂણ્યભાવ ( દયાભાવ ) રાખે અને અવિનયી હોય તેની ઉપર મધ્યસ્થપણુ રાખે–તે મૈત્ર્યાદિ ભાવવડે યુક્ત એવુ તે મૈત્ર્યાદિ ભાવ,મોક્ષ અને સ્વર્ગ જેના ફલ છે એવા ધર્મરૂપી કલ્પવૃક્ષનાં મૂલ છે, એમ બીજા શાસ્ત્રોમાં પણ પ્રતિપાદન કરેલ છે તે મૈત્ર્યાદિ ભાવથી યુક્ત એવુ અનુષ્ઠાન તે ધર્મ કહેવાય વલી દુર્ગતિમાં પડતા એવા જતુઓને ધારણ કરવાથી અને સ્વર્ગાદિકની સદ્ગતિમા મૂકવાથી મહાબુદ્ધિવત્ત પુરૂષો ધર્મ એ શબ્દને વ્યુત્પત્તિથી સિદ્ધ કરી કહે છે, કે જે પુરૂષો સર્વ અકલ્પિત–સત્ય ભાવના સમૂહને જાણવામા કુશલ છે અહીં આ અવિરૂદ્ધ વચનથી જે અનુષ્ઠાન તે ધર્મ કહેવાય તે ઉપચારથી છે એટલે આગમને અનુસરીને જે ક્રિયાકલાપ તે કારણમા કાર્યનો ઉપચાર કરવાથી ધર્મ કહેવાય છે જેમ નડ્વલના ઘાસનો સ્પર્શ થવાથી પગે રોગ થાયછે, તેથી કારણમા કાર્યનો ઉપચાર કરી નડ્વલ ઘાસનુ પાણી તે પગનો રોગછે એમ કહેવાય છે જો એમ ન લઈએ તો શુદ્ધ અનુષ્ઠાનથી ઉત્પન્ન થયેલી, કર્મરૂપ મલનો નાશ થવારૂપ લક્ષણવાલી અને સમ્યગ્દર્શન વગેરે નિર્વાણ બીજના લાભરૂપ ફલવાલી જે જીવની શુદ્ધિ તેજ વસ્તુતાએ ધર્મ છે ૩

अथामुमेव धर्मं भेदतः प्रभेदतश्च विभणिषुराह ।

**सोऽयमनुष्ठातृभेदात् द्विविधो गृहस्थधर्मो यतिधर्मश्चेति ॥ १ ॥**

स यः पूर्वं प्रवक्तुमिष्टः । अयं साक्षादेव हृदि विवर्त्तमानतया प्रत्यक्षः । अनुष्ठातृभेदात् धर्मानुष्ठायकपुरुषविशेषात् द्विविधो द्विप्रकारो धर्मः । प्रकारावेव दर्शयति । गृहस्थधर्मो यतिधर्मश्चेति । गृहे तिष्ठतीति गृहस्थः, तस्य धर्मो नित्यनैमित्तिकानुष्ठानरूपः । यः खलु देहमात्रारामः सम्यग्विद्यानौलाभेन तृष्णासरित्तरणाय योगाय सततमेव यतते स यतिः, तस्य धर्मः गुर्वंतेवासिता तद्भक्तिबहुमानावित्यादिः, वक्ष्यमाणलक्षणः ॥ १ ॥

**तत्र च गृहस्थधर्मोऽपि द्विविधः सामान्यतो विशेषतश्चेति ॥ २ ॥**

---

ઉપર કહેલા ધર્મને ભેદ અને અવાંતર ભેદથી કહે છે—

**મૂલાર્થ—તે ધર્મ, ધર્માનુષ્ઠાન કરનારા પુરૂષના ભેદથી ગૃહસ્થધર્મ અને યતિધર્મ એવા બે પ્રકારનો છે. ૧**

**ટીકાર્થ—**જે પ્રથમ કહેવાને ઈચ્છેલો હતો તે આ ધર્મ. અહીં ‘ આ ’ એ શબ્દથી પ્રત્યક્ષપણું બતાવે છે, એટલે સાક્ષાત્ કર્ત્તાના હૃદયમાં પ્રત્યક્ષ રીતે વર્ત્તમાન એવો ધર્મ, તે અનુષ્ઠાન કરનાર પુરૂષના ભેદથી બે પ્રકારનો છે. તે બંને પ્રકાર દર્શાવે છે. ગૃહસ્થધર્મ અને યતિધર્મ. ગૃહસ્થ એટલે ગૃહમાં રહેનાર, તેનો નિત્ય એટલે નિત્ય કરવાનો અને નૈમિત્તિક એટલે પર્વાદિકના નિમિત્તે કરવાનો ધર્મ તે ગૃહસ્થધર્મ કહેવાય છે. યતિધર્મ એટલે યતિનો ધર્મ. જે માત્ર દેહમાં આરામ પામી સમ્યગ્વિદ્યા ( સમ્યગ્જ્ઞાન )રૂપ નાવિકાના લાભથી તૃષ્ણારૂપ સરિતા—નદીને તરવાના યોગને માટે હમેશા યત્ન કરે તે યતિ કહેવાય, તેનો ધર્મ એટલે ગુરુ સમીપે સતત નિવાસ અને ગુરૂની ભક્તિ તથા બહુમાન ઈત્યાદિ જેનાં લક્ષણો કહેવામાં આવશે તે. ૧

**મૂલાર્થ—તેમાં જે ગૃહસ્થધર્મ છે તે પણ સામાન્ય અને વિશેષથી બે પ્રકારનો છે. ૨**

गृहस्थधर्मोपि उक्तलक्षणः, किंपुनः सामान्यतो धर्म इत्यपि शब्दार्थः। द्विविधो द्विभेदः। द्वैविध्यमेव दर्शयति। सामान्यतो नाम सर्वशिष्टसाधारणानुष्ठानरूपः। विशेषतो विशेषेण सम्यग्दर्शनाणुव्रतादिप्रतिपत्तिरूपः । चकार उक्तसमुच्चये इति ॥ २ ॥

तत्राद्यं भेदं शास्त्रकृत्स्वयमेवाध्यायपरिसमाप्तिं यावद्भावयन्नाह ।

## तत्र सामान्यतो गृहस्थधर्मः कुलक्रमागतमनिंद्यं विभवाद्यपेक्षया न्यायतोऽनुष्ठानमिति ॥ ३ ॥

---

तत्र तयोः सामान्यविशेषरूपयोः गृहस्थधर्मयोः यत्तदुपक्रांतयोर्मध्ये सामान्यतः गृहस्थधर्मोऽयम्। यथा कुलक्रमागतं पितृपितामहादिपूर्वपुरुषपरंपरासेवनाद्वारेण स्वकालं यावदायातमनुष्ठानमित्युत्तरेण योगः। पुनः की-

---

ટીકાર્થ–જેનાં લક્ષણ કહેલાં છે એવો ગૃહસ્થધર્મ બે પ્રકારનો છે મૂલમાં અપિ (પણ) શબ્દ છે તેથી એવો અર્થ થાય કે સામાન્યથી ધર્મ બે પ્રકારનો હોય તેમા શુ કહેવુ  તે બે પ્રકાર દર્શાવે છે પહેલો સામાન્ય એટલે સર્વ શિષ્ટ સાધારણ અનુષ્ઠાનરૂપ  અર્થાત્ સાધારણ માર્ગાનુસારી શિષ્ટ પુરૂષોની અપેક્ષાએ આચરવારૂપ ધર્મ  અને બીજો વિશેષથી એટલે સમ્યગ્દર્શનની પ્રાપ્તિ તથા શ્રાવકના અણુવ્રત (બાર વ્રત) પ્રમુખ અગીકાર કરવારૂપ ધર્મ અહીં च શબ્દ સમુચ્ચય અર્થમાં છે  ૨

તેમાંનો પ્રથમ ભેદ જે ગૃહસ્થોનો સામાન્ય ધર્મ તેને આ અધ્યાયની સમાપ્તિ સુધી ગ્રંથકાર વર્ણન કરી બતાવે છે

**મૂલાર્થ–કુલપરંપરાથી આવેલું, નિંદારહિત, વૈભવાદિકની અપેક્ષાએ જે ન્યાયપૂર્વક આચરણ તે ગૃહસ્થોનો સામાન્ય ધર્મ છે  ૩**

ટીકાર્થ–હવે સામાન્ય અને વિશેષરૂપ ગૃહસ્થના ધર્મ જે કહેવાને આરભ કરેલો છે તેમા ગૃહસ્થનો સામાન્ય ધર્મ આવો છે કુલક્રમાગત પિતા, પિતામહ વગેરે પૂર્વ પુરૂષની પરપરાએ સેવનાદ્વારા પોતાના સમય સુધી ચાલતું આવેલું અનુષ્ઠાન એટલે આચરણ (તેનો ઉત્તર પદ સાથે સબધ છે.) તે કેવુ આચરણ તે કહે છે અનિંદ્ય એટલે નિંદા કરવા યોગ્ય નહીં. અર્થાત પરલોકને પ્રધાન માનનારા સાધુજનોને જે અનાદર કરવા યોગ્ય

दृशं तदित्याह। अनिंद्यं, निंद्यं तथाविधपरलोकप्रधानसाधुजनानामत्यंतमनादरणीयतया गर्हणीयं। यथा सुरासंधानादि तन्निषेधादनिंद्यं। तथा विभवाद्यपेक्षया, विभवं स्वकीयमूलधनरूपमादिशब्दात् कालक्षेत्रादिसहायबलं चापेक्ष्य। न्यायतो न्यायेन शुद्धमानतुलोचितकलाव्यवहारादिरूपेण आसेवनीयावसरचित्ताराधनादिरूपेण च। अनुष्ठानं, वाणिज्यराजसेवादिरूपं। इदमुक्तं भवति। सर्वसाधुसंमतन्यायप्रधानस्य, स्वविभवतृतीयभागादिना व्यवहारमारभमाणस्य, राजसेवादौ च तदुचितक्रमानुवर्त्तिनः, कुलक्रमायातानिंद्यानुष्ठानस्य, अत्यंतनिपुणबुद्धेः, अत एव सर्वापायस्थानपरिहारवतो, गृहस्थस्य धर्म एव स्यात् दीनानाथाद्युपयोगयोग्यतया धर्मसाधनस्य विभवस्योपार्जनं प्रति प्रतिबद्धचित्तत्वादिति। यच्चादावेवानिंद्यानुष्ठानस्य गृहस्थसंबंधिनो धर्मतया शास्त्रकारेण निदर्शनमकारि, तज्ज्ञापयति। निरनुष्ठानस्य निर्वाहविच्छेदेन गृहस्थस्य सर्वशुभक्रियोपरमप्रसंगादधर्म एव स्यादिति। पठ्यते च।

---

તે નિંદ્ય. જેવું કે દારૂનું પીઠું કરવું વગેરે. તેવું નિંદ્ય ન હોય તે અનિંદ્ય. તેમ વળી વૈભવાદિકની અપેક્ષાએ ન્યાયથી આચરેલું. વિભવ એટલે પોતાનું મૂલ ધન (મુડી). આદિ શબ્દથી કાલ તથા ક્ષેત્ર વગેરેની સહાયના બલવાળું; તેની અપેક્ષા કરીને. ન્યાયથી એટલે ભેલસેલ વગર, ખરાબર માપ તથા તોલ અને યોગ્ય વ્યાજ લેવું એરૂપ પ્રમાણિકતાથી અથવા સેવવા યોગ્ય પુરૂષોના ચિત્તનું અવસરે આરાધન કરવું, એરૂપ ન્યાયથી જે અનુષ્ઠાન એટલે વ્યાપાર અથવા રાજસેવા (નોકરી) વગેરેનું આચરણ, તે ગૃહસ્થનો સામાન્ય ધર્મ છે. આ ઉપરથી સારાંશ એવો છે કે, જે ગૃહસ્થ સર્વ સજ્જનોને સંમત એવા ન્યાયને પ્રધાન કરી પોતાના મૂલ ધન (મુડી)ના ત્રીજા ભાગમાંથી વ્યાપાર કરે, અને જો રાજસેવા વગેરેમાં જોડાયો હોય તો તે સેવાને ઘટતા એવા ક્રમમાં પ્રવર્ત્તે, કુલપરંપરાથી આવેલું અનિંદ્ય એવું આચરણ આચરે, અતિ નિપુણ બુદ્ધિ રાખે, તેને લીધેજ સર્વ વિઘ્નના સ્થાનથી દૂર રહી શકે તેવા ગૃહસ્થને ધર્મજ થાય છે; કારણકે દીન, અનાથ વગેરેના ઉપયોગને યોગ્ય-હોવાથી ધર્મનું સાધન દ્રવ્ય છે, તેને ઉપાર્જન કરવામાં તે ગૃહસ્થનું ચિત્ત પ્રતિબદ્ધ રહે છે.

અહીં પ્રથમ ગૃહસ્થના સામાન્ય ધર્મમાં 'અનિંદ્ય અનુષ્ઠાન' એમ જે ગ્રંથકારે જણાવ્યું તે એવું સૂચવે છે કે જે ગૃહસ્થ અનુષ્ઠાન રહિત રહે, તે-

वित्तीवोच्छेयंमि य गिहिणो सीयंति सव्वकिरियाओ ।
निरवेक्खस्स उ जुत्तो संपुण्णो संजमो चेव ॥ ३ ॥

अथ कस्मात् न्यायत इत्युक्तमित्युच्यते ।

**न्यायोपात्तं हि वित्तमुभयलोकहितायेति ॥ ४ ॥**

---

न्यायोपात्तं शुद्धव्यवहारोपार्जितं हि यस्माद्वित्तं द्रव्यं निर्वाहहेतुः । किमित्याह । उभयलोकहिताय । उभयोः इहलोकपरलोकरूपयोः लोकयोर्हिताय कल्याणाय संपद्यते ॥ ४ ॥

एतदपि कुत इत्याह ।

**अनभिशंकनीयतया परिभोगाद्विधिना तीर्थगमनाच्चेति ॥५॥**

---

ને નિર્વાહ–આજીવિકાનો વિચ્છેદ થાય એટલે તેને પછી સર્વ શુભ ક્રિયા વિરામ પામી જવાનો પ્રસંગ આવે અને શુભ ક્રિયા વિરામ પામવાથી અધર્મજ થાય તે વિષે કહ્યું છે કે,

"જે ગૃહસ્થની આજીવિકાનો ઉચ્છેદ થાય, તે ગૃહસ્થની સર્વ ધર્મક્રિયાઓ સીદાઈ જાય છે, પણ જેને આજીવિકાની અપેક્ષા નથી તેવા પુરૂષને સર્વવિરતિથી પરિપૂર્ણ એવો સંયમ (ચારિત્ર)જ અંગીકાર કરવો યુક્ત છે" ૩

કદિ કોઈ શંકા કરે કે ગૃહસ્થને ન્યાયથીજ ધન ઉપાર્જન કરવું એમ કહેવાનું શું કારણ? તે કહે છે

મૂલાર્થ—ન્યાયથી ઉપાર્જન કરેલું ધન આલોક અને પરલોકના હિતને માટે થાય છે ૪

ટીકાર્થ—ન્યાય એટલે શુદ્ધ વ્યવહાર, તેથી ઉપાર્જન કરેલું દ્રવ્ય જે નિર્વાહનું કારણ થાય છે, તેના નિર્વાહથી શો લાભ થાય તે કહે છે તેથી આલોક અને પરલોકનું હિત–કલ્યાણ થાય છે ૪

તે ન્યાયોપાર્જિત દ્રવ્ય બે લોકને હિતકારી શી રીતે થાય? તે કહે છે

મૂલાર્થ—જે દ્રવ્યનો ઉપભોગ કરવામાં લોકોને તેના ભોક્તા કે ભોગ્ય વસ્તુ ઉપર શંકા ન આવે તેવી રીતે ઉપભોગ કરાય અને જે દ્રવ્યથી વિધિપૂર્વક તીર્થગમન થાય તેવું ન્યાયોપાર્જિત દ્રવ્ય ઉભય લોકમાં હિતકારી છે. ૫

इहान्यायप्रवृत्तौ पुरुषस्य द्विविधा अभिशंकनीयता, भोक्तुः भोग्यस्य च विभवस्य । तत्र भोक्तुः परद्रव्यद्रोहकार्ययमित्येवं दोषसंभावनलक्षणा, भोग्यस्य पुनः परद्रव्यमिदमित्थमनेन भुज्यत इत्येवंरूपा । ततस्तत्प्रतिषेधेन या अनभिशंकनीयता तया उपलक्षितेन भोक्त्रा परिभोगात् स्नानपानाच्छादनानुलेपनादिभिः भोगप्रकारैः आत्मना मित्रस्वजनादिभिश्च सह विभवस्योपजीवनात् । अयमत्र भावः । न्यायेनोपार्जितं विभवं भुंजानो न केनापि कदाचित्किंचिदभिशंक्यते । एवं चान्याकुलचेतसः प्रशस्तपरिणतेरिह लोकेपि महान् सुखलाभ इति । परलोके हितत्वं च विधिना सत्कारादिरूपेण, तीर्यते व्यसनसलिलनिधिः अस्मादिति तीर्थं, पवित्रगुणपात्रपुरुषवर्गः दीनानाथादिवर्गश्च, तत्र गमनं प्रवेशः उपष्टंभकतया प्रवृत्तिर्वित्तस्य तीर्थगमनं तस्मात् । चकारः समुच्चये । पठ्यते च धार्मिकजनस्य शास्त्रांतरे दानस्थानम् यथा–

पात्रे दीनादिवर्गे च दानं विधिवदिष्यते ।
पोष्यवर्गाविरोधेन न विरुद्धं स्वतश्च यत् ॥ ५ ॥

---

**ટીકાર્થ**—આલોકમાં અન્યાયમાં પ્રવર્ત્તેલા પુરૂષની ઉપર બે જાતની શંકા લેવાય છે. એક ભોક્તા–ઉપભોગ કરનાર ઉપર અને બીજી ભોગ્ય–ઉપભોગ કરવા યોગ્ય વૈભવ ઉપર. તેમાં ભોક્તાની ઉપર 'આ પરદ્રોહ કરનારો છે' એવા દોષની સંભાવના આવે છે અને જે ભોગ્ય વસ્તુ છે તેની ઉપર 'આ પારકું દ્રવ્ય છે તેને આ પુરૂષ આવી રીતે ભોગવે છે' એવા દોષની સંભાવના આવે છે. આવા દોષની શંકા જેમાં ન હોય તે **અનભિશંકનીય** એટલે શંકા કરવા યોગ્ય નથી એમ કહેવાય. તેવા નિર્દોષ દ્રવ્યથી ઉપલક્ષિત એવો ભોક્તા તેનો પરિભોગ કરે એટલે સ્નાન, પાન, આચ્છાદન અને ચંદનાદિકનું અનુલેપન વગેરે ભોગના પ્રકારથી પોતે અને પોતાના મિત્ર, સ્વજનાદિકની સાથે વૈભવથી ઉપજીવન કરે છે તેથી. ભાવાર્થ એવો છે કે ન્યાયોપાર્જિત વૈભવને ભોગવતા પુરૂષ ઉપર કદિ પણ કોઈ જાતની શંકા લેવામાં આવતી નથી. તેથી અવ્યાકુલ ચિત્તવાલા અને શ્રેષ્ઠ પરિણામવાલા તે પુરૂષને આલોકમાં પણ સુખનો મહાન્ લાભ થાય છે.

વલી તેનું પરલોકમાં હિતપણું એવી રીતે છે કે વિધિ એટલે સત્કાર પ્રમુખ વડે તીર્થગમન. જેનાથી દુઃખનો સમુદ્ર તરાય તે તીર્થ, અર્થાત્ પવિત્ર ગુણનો

अत्रैव विपक्षे बाधामाह-

**अहितायैवान्यदिति ॥ ६ ॥**

अहितायैव अहितनिमित्तमेव उभयोरपि लोकयोर्न पुनः काकतालीयन्यायेनापि हितहेतुरित्येवकारार्थः । अन्यत् न्यायोपात्तवित्ताद्भिन्नं अन्यायोपात्तवित्तमित्यर्थः ॥ ६ ॥

कुत एतदित्याह ।

**तदनपायित्वेपि मत्स्यादिगलादिवद्विपाकदारुणत्वात् इति ॥ ७ ॥**

પાત્ર એવો પુરૂષવર્ગ અથવા દીન તથા અનાથ પ્રમુખ પ્રાણિવર્ગ તે તીર્થ કહેવાય છે તેમા ગમન એટલે પ્રવેશ અર્થાત્ ઉપર કહેલા વર્ગને ટેકો આપવાને દ્રવ્યની પ્રવૃત્તિ કરવી, તે તીર્થગમન કહેવાય, તેવા તીર્થગમનથી અહીં च શબ્દ સમુચ્ચય અર્થમાં છે બીજા શાસ્ત્રોમાં પણ ધર્મી પુરૂષના ધનને દાનનુ સ્થાન કહેલુ છે તે આ પ્રમાણે-"પોષ્ય વર્ગને વિરોધ ન આવે તેમ અને સ્વત વિરૂદ્ધ ન હોય તેવી રીતે પાત્ર અને દીન, અનાથ વગેરેને આપવુ તે વિધિથી દાન આપેલુ કહેવાય છે" ૫

ઉપર કહેલા પ્રકારથી જો વિપરીત પ્રકારે વર્ત્તે તો બાધ આવે તે કહે છે.

મૂલાર્થ-ઉપર પ્રમાણે ન કરતા જો તેથી અન્ય-જુદી રીતે કરે તો અહિતજ થાય છે ૬

ટીકાર્થ-અહિતને અર્થે એટલે અહિતનુ નિમિત્ત થાય છે અહીં મૂલમાં एव 'જ' એમ કહ્યુ તેથી એવો અર્થ થાય કે આલોક અને પરલોક-તે બને લોકનુ [1]કાકતાલીય ન્યાયથી પણ તે હિતનુ નિમિત્ત-કારણ થતુ નથી અન્ય એટલે ન્યાયોપાર્જિત દ્રવ્યથી વિભિન્ન-જુદુ, અર્થાત્ અન્યાયોપાર્જિત દ્રવ્ય, તે આલોક અને પરલોકના અહિતનુજ કારણ થાય છે. ૬

અન્યાયથી ઉપાર્જન કરેલું દ્રવ્ય ઉભય લોકને અહિતકારી થાય છે તે શાથી કહો છો ? એવી શંકા થતાં ઉત્તર આપે છે-

મૂલાર્થ-જો કે અન્યાયથી ઉપાર્જન કરેલું દ્રવ્ય કદિ અનપા-

૧ કાગડાનુ બેસવુ અને તાડનુ પડવુ, તે કાકતાલીય ન્યાય કહેવાય છે

तस्यान्यायोपात्तवित्तस्य अनपायित्वं अविनाशित्वमिति योऽर्थः तस्मिन्नपि अन्यायोपार्जितो हि विभवः अस्थ्यादिशल्योपहतगृहमिवाचिराद्विनाशमनासाद्य नास्ते । अथ कदाचिद्बलवतः पापानुबंधिनः पुण्यस्यानुभावात् स विभवो यावज्जीवमपि न विनश्येत्, तथापि मत्स्यादीनां मत्स्यकुरंगपतंगादीनां ये गलादयः गलगोरिगानप्रदीपालोकादयः रसनादींद्रियलौल्यातिरेककारिणः विषयविशेषाः तद्वद्विपाके परिणामे दारुणं तस्य भावस्तत्त्वं तस्मात् । अन्यत्राप्यवाचि—

"पापेनैवार्थरागांधः फलमाप्नोति यत्कचित् ।
बडिशामिषवत्तत्तमविनाश्य न जीर्यति ॥ ७ ॥ इति

---

[य એટલે અપાયરહિત અર્થાત્ વિદ્યમાન રહે તોપણ તે મત્સ્ય વગેરેને ગલગોરિ પ્રમુખની જેમ પરિણામે દારૂણ—વિનાશક થઈ પડે છે. ૭

ટીકાર્થ—તે અન્યાયોપાર્જિત દ્રવ્યનું અનપાયિતા એટલે અવિનાશીપણું તેરૂપ જે અર્થ તે છતાં પણ એટલે પ્રાયે કરીને અન્યાયોપાર્જિત વૈભવ અસ્થિ ( હાડકાં ) વગેરે શલ્યથી હણાએલા [1]ગૃહની જેમ થોડા કાલમાં વિનાશ પામ્યા વિના રહેતો નથી. પણ કદિ કોઈ બલવાન્ પાપાનુબંધી પુણ્યના પ્રભાવથી તે વૈભવ યાવજ્જીવ સુધી વિનાશ ન પામે તથાપિ મત્સ્યાદિકને આદિ શબ્દથી મૃગ, પતંગ વગેરેને ગલાદિ એટલે ગલગોરિ, ગાન અને પ્રદીપનો પ્રકાશ ઇત્યાદિ જે જિહ્વાદિ ઇંદ્રિયોની અધિક લોલુપતા કરનારા વિષયો છે તેઓની જેમ પરિણામે દારૂણ ભાવ એટલે વિનાશભાવને પામે છે. ભાવાર્થ એવો છે કે અન્યાયોપાર્જિત દ્રવ્ય, અસ્થિ પ્રમુખ શલ્ય—દોષવાલું ઘર જેમ ટકે નહીં તેમ તે ટકતું નથી. કદિ જો પાપાનુબંધી પુણ્યના બલથી ટકી રહે તો મત્સ્યાદિકને ગલગોરિ પ્રમુખની જેમ તે પરિણામે વિનાશક થાયછે. રસના ઇંદ્રિયનો વિષયી મત્સ્ય ગલગોરિ (લોઢાના કાંટામાં માંસની ગોલી) થી હણાય છે, શ્રવણ ઇંદ્રિયનો વિષયી મૃગ મધુર ગાયનથી મરે છે અને નેત્ર ઇંદ્રિયનો વિષયી પતંગ દીપકમાં ઝંપલાય છે એ વાત પ્રસિદ્ધ છે. તે વિષે અન્ય શાસ્ત્રમાં પણ કહ્યું છે."

---

૧ જે ઠેકાણે ઘર બાંધવાનું હોય ત્યાં પ્રથમ શલ્યશુદ્ધિ કરવામાં આવે છે. શલ્યશુદ્ધિમાં અસ્થિ વગેરે પદાર્થો શોધાય છે. જો શલ્યવાલી ભૂમિ ઉપર ઘર બાંધે તો તે ટકતું નથી એમ શિલ્પશાસ્ત્રમાં કહ્યું છે.

नन्वेवमन्यायेन व्यवहारप्रतिषेधे गृहस्थस्य वित्तप्राप्तिरेव न भविष्यति तत्कथं निर्वाहव्यवच्छेदे धर्महेतुश्चित्तसमाधिलाभः स्यादित्याशंक्याह ।

**न्याय एव ह्यर्थाप्त्युपनिषत्परेति समयविद इति ॥ ८ ॥**

---

न्याय एव न पुनरन्यायोऽपि अर्थस्य विभवस्य आप्तिः लाभः अर्थाप्तिः तस्या उपनिषद् अत्यन्तरहस्यभूत उपायः " युक्तायुक्तार्थसार्थविभागकलनकौशलविकलैः स्थूलमतिभिः स्वभावमानावस्थायामप्यनुपलब्ध इति योऽर्थः" परा प्रकृष्टा इत्येव समयविदः सदाचाराभिधायिशास्त्रज्ञा ब्रुवते ॥ तथाहि ते पठन्ति–

" निपानमिव मण्डूकाः सरःपूर्णमिवाण्डजाः ।
शुभकर्माणमायान्ति विवशाः सर्वसंपदः ॥

---

કોઈ ઠેકાણે અર્થ–દ્રવ્યના રાગથી અંધ થએલો માણસ કદિ અન્યાયરૂપ પાપથી દ્રવ્યનું ફલ મેલવે છે, પણ છેવટે મત્સ્યને આપેલી લોઢાની ગોલીના માસની જેમ તે દ્રવ્ય તેનો વિનાશ કર્યા સિવાય પચતું નથી ૭

કદિ કોઈ એમ શંકા કરે કે જ્યારે એમ અન્યાયથી વ્યવહાર કરવાનો નિષેધ કરશો તો પછી ગૃહસ્થને દ્રવ્યની પ્રાપ્તિ થશે નહીં અને જ્યારે દ્રવ્યની પ્રાપ્તિ ન થાય તો પછી નિર્વાહનો વિચ્છેદ થવાથી ગૃહસ્થને ધર્મનો હેતુ ચિત્તસમાધિરૂપ લાભ ક્યાથી થશે ? તેના ઉત્તરમાં કહે છે

મૂલાર્થ–'દ્રવ્યપ્રાપ્તિનો ઉત્કૃષ્ટ અને રહસ્યભૂત ઉપાય ન્યાયજ છે' એમ સિદ્ધાંતવેત્તાઓ કહે છે ૮

ટીકાર્થ–ન્યાયજ છે અર્થાત્ અન્યાય નહીં અર્થ એટલે વૈભવ તેની પ્રાપ્તિનો ઉપનિષદ્ એટલે રહસ્યરૂપ ઉપાય અર્થાત્ વૈભવની પ્રાપ્તિનો રહસ્યરૂપ ઉપાય ન્યાયજ છે અન્યાય નહીં જે ઉપાય યુક્ત–ઘટતા અને અયુક્ત–અઘટતા અર્થસમૂહના વિભાગ કરવામાં અકુશલ એવા સ્થૂલબુદ્ધિવાલા પુરૂષોએ સ્વભાવસ્થામા પણ પ્રાપ્ત કર્યો નથી, તે રહસ્યભૂત ઉપાય પર એટલે ઉત્કૃષ્ટ છે, એમ સદાચારને પ્રતિપાદન કરનારા શાસ્ત્રોને જાણનારા પંડિતો કહે છે તેઓ આ પ્રમાણે કહે છે–"જેમ દેડકાઓ કુવાને અને જલચર પક્ષીઓ સરોવરને પ્રાપ્ત થાય તેમ સર્વ પ્રકારની સંપત્તિઓ પરવશ થઇ શુભ કર્મ કરનારા ન્યા-

तथा-नोदन्वानर्थितामेति नवांभोभिर्न पूर्यते ।
आत्मा तु पात्रतां नेयः पात्रमायांति संपदः ॥ ८ ॥
कुत एतदेवमित्याह ।

**ततो हि नियमतः प्रतिबंधककर्मविगम इति ॥ ९ ॥**

---

ततो न्यायात्सकाशात् हि यस्मान्नियमतोऽवश्यंभावेन प्रतिबंधकस्य परलाभोपघातजननद्वारेण भवांतरे उपात्तस्य लाभविघ्नहेतोः कर्मणो लाभांतरायलक्षणस्य विगमो विनाशः संपद्यते । यथा सम्यक्प्रयुक्ताया लंघनादिक्रियायाः सकाशात् रोगस्य ज्वरातिसारादेरिति ॥ ९ ॥

ततोऽपि किं सिद्धमित्याह ।

**सत्यस्मिन्नायत्यामर्थसिद्धिरिति ॥ १० ॥**

---

યવંત પુરૂષોને પ્રાપ્ત થાયછે." "જેમ સમુદ્ર યાચક થતો નથી તોપણ તે જલથી નથી પૂરાતો તેમ નથી-અર્થાત્ પૂરાય છે. તેમ આત્માને એવો સુપાત્ર કરવો કે જેથી તેનામાં સંપત્તિઓ સ્વતઃ પ્રાપ્ત થાય." ૮

સંપત્તિને ઉપાર્જન કરવાનો ઉપાય ન્યાયજ છે, એમ શી રીતે જાણવું ? તે કહે છે-

**મૂલાર્થ-ન્યાયથી દ્રવ્યની પ્રાપ્તિમાં અંતરાય કરનારા કર્મનો અવશ્ય નાશ થાય છે. ૯**

ટીકાર્થ-તે ન્યાયથી એટલે ન્યાય પ્રમાણે વર્ત્તવાથી પ્રતિબંધક એટલે ભવાંતરે બીજાના લાભને હાનિ કરી તે દ્વારા ઉપાર્જન કરેલા અને પોતાને લાભ કરવામાં વિઘ્નના હેતુરૂપ અર્થાત્ લાભાંતરાયરૂપ એવા કર્મનો અવશ્ય કરીને નાશ થાયછે. દૃષ્ટાંત કે જેમ સારી રીતે લંઘન (લાંઘણ) વગેરે ક્રિયા કરવાથી જ્વર કે અતિસાર પ્રમુખ રોગનો નાશ થાય છે તેમ ન્યાય પ્રમાણે વર્ત્તવાથી પૂર્વે બાંધેલા લાભાંતરાય કર્મનો નાશ થાય છે. તેથીજ સંપત્તિને ઉપાર્જન કરવાનો ઉપાય ન્યાયજ છે. ૯

તે લાભાંતરાય કર્મનો નાશ થવાથી શું સિદ્ધ થયું, તે કહે છે.

**મૂલાર્થ-એ લાભાંતરાય કર્મનો નાશ થવાથી પરિણામે સંપત્તિ મલવાની સિદ્ધિ થાય છે. ૧૦**

सति विद्यमाने अस्मिन्नांतरे प्रतिबंधककर्मविगमे आयत्यामागामिनि काले अर्थसिद्धिः अभिलषितविभवनिष्पत्तिः आविर्भवतीति ॥ १० ॥

एतद्विपर्यये दोषमाह ।

**अतोऽन्यथापि प्रवृत्तौ पाक्षिकोऽर्थलाभो निःसंशयस्त्वनर्थ इति ॥ ११ ॥**

---

अत उक्तलक्षणान्न्यायात् अन्यथापि अन्यायलक्षणेन प्रकारेण प्रवृत्तौ व्यवहारलक्षणायां पाक्षिको वैकल्पिकः अर्थलाभः कदाचित्स्यात्कदाचिन्नेत्यर्थः । निःसशयो निःसंदेहः तु पुनरर्थे. अनर्थः उपघात आयत्यामेव । इदमुक्त भवति । अन्यायप्रवृत्तिरेव तावदसंभविनी राजदंडभयादिभिर्हेतुभिः प्रतिहतत्वात् । पठ्यते च ।

राजदण्डभयात्पापं नाचरत्यधमो जनः ।
परलोकभयान्मध्यः स्वभावादेव चोत्तमः ॥

---

ટીકાર્થ—તે પ્રતિબધક એટલે લાભાતરાય કર્મનો નાશ થવાથી ઉત્તર કાલે એટલે આગામી કાલે અર્થસિદ્ધિ થાય છે, અર્થાત્ ઇચ્છિત વૈભવની સિદ્ધિનો સ્વત આવિર્ભાવ થાય છે. ૧૦

જે ઉપર પ્રમાણે કહ્યુ, તેથી ઉલટી રીતે વર્ત્તવાથી દોષ થાય તે કહે છે—

મૂલાર્થ—ઉપરના કહેવાથી અન્યથા રીતે (અન્યાયપણે) વર્ત્તવામા કદિ અર્થલાભ વિકલ્પે થાય પણ અનર્થ તો નિઃસદેહ થાય છે ૧૧

ટીકાર્થ—ઉપર કહેલા ન્યાયથી અન્યથાપણે એટલે અન્યાયના પ્રકારે વ્યવહારની પ્રવૃત્તિ કરવામા અર્થલાભ (દ્રવ્યલાભ) પાક્ષિક એટલે વિકલ્પે થાય છે, અર્થાત્ કદિ થાય અને ન પણ થાય, પણ પરિણામે અનર્થ—હાનિ તો નિ સદેહ થાય છે, એટલે હાનિ થવામાં કાંઇ સદેહજ નથી અહીં મૂલમા तु શબ્દ છે તે પુન (ફરી) એવો અર્થ બતાવે છે ભાવાર્થ એવો છે કે પ્રથમ અન્યાયમા પ્રવૃત્તિ કરવીજ અસભવિત છે, કારણકે તે રાજદડનો ભય વગેરે હેતુથી પ્રતિહત છે તે વિષે કહ્યુ છે કે "નીચ માણસ રાજદડના ભયથી પાપ કરતો નથી, મધ્યમ માણસ પરલોકના ભયથી પાપ કરતો નથી અને ઉત્તમ માણસ સ્વભાવથીજ પાપ આચરતો નથી"

अथ कश्चिदधमाधमतामवलंब्य अन्यायेन प्रवर्तते । तथाप्यर्थसिद्धिरनैकांतिकी तथाविधाशुद्धसामग्रीसव्यपेक्षकपाकस्य कस्यचिदशुभानुबंधिनः पुण्यविशेषस्य उदयवशात्स्यादन्यथा पुनर्नेति । यश्चानर्थः सोऽवश्यंभावी, अन्यायप्रवृत्तिवशोपात्तस्य अशुद्धकर्मणः नियमेन स्वफलमसंपाद्योपरमाभावात् । पठ्यते च ।

अवश्यमेव भोक्तव्यं कृतं कर्म शुभाशुभम् ।
नाभुक्तं क्षीयते कर्म कल्पकोटिशतैरपि ॥ ११ ॥

अथ गृहस्थधर्मे विवाहप्रकारमाह ।

**तथा समानकुलशीलादिभिरगोत्रजैर्वैवाह्यमन्यत्र बहुविरुद्धेभ्य इति ॥ १२ ॥**

---

समानं तुल्यं कुलं पितृपितामहादिपूर्वपुरुषवंशः शीलं मद्यमांसनिशाभोजनादिपरिहाररूपो व्यवहारः आदिशब्दाद्विभववेषभाषादि च येषां

---

જે કોઈ અધમ અધમતાનું અવલંબન કરી અન્યાયથી પ્રવર્ત્તે તથાપિ તેને દ્રવ્યની પ્રાપ્તિ એકાંતે થતી નથી. કદિ તેની અશુદ્ધ સામગ્રીની વિશેષ અપેક્ષાના પરિણામવાલા કોઈ પાપાનુબંધી પુણ્યના ઉદયથી તે થાય છે; પણ જો પાપાનુબંધી પુણ્યનો ઉદય ન હોય તો થાયજ નહીં, પણ અનર્થ તો અવશ્ય થવાનોજ, કારણકે અન્યાય પ્રવૃત્તિથી બાંધેલાં પાપ નિયતપણે પોતાનું ફલ આપ્યા વિના ઉપરામ પામતાંજ નથી. કહ્યું છે કે "કરેલું શુભાશુભ કર્મ અવશ્ય ભોગવવું પડે છે, સેંકડો કોટી કલ્પે પણ ભોગવ્યા વિના તે ક્ષય પામતું નથી." ૧૧

હવે ગૃહસ્થના સામાન્ય ધર્મમાં વિવાહનો પ્રકાર કહેછે—

**મૂલાર્થ—જે લોકો પોતાની જાતિના કે દેશના લોકો સાથે બહુ વિરોધ કરનારા છે તે લોકો સિવાય કુલ તથા શીલ વગેરે જેમના સરખા હોય અને જે એક ગોત્રના ન હોય તેવા લોકોની સાથે વિવાહનો સંબંધ કરવો. ૧૨**

ટીકાર્થ—કુલ એટલે પિતા, પિતામહ વગેરે પૂર્વ પુરૂષોનો વંશ અને શીલ એટલે મદ્ય, માંસ તથા રાત્રિભોજનનો ત્યાગ કરવારૂપ વ્યવહાર. આદિ

ते तथा तैः कुटुम्बिभिः लोकैः सह, अगोत्रजैः गोत्रं नाम तथाविधैकपुरुषप्रभवो वंशः, ततो गोत्रे जाताः गोत्रजाः तत्प्रतिषेधात् अगोत्रजा. तैः अतिचिरकालव्यवधानवशेन त्रुटितगोत्रसम्बन्धैश्चेति। किमित्याह। वैवाह्य विवाह एव तत्कर्म वा वैवाह्य, सामान्यतो गृहस्थधर्म इति प्रकृत, किमविशेषेण नेत्याह, अन्यत्र विना बहुविरुद्धेभ्यः कुतोऽपि महतोऽनौचित्यात् बहुभिः तज्जातिवर्त्तिभिस्तत्स्थानतद्देशवासिभिः वा जनैः सह विरुद्धा घटना गता बहुविरुद्धाः तेभ्यः बहुविरुद्धान् लोकान् वर्जयित्वेत्यर्थः । असमानकुलशीलादित्वे हि परस्परं वैसादृश्यात् तथाविधनिर्व्रणमंबधाभावेन असतोपादिसंभवः। किंच। विभववैषम्ये सति कन्या महतः स्वपितुरैश्वर्यादल्पविभव भर्त्तारमवगणयति । इतरोपि प्रचुरस्वपितृविभववशोत्पन्नाहंकारः तत्पितुर्निभवविकलत्वेन दुर्बलपृष्टोपष्टमां कन्यामवजानाति । तथा गोत्रजैः वैवाह्ये स्वगोत्राचरितज्येष्ठकनिष्ठता-

---

શબ્દથી વૈભવ, વેષ અને ભાષા પ્રમુખ—એ સર્વ જેમના સરખા હોય તેવા કુટુબી લોક, વલી ગોત્ર એટલે એક પુરૂષથી ચાલ્યો આવતો વશ—તેમા થયેલા તે ગોત્રજ કહેવાય, અને તેવા ન હોય તે અગોત્રજ એટલે ઘણા લાંબા કાલના વ્યવધાનથી જેમનો ગોત્રસબધ ત્રુટી ગયો હોય તેવા લોકોની સાથે વિવાહકર્મ એટલે વિવાહસબધ જોડવો એ ગૃહસ્થનો સામાન્ય ધર્મ છે અહીં શકા થાય કે ત્યારે શુ તેવા બધાની સાથે વિવાહસબધ કરવો ? ના, તેમ નહીં જે બહુ વિરોધી હોય તેમને વર્જીને—કાંઈ મોટું અનુચિતપણુ થવાથી બહુની સાથે એટલે જાતિના અથવા તે સ્થાનકે તે દેશના નિવાસી લોકોની સાથે વિરોધ કરનાર લોકોને વર્જીને વિવાહસબધ જોડવો

જો કુલ તથા શીલ પ્રમુખ સમાન ન હોય તો પરસ્પર વિસદૃશ—અઘટિતપણાને લીધે તેવો નિર્દોષ સબધ ન જોડવાથી અસતોષ વગેરે દોષ થવાનો સભવ છે વલી બનેની વૈભવસ્થિતિ સરખી ન હોય તો જો કન્યા પોતાના પિતાની વધારે સમૃદ્ધિ હોય તો તેથી અલ્પ વૈભવવાલા પતિની અવગણના કરેછે, અને પુરૂષ પોતાના પિતાનો વૈભવ અધિક હોય તો તેનાથી ઉત્પન્ન થયેલા અહકારને વશ થઈ કન્યાનો પિતા વૈભવ રહિત હોવાથી તે દુર્બલ ટેકાવાલી કન્યાની અવજ્ઞા કરે છે

જો એક ગોત્રમા વિવાહ કરવામા આવે તો સ્વગોત્રથી પ્રવર્ત્તતો નાનામોટાનો વ્યવહાર લોપ થઇ જાય—જેમકે વય અને વૈભવાદિકથી કન્યાનો પિતા જ્યેષ્ટ

व्यवहारविलोपः स्यात् । तथाहि । ज्येष्ठोऽपि वयोविभवादिभिः कन्यापिता, कनिष्ठस्यापि जामातृकपितुः नीचैर्वृत्तिर्भवति । न च गोत्रजानां रूढं ज्येष्ठ-कनिष्ठव्यवहारं अतिलंघ्य अन्यो वैवाह्यव्यवहारो गुणं लभते । अपि तु तद्व्य-वहारस्य प्रवृत्तौ गोत्रजेषु पूर्वप्रवृत्तविनयभंगात् महान् अनर्थ एव संपद्यते । तथा बहुविरुद्धैः सह संबंधघटनायां स्वयमनपराद्धानामपि तत्संबंधद्वारा आ-यातस्य महतो विरोधस्य भाजनभवनेन इहलोकपरलोकार्थयोः क्षतिः प्रस-जति । जनानुरागप्रभवत्वात्संपत्तीनामिति पर्यालोच्य उक्तं "समानकुलशी-लादिभिः अगोत्रजैः वैवाह्यमन्यत्र बहुविरुद्धेभ्यः" इति ।

अत्र च लौकिकनीतिशास्त्रमिदम् । द्वादशवर्षा स्त्री षोडशवर्षः पुमान् तौ विवाहयोग्यौ । विवाहपूर्वो व्यवहारः कुटुंबोत्पादनपरिपालनारूपश्चतुरो वर्णान् कुलीनान् करोति । युक्तितो वरणविधानम् अग्निदेवादिसाक्षिकं च पाणिग्रहणं विवाहः, स च ब्राह्मादिभेदादष्टधा । तथाहि ।

---

હોય અને પોતાના જમાતાનો પિતા કનિષ્ટ હોય તે છતાં તે કન્યાપિતા તેનાથી નીચ વૃત્તિવાળો—કનિષ્ટ થઇ જાય છે. આ એક ગોત્રવાલાને રૂઢ એવા નાના મોટાના વ્યવહારનો લોપ થાય એટલોજ દોષ છે. તે સિવાય બીજો વિવાહસંબંધ જોડવામાં ગુણ છે એમ પણ નથી; કારણકે જો તેવો એક ગોત્રમાં વ્યવહાર પ્રવર્ત્તે તો ગોત્રજમાં પૂર્વે પ્રવર્ત્તેલા વિનયનો ભંગ થવાથી મહાન્ અનર્થ ઉત્પન્ન થઈ જાય છે.

વલી જે બહુ વિરોધી હોય તેમની સાથે સંબંધ જોડાવાથી પોતે અપરાધી ન હોય તોપણ તે સંબંધ દ્વારા વખતે મોટો વિરોધ આવી પડે અને તેવા વિરોધનું પાત્ર થવાથી આલોક અને પરલોકના અર્થની હાનિ થવાનો પ્રસંગ આવે. 'સંપત્તિઓ લોકોના અનુરાગથી ઉત્પન્ન થાયછે' એ વિચાર કરીનેજ આ 'સમાનકુલશીલ' ઇત્યાદિ સૂત્ર કહેલું છે. આ વિષે લૌકિક નીતિશાસ્ત્રમાં આ પ્રમાણે કહેલું છે—બાર વર્ષની સ્ત્રી અને સોલ વર્ષનો પુરૂષ—એ બંનેનો વિવાહ કરવો યોગ્ય છે. કુટુંબનું ઉત્પાદન અને પરિપાલન કરવારૂપ બધો વ્યવહાર વિવાહપૂર્વકજ થાય છે અને તેથી તે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચાર વર્ણને કુલીન કરે છે. યુક્તિથી કરેલું વરણવિધાન અને અગ્નિ તથા દેવની

१ ब्राह्मो विवाहो यत्र वरायालंकृता कन्या प्रदीयते 'त्वं भवास्य महाभागस्य सधर्मचारिणीति'।
२ विनियोगेन विभवस्य कन्याप्रदानात्प्राजापत्यः।
३ गोमिथुनपुरस्सरं कन्याप्रदानादार्षः।
४ स दैवो विवाहो यत्र यज्ञार्थमृत्विजः कन्याप्रदानमेव दक्षिणा।
एते धर्म्या विवाहाश्चत्वारोऽपि गृहस्थोचितदेवपूजनादिव्यवहाराणामेतदन्तरंगकारणत्वान्मातुः पितुर्बंधूनां च प्रामाण्यात्।
५ परस्परानुरागेण मिथः समवायाद्गांधर्वः।
६ पणबंधेन कन्याप्रदानमासुरः।
७ प्रसह्य कन्यादानाद्राक्षसः।

---

સાક્ષીએ કરેલું પાણિગ્રહણ તે વિવાહ કહેવાય છે તે બ્રાહ્મ વગેરે ભેદથી આઠ પ્રકારનો થાય છે તે નીચે પ્રમાણે –

૧ જેમાં અલંકૃત કરેલી કન્યા વરને આપવામાં આવે અને "તુ આ મહાભાગ પુરૂષની સમાન ધર્મમા ચાલનારી થા" એમ કન્યાને કહેવામા આવે તે બ્રાહ્મ વિવાહ કહેવાય છે

૨ જેમાં કન્યાનો પિતા વિનિયોગથી દ્રવ્ય આપી કન્યાદાન કરે તે પ્રાજાપત્ય વિવાહ કહેવાય છે

૩ જેમાં ગાયોનુ જોડલું આપીને કન્યા આપવામા આવે તે આર્ષ વિવાહ કહેવાય છે

૪ જેમાં યજ્ઞને માટે વરેલા બ્રાહ્મણને દક્ષિણાને બદલે કન્યા આપવામાં આવે તે દૈવ વિવાહ કહેવાય છે

ઉપરના ચાર પ્રકારના વિવાહ ગૃહસ્થને યોગ્ય એવા દેવપૂજન વગેરે વ્યવહારના મુખ્ય કારણ હોવાથી તેમજ માતા, પિતા અને બંધુજન તેવા વિવાહને પ્રમાણરૂપ ગણે છે તેથી તે ધર્મ વિવાહ કહેવાય છે

૫ જેમાં પરસ્પર સ્ત્રી પુરૂષના અનુરાગથી સબંધ જોડાય તે ગાંધર્વ વિવાહ કહેવાય છે

૬ કાંઈ બંધન પણ કરીને કન્યા અપાય તે આસુર વિવાહ કહેવાય છે

૭ જેમા બલાત્કારે કન્યા લેવાય તે રાક્ષસ વિવાહ કહેવાય છે.

८ सुप्तप्रमत्तकन्यादानात्पैशाचः ।

एते चत्वारोऽधर्म्या अपि नाधर्म्याः, यद्यस्ति वधूवरयोरनपवादं परस्परुचितत्वमिति ।

शुद्धकलत्रलाभफलो विवाहस्तत्फलं च सुजातसुतसंततिः अनुपहता चित्तनिर्वृतिः गृहकृत्यसुविहितत्वं आभिजात्याचारविशुद्धत्वं देवातिथिबांधवसत्कारानवद्यत्वं चेति ।

कुलवधूरक्षणोपायाश्चैते गृहकर्मविनियोगः, परिमितोऽर्थसंयोगः, अस्वातंत्र्यम्, सदा च मातृतुल्यस्त्रीलोकावरोधनमिति ।

रजकशिलाकुर्कुरकर्परसमा हि वेश्याः कस्तासु कुलीनो रज्येत । यतो दाने दौर्भाग्यं, सत्कृतौ परोपभोग्यत्वं, आसक्तौ परिभवो मरणं वा, महोपकारेप्यनात्मीयत्वं, बहुकालसंबंधेपि त्यक्तानां तदैव पुरुषांतरगमनमिति वेश्यानां कुलागतो धर्म इति ॥ १२ ॥

---

૮ જેમાં સુતેલી અથવા ગફલતમાં રહેલી કન્યાનું હરણ થાય તે પૈશાચ્ય વિવાહ કહેવાય છે.

આ ચાર અધર્મ વિવાહ છે તોપણ જો તેમાં વધૂ અને વર વચ્ચે પરસ્પર કાંઈ અપવાદ વગર રૂચિ હોય તો તે અધર્મ નથી.

શુદ્ધ કુલીન સ્ત્રીનો લાભ તે વિવાહનું ફલ છે; અને શુદ્ધ કુલીન સ્ત્રીના લાભનું ફલ સુજાત એવી પુત્રસંતતિ, ચિત્તની અપ્રતિહત સ્વસ્થતા, ગૃહકાર્યની સુઘડતા, કુલીન–પવિત્ર આચારની શુદ્ધિ અને દેવ, અતિથિ તથા સંબંધીઓનો નિર્દોષ સત્કાર કરવો એ છે. કુલવધૂનું રક્ષણ કરવાના આ પ્રમાણે ઉપાય છે. હમેશાં ગૃહકાર્યમાં તેની યોજના કરવી, તેની પાસે દ્રવ્યનો યોગ પરિમિત રાખવો ( પૈસાની છુટ ન આપવી ), સ્વતંત્રતા આપવી નહીં, અને હમેશાં માતાતુલ્ય સ્ત્રીઓના કબજામાં રહે તેમ કરવું.

( કદિ કોઇ કહે કે તેવી વિવાહની ઉપાધિ શામાટે કરવી? વેશ્યાઓને રખાત તરીકે રાખવામાં શું નુકશાન છે? એ શંકાનું સમાધાન કરે છે. )

વેશ્યા સ્ત્રીઓ ધોબીના ખડકા જેવી અને કુતરાની ચાટય જેવી છે. તેવી સ્ત્રીઓમાં કયો કુલીન પુરૂષ રાગ કરે? કારણકે જો તેને દાન આપીએ તો દુર્ભાગ્ય થાય, તેનો સત્કાર કરવામાં આવે તો બીજાને ઉપભોગ્ય થાય, જો તેમાં આસક્તિ રાખે તો પરાભવ અથવા મૃત્યુ થાય, મોટો ઉપકાર કરે તોપણ

अथ गृहस्थधर्मे वर्त्तनप्रकारमाह ।

**तथा–दृष्टादृष्टबाधाभीतता इति ॥ १३ ॥**

---

दृष्टाश्च प्रत्यक्षत एव अवलोकिताः अदृष्टाश्च अनुमानागमगम्याः ताश्च ता बाधाश्चोपद्रवाः दृष्टादृष्टबाधास्ताभ्यो भीतता भय सामान्यतो गृहस्थधर्म इति । तदा च तद्भयं चेतसि व्यवस्थापितं भवति, यदि यथाशक्ति दूरत एव तत्कारणपरिहारः कृतो भवति, न पुनरन्यथा । तत्र दृष्टबाधाकारणानि अन्यायव्यवहरणद्यूतरमणपरदाराभिगमनादीनि, इह लोकेऽपि सकललोकसमुपलभ्यमाननानाविधविडम्बनास्थानानि । अदृष्टबाधाकारणानि पुनर्मद्यमांससेवनादीनि शास्त्रनिरूपितनरकादियातनाफलानि भवति । किं भणित भवति, दृष्टादृष्टबाधाहेतुभ्यो दूरमात्मा व्यावर्त्तनीय इति ॥ १३ ॥

---

તે પોતાનો ગણે નહી અને બહુકાલનો સબધ હોય તે છતા જો તેનો ત્યાગ કરવામાં આવે તો તત્કાલ બીજા પુરૂષ સાથે ગમન કરે—આ વેશ્યાઓનો કુલ-પરપરાનો રિવાજ છે ૧૨

હવે ગૃહસ્થના સામાન્ય ધર્મનુ વર્ત્તન કહે છે —

મૂલાર્થ—પ્રત્યક્ષ જોવામાં આવે અને જોવામાં ન આવે એવા ઉપદ્રવોથી બીતા રહેવુ ૧૩

ટીકાર્થ—દૃષ્ટ એટલે પ્રત્યક્ષપણે જોવામાં આવેલા અને અદૃષ્ટ એટલે અનુમાન તથા આગમ પ્રમાણથી જોયેલા જે ઉપદ્રવો–તેઓથી ભય રાખવો એ ગૃહસ્થનો સામાન્ય ધર્મ છે જો યથાશક્તિ દૂરથીજ ભય થવાના કારણનો ત્યાગ કરવામાં આવે તો તે ભય ચિત્તમાં ઉત્પન્ન થવાજ પામતો નથી કદિ ઉત્પન્ન થાય તો સ્વત શમી જાય છે, તે સિવાય બીજી રીતે તે કદિ પણ શમતો નથી તેમાં અન્યાયથી વ્યવહાર કરવો, જુગાર રમવો અને પરસ્ત્રીગમન કરવુ ઇત્યાદિ દૃષ્ટ ઉપદ્રવનાં કારણો છે તે આલોકમા પણ સર્વ લોકોની વચ્ચે જાણ થતાં વિવિધ પ્રકારની વિડબનાઓના સ્થાનરૂપ થાય છે વળી જે મદ્ય માસનુ સેવન ઇત્યાદિ કુકર્મ કે જેઓનુ ફલ શાસ્ત્રમાં નરકાદિની યાતના–પીડા થવાનુ જણાવ્યુ છે, તે અદૃષ્ટ ઉપદ્રવના કારણો છે એ ઉપરથી એમ

तथा–शिष्टचरितप्रशंसनमिति ॥ १४ ॥

---

शिष्यंते स्म शिष्टाः, वृत्तस्थज्ञानवृद्धपुरुषविशेषसंनिधानोपलब्धविशुद्धशिक्षा मनुजविशेषाः तेषां चरितं आचरणं शिष्टचरितं । यथा ।

लोकापवादभीरुत्वं दीनाभ्युद्धरणादरः ।
कृतज्ञता सुदाक्षिण्यं सदाचारः प्रकीर्त्तितः ॥
सर्वत्र निंदासंत्यागो वर्णवादश्च साधुषु ।
आपद्यदैन्यमत्यंतं तद्वत्संपदि नम्रता ॥
प्रस्तावे मितभाषित्वमविसंवादनं तथा ।
प्रतिपन्नक्रिया चेति कुलधर्मानुपालनम् ॥
असद्व्ययपरित्यागः स्थाने चैव क्रिया सदा ।
प्रधानकार्ये निर्बंधः प्रमादस्य विवर्जनम् ॥
लोकाचारानुवृत्तिश्च सर्वत्रौचित्यपालनम् ।

---

જાણવું કે દરેક ગૃહસ્થે દૃષ્ટ અને અદૃષ્ટ ઉપદ્રવોના હેતુઓથી પોતાના આત્માને દૂર રાખવો. ૧૩

મૂલાર્થ—હમેશાં શિષ્ટ–સાધુ પુરૂષોના આચરણની પ્રશંસા કરવી. ૧૪

ટીકાર્થ—શિક્ષા પામે તે શિષ્ટ પુરૂષ એટલે સદાચારમાં રહેલા જ્ઞાનવૃદ્ધ પુરૂષોની પાસે રહી શુદ્ધ શિક્ષાને પ્રાપ્ત કરનારા મનુષ્યો, તેઓનું ચરિત–આચરણ તે શિષ્ટ ચરિત કહેવાય. જેમકે “ લોકાપવાદથી ભય, દીન જનનો ઉદ્ધાર કરવામાં આદર, કદર જાણવી અને સારૂં ડહાપણ—એ સદાચાર કહેવાય છે.”

“ સર્વની નિંદાનો ત્યાગ, સજ્જન પુરૂષોની પ્રશંસા, આપત્તિમાં પણ હિંમત, સંપત્તિમાં નમ્રતા, પ્રસ્તાવે મિત ભાષણ, વૃથા વિવાદનો ત્યાગ, જેની કબુલાત કરી હોય તે કરવું, કુલધર્મનું પાલન, નકામા ખર્ચનો ત્યાગ, જ્યાં ઘટે ત્યાં કરવું, મુખ્ય કાર્ય કરવામાં આગ્રહ, પ્રમાદનો ત્યાગ, લોકાચારમાં અનુસરવું, સર્વ ઠેકાણે યોગ્યતા રાખવી અને કંઠે પ્રાણ આવ્યા હોય તોપણ નિંદિત કામમાં

प्रवृत्तिर्गर्हिते नेति प्राणैः कंठगतैरपि ॥
इत्यादि तस्य प्रशसनं प्रशसापुरस्कार इत्यर्थः । यथा च ।
गुणेषु यत्नः क्रियतां किमाटोपैः प्रयोजनम् ।
विक्रीयंते न घंटाभिर्गावः क्षीरविवर्जिताः ॥

तथा ।

शुद्धा' प्रसिद्धिमायांति लघवोऽपीह नेतरे ।
तमस्यपि विलोक्यते दंतिदंता न दंतिन. ॥ १४ ॥ इति

**तथा–अरिषड्वर्गत्यागेनाविरुद्धार्थप्रतिपत्त्येंद्रियजय इति ॥१५॥**

---

अयुक्तितः प्रयुक्ताः कामक्रोधलोभमानमदहर्षाः शिष्टगृहस्थानामंतरंगोऽरिषड्वर्ग' तत्र परपरिगृहीतास्वनूढासु वा स्त्रीषु दुरभिसंधिः कामः । अविचार्य परस्यात्मनो वापायहेतुः क्रोधः । दानार्हेषु स्वधनाप्रदानमकार-

---

પ્રવૃત્તિ ન કરવી–ઇત્યાદિ શિષ્ટાચારની પ્રશસા કરવી અર્થાત્ પ્રશસાપૂર્વક તેના ગુણ ગ્રહણ કરવા " તે વિષે કહ્યુ છે કે —

" ગુણ ગ્રહણ કરવા યત્ન કરો, મોટા આડબરનુ શુ પ્રયોજન છે' દૂધવગરની ગાયો મોટી ઘુઘરમાલ બાધવાથી વેચાતી નથી, પણ તે દૂધના ગુણ ઉપરથી વેચાય છે "

" કદિ હલકા હોય પણ જો તે શુદ્ધ હોય તો પ્રસિદ્ધિમાં આવે છે અને બીજા મોટા હોય પણ જો તે અશુદ્ધ હોય તો પ્રસિદ્ધિમા આવતા નથી જેમ હાથીના દાત અધકારમા પણ દેખાય છે અને હાથીઓ દેખાતા નથી " ૧૪

મૂલાર્થ—કામ ક્રોધાદિ અતરંગ શત્રુઓનો ત્યાગ કરી અવિરુદ્ધ અર્થનો અગીકાર કરી ઇંદ્રિયોનો જય કરવો ૧૫

ટીકાર્થ—યુક્તિ વગર યોજેલા એટલે શાસ્ત્રવિરુદ્ધ ગેરઉપયોગમા લીધેલા કામ, ક્રોધ, લોભ, માન, મદ અને હર્ષ–એ છ શિષ્ટ ગૃહસ્થોના અતરના શત્રુઓ છે તે આ પ્રમાણે–બીજાએ ગ્રહણ કરેલી અથવા અવિવાહિત કુમારી સ્ત્રીઓ ઉપર દુષ્ટ અધ્યવસાય કરવો તે કામ કહેવાય છે બીજાને અથવા પોતાને, વિચાર્યા વગર જે નાશનો હેતુ થાય તે ક્રોધ કહેવાય છે. દાન

णपरधनग्रहणं वा लोभः। दुरभिनिवेशामोक्षो युक्तोक्ताग्रहणं वा मानः। कुलबलैश्वर्यरूपविद्याभिरात्माहंकारकरणं परप्रधर्षनिबंधनं वा मदः। निर्निमित्तमन्यस्य दुःखोत्पादनेन स्वस्य द्यूतपापर्द्ध्याद्यनर्थसंश्रयेण वा मनःप्रीतिजननो हर्षः। ततोऽस्यारिषड्वर्गस्य त्यागः प्रोज्झनं तेन अविरुद्धानां गृहस्थावस्थोचितधर्मार्थाभ्यां विरोधमनागतानामर्थानां शब्दादीनां श्रोत्रादीन्द्रियविषयभावापन्नानां प्रतिपत्तिः अंगीकरणं अविरुद्धार्थप्रतिपत्तिः तया इंद्रियजयः अत्यंतासक्तिपरिहारेण श्रोत्रादींद्रियविकारनिरोधः। सर्वेन्द्रियार्थविरोधेन पुनर्यो धर्मः स यतीनामेवाधिकरिष्यते। इह तु सामान्यरूपगृहस्थधर्म एवाधिकृतस्तेनैवमुक्तमिति ॥ १५ ॥

**तथा–उपप्लुतस्थानत्याग इति ॥ १६ ॥**

---

उपप्लुतं स्वचक्रपरचक्रविक्षोभात्, दुर्भिक्षमारीतिजनविरोधादेश्वास्व-

---

કરવાને યોગ્ય એવા પાત્રને પોતાનું ધન ન આપવું અથવા કારણ વગર પરધનનું ગ્રહણ કરવું તે **લોભ** કહેવાય છે. દુરાગ્રહ છોડે નહીં અને ઘટિત વચનને માને નહીં તે **માન** કહેવાય છે. કુલ, બલ, ઐશ્વર્ય, રૂપ અને વિદ્યાથી પોતાને અહંકાર કરવો અથવા બીજા પર ધસારો કરવો તે **મદ** કહેવાય છે. કારણ સિવાય બીજાને દુઃખ ઉપજાવી અથવા પોતે દ્યૂત, મૃગયા વગેરે અનર્થનો આશ્રય કરી મનને પ્રીતિ ઉત્પન્ન કરવી તે **હર્ષ** કહેવાય છે. આ છ અંતરના અરિવર્ગનો ત્યાગ કરીને, અવિરૂદ્ધ એટલે ગૃહસ્થાવસ્થાને યોગ્ય એવા ધર્મ અને અર્થ સાથે વિરોધને ન પામેલા ( ધર્મ અને અર્થ એ બેના સાધનને બાધ ન કરતા ) એવા શ્રવણાદિ ઇંદ્રિયોના વિષયભાવને પ્રાપ્ત થયેલા શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, ગંધ વગેરેનો અંગીકાર કરવો તેને અવિરૂદ્ધ અર્થનો અંગીકાર કહે છે અને તેવડે ઇંદ્રિયોનો જય કરવો એટલે અત્યંત આસક્તિ છોડી દઇ શ્રવણાદિ ઇંદ્રિયોના વિકારનો નિરોધ કરવો ( એ ગૃહસ્થનો સામાન્ય ધર્મ છે ). સર્વ ઇંદ્રિયોના વિષયનો નિરોધ કરવાના ધર્મનો અધિકાર તો યતિયોનોજ છે. તે આગલ કહેવાશે. અહીં તો ગૃહસ્થના સામાન્ય ધર્મનોજ અધિકાર છે, તેથી એમ કહેલું છે. ૧૫

**મૂલાર્થ**—ઉપદ્રવવાલા સ્થાનનો ત્યાગ કરવો. ૧૬

**ટીકાર્થ**—સ્વચક્ર અને પરચક્ર એટલે પોતાના રાજ્યના અને પર

स्त्रीभूतं यत्स्थानं निवासभूमिलक्षणं ग्रामनगरादिस्तस्य त्यागः । अत्यज्यमाने हि तस्मिन् धर्मार्थकामानां तत्र प्रवृत्तोपप्लववशेन पूर्वलब्धानां विनाशसंभवेन नवानां चानुपार्जनेनोभयोरपि लोकयोरनर्थ एवोपपद्यते इति ॥ १६ ॥

तथा—स्वयोग्यस्याश्रयणमिति ॥ १७ ॥

---

स्वस्यात्मनो योग्यस्योचितस्य रक्षाकारणस्य राजादेरपूर्वलाभसंपादनलब्धरक्षणक्षमस्य आश्रयणं रक्षणीयोऽहं भवतामित्यात्मसमर्पणं । यत उक्तं । "स्वामिमूलाः सर्वाः प्रकृतयः, अमूलेषु तरुषु किं कुर्यात्पुरुषप्रयत्नः" इति । स्वामी च धार्मिकः कुलाचाराभिजनविशुद्धः प्रतापवान् न्यायानुगतश्च कार्य इति ॥ १७ ॥

---

રાજ્યના સૈન્યના વિક્ષોભથી, તેમજ દુકાલ, મહામારી, '૭ ઇતિ અને લોકવિરોધ વગેરેથી અસ્વસ્થ થયેલા પોતાના નિવાસ સ્થાનરૂપ ગામ, નગર પ્રમુખનો ત્યાગ કરવો. ( એ ગૃહસ્થનો સામાન્ય ધર્મ છે ) જો તેનો ત્યાગ ન કરાય તો પૂર્વે પ્રાપ્ત કરેલા ધર્મ, અર્થ અને કામનો વિનાશ થવાનો સભવ અને બીજા નવીનનુ ઉપાર્જન ન થવાનો પણ સભવ તેથી ઉભય લોકમા અનર્થજ ઉત્પન્ન થાય, માટે તેવા ઉપદ્રવવાળા સ્થાનનો અવશ્ય ત્યાગ કરવો જોઇએ ૧૬

મૂલાર્થ—પોતાને યોગ્ય એવા પુરૂષનો આશ્રય કરવો ૧૭

ટીકાર્થ—પોતાને યોગ્ય અને રક્ષાનુ કારણ જે રાજા પ્રમુખ અપૂર્વ લાભનુ સપાદન અને પ્રાપ્ત કરેલાનુ રક્ષણ કરવામાં સમર્થ હોય તેનો આશ્રય કરવો એટલે 'હુ આપનો રક્ષણીય છુ' એમ આત્મ સમર્પણ કરવુ ( એ ગૃહસ્થનો સામાન્ય ધર્મ છે ) કહ્યુ છે કે "સર્વ પ્રજાનુ મૂલ સ્વામી છે જેમ વૃક્ષ મૂલ વગરના હોય તો તે પર પુરૂષનો પ્રયત્ન શા કામનો ?" તેમ સ્વામીરૂપ મૂલ સારૂ ન હોય તો પછી પ્રજારૂપ વૃક્ષ શી રીતે ટકી શકે ? તે સ્વામી ધાર્મિક, કુલાચારથી શુદ્ધ, પ્રતાપી અને ન્યાયી હોય તેમ કરવો ૧૭

---

૧ અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, ઉંદર થાય, તીડ આવે, શુડા આવે, સ્વચક્ર અને પરચક્ર—એ ૭ ઇતિ ગણાય છે

**तथा–प्रधानसाधुपरिग्रह इति ॥ १८ ॥**

प्रधानानामन्वयगुणेन सौजन्यदाक्षिण्यकृतज्ञतादिभिश्च गुणैरुत्तमानां साधूनां सदाचाराभिनिवेशवतां परिग्रहः स्वीकरणं। क्षुद्रपरिवारो हि पुरुषः सर्पवानाश्रय इव न कस्यापि सेव्यः स्यात्। तथा उत्तमपरिग्रहेणैव गुणवानिति पुरुषस्य प्रसिद्धिरुत्पद्यते। यथोक्तम्।

गुणवानिति प्रसिद्धिः संनिहितैरेव भवति गुणवद्भिः।
ख्यातो मधुर्जगत्यपि सुमनोभिः सुरभिभिः सुरभिः ॥
इति ॥ १८ ॥

**तथा–स्थाने गृहकरणमिति ॥ १९ ॥**

स्थाने वक्ष्यमाणलक्षणास्थानविलक्षणे ग्रामनगरादिभागे गृहस्य स्वनिवासस्य करणं विधानमिति ॥ १९ ॥

---

मूलार्थ—उत्तम अने सदाचारी पुरुषोनो संग करवो. १८

टीकार्थ—उत्तम एटले वंशना गुण अने सौजन्य, दाक्षिण्य अने कृतज्ञता वगेरे गुणोथी युक्त एवा अने साधु अने सदाचारमां आग्रह राखनारा पुरुषोनो स्वीकार करवो, संग करवो, कारणके नीच, हलका परिवारवालो पुरुष सर्पवाला घरनी जेम कोईने सेववा योग्य होतो नथी. तेम वली उत्तम पुरुषना संगथीज पुरुषनी गुणवानपणानी प्रसिद्धि थाय छे. कह्युं छे के "जो गुणवान् पुरुषो सांनिध्य होय तो पुरुषनी गुणवानपणानी प्रसिद्धि थाय छे. जेम वसंत ऋतु सुरभि–सुगंधि पुष्पोथी जगतमां 'सुरभि' एवा नामथी प्रख्यात थयेली छे." १८

मूलार्थ—सारे ठेकाणे निवासने माटे घर करवुं. १९

टीकार्थ—जेनां लक्षण आगल कहेवामां आवशे एवा नठारा स्थानथी विलक्षण एवा ग्राम नगर वगेरेमां पोतानुं निवास गृह करवुं. (ए गृहस्थनो सामान्य धर्म छे.) १९

अस्थानमेव व्यनक्ति ।

अतिप्रकटातिगुप्तमस्थानमनुचितप्रातिवेश्यं चेति ॥ २० ॥

तत्रातिप्रकटमसन्निहितगृहांतरतयाऽतिप्रकाशं, अतिगुप्तं गृहांतरैरेव सर्वतोऽतिसंनिहितैरनुपलक्ष्यमाणद्वारादिविभागतयाऽतीव प्रच्छन्नं, ततः अतिप्रकटं चातिगुप्तं चेत्यतिप्रकटातिगुप्तम् । किमित्याह । अस्थानमनुचितं गृहकरणस्य, तथा अनुचितप्रातिवेश्यं च, प्रतिवेशिनः सन्निहितद्वितीयादिगृहवासिनः कर्म भावो वा प्रातिवेश्य, अनुचितं द्यूतादिव्यसनोपहततया धार्मिकाणामयोग्य प्रातिवेश्य यत्र तदनुचितप्रातिवेश्यम् । चः समुच्चये । किं पुनः कारणमतिप्रकटादि अस्थानमित्युच्यते । अतिप्रकटे प्रदेशे गृहं क्रियमाण परिपार्श्वतो निरावरणतया चौरादयो निःशंकमनसोऽभिभवितुमुत्सहते । अतिगुप्त पुनः सर्वतो गृहांतरैरतिनिरुद्धत्वान्न स्वशोभां लभते । प्रदीपनका-

---

કેવુ સ્થાન ખરાબ કહેવાય તે કહે છે —

મૂલાર્થ—જે સ્થાન અતિ ખુલ્લું હોય અથવા અતિ ગુપ્ત હોય અને જેનો પાડોશ ખરાબ હોય, તે રહેવાને અનુચિત સ્થાન જાણવુ ૨૦

ટીકાર્થ—જે સ્થાન અતિ ખુલ્લુ હોય એટલે બીજાના ઘર પાસે ન હોવાથી અતિ ઉઘાડુ લાગે તેવુ હોય, તેમ અતિ ગુપ્ત એટલે ચારે તરફ ખીચોખીચ આવેલા બીજા ઘરને લીધે જેના દ્વારાદિ વિભાગ ઓલખાય નહીં તેવા હોય, તે સ્થાન ઘર કરવાને અનુચિત છે વલી પ્રતિવેશી એટલે નજીક આવેલા બીજા ગૃહાદિકમાં રહેનાર પાડોશી, તેનુ કર્મ વા ભાવ તે પ્રાતિવેશ્ય એટલે પાડોશ કહેવાય છે તે પાડોશ જેનો અનુચિત હોય એટલે જેમાં જુગાર વગેરે વ્યસનો થતા હોય તેથી ધાર્મિક માણસને રહેવાને અયોગ્ય હોય તેવુ અનુચિત પાડોશવાલું સ્થાન પણ રહેવાને અનુચિત છે અહીં "च" શબ્દ સમુચ્ચય અર્થમાં છે

અતિ ખુલ્લું, અતિ ગુપ્ત અને ખરાબ પાડોશવાલું સ્થાન નઠારૂ કહેવાય તેનુ શુ કારણ ? તે કહે છે જો અતિ ખુલ્લા પ્રદેશમા ઘર કરેલું હોય તો પડખાની બાજુએ આવરણ ન હોવાથી ચોર વગેરે નિ શંક મનેથી પ્રવેશ કરી

द्युपद्रवेषु च दुःखनिर्गमप्रवेशं भवति । अनुचितप्रातिवेश्यत्वे पुनः "संसर्गजा दोषगुणा भवंतीति" वचनात् कुशीलप्रातिवेशिकलोकालापदर्शनसहवासदोषवशात् स्वतः सगुणस्यापि जीवस्य निश्चितं गुणहानिरुत्पद्यते इति तन्निषेधः ॥ २० ॥

स्थानेऽपि गृहकरणे विशेषविधिमाह ।

**लक्षणोपेतगृहवास इति ॥ २१ ॥**

---

लक्षणैः प्रशस्तवास्तुस्वरूपसूचकैर्बहलदूर्वाप्रवालकुशस्तंबप्रशस्तवर्णगंधमृत्तिकासुस्वादजलोद्गमनिधानादियुक्तक्षितिप्रतिष्ठितत्ववेधविरहादिभिः उपेतं समन्वितं तच्च तद् गृहं च तत्र वासः अवस्थानम् । निर्लक्षणे हि गृहे वसतां सतां विभवविनाशादयो नानाविधा जनप्रसिद्धा एव दोषाः संपद्यंते, गृहलक्षणानामेव समीहितसिद्धौ प्रधानसाधनत्वात् ॥ २१ ॥

---

પરાભવ કરવાને ઉત્સાહ કરે. જો અતિ ગુપ્ત હોય તો ચારે બાજુ બીજાં ગૃહોના નિરોધથી તે પોતાની શોભા પ્રાપ્ત કરે નહીં, તેમ વલી જો અગ્નિ પ્રમુખનો ઉપદ્રવ થાય તો મુશ્કેલીથી નીકલવું કે પેસવું બને. જો પાડોશ ખરાબ હોય તો 'ગુણ અને દોષ સંસર્ગથી ઉત્પન્ન થાયછે' એ વચન પ્રમાણે નઠારા પાડોશી સાથે બોલવું, જોવું અને સહવાસના દોષને લીધે સ્વતઃ ગુણવાન્ એવા જીવને નિશ્ચે તેના ગુણની હાનિ થઈ જાય. એથી આ નિષેધ કરેલો છે.૨૦

યોગ્ય સ્થાને પણ ઘર કરવામાં વિશેષ વિધિ કહે છે.

**મૂલાર્થ—વાસ્તુનાં સર્વ લક્ષણોથી યુક્ત એવા ગૃહમાં વાસ કરવો. ૨૧**

**ટીકાર્થ—**વાસ્તુના ઉત્તમ સ્વરૂપને સૂચવનારાં લક્ષણો જેવાં કે જ્યાં ઘણા દ્રોના અંકુરા હોય, દર્ભના સ્તંભ (ભોથાં) થતા હોય, મૃત્તિકાના વર્ણ અને ગંધ સારા હોય, સ્વાદિષ્ટ જલ નીકલે તેમ હોય અને જેમાં દ્રવ્યના ભંડાર રહેલા હોય એવી પૃથ્વી ઉપર ઘર બાંધવું જોઇએ, તેમજ કોઇ જાતનો વેધ આવતો ન હોય તેવાં લક્ષણોથી યુક્ત એવું ઘર હોય તેમાં વાસ કરવો. જો ઉપર કહેલાં લક્ષણોથી રહિત એવા ઘરમાં વાસ કરવામાં આવે તો વૈભવનો વિનાશ ઇત્યાદિ વિવિધ જાતના લોક પ્રસિદ્ધ દોષ ઉત્પન્ન થાય છે; કારણકે

ननु कथं गृहलक्षणानामेव निःसंशयोऽवगम इत्याह ।

निमित्तपरीक्षेति ॥ २२ ॥

निमित्तैः शकुनस्वप्नोपश्रुतिप्रभृतिभिः अतींद्रियार्थपरिज्ञानहेतुभिः परीक्षा । परीति सर्वतः संदेहविपर्ययानध्यवसायविज्ञानदोषपरिहारेणेक्षणमवलोकन गृहलक्षणाना कार्यमिति ॥ २२ ॥

तथानेकनिर्गमादिवर्जनमिति ॥ २३ ॥

अनेके बहवः ये निर्गमाः निर्गमद्वाराणि, आदिशब्दात् प्रवेशद्वाराणि च, तेषा वर्जन अकरणम् । अनेकेषु हि निर्गमादिषु अनुपलक्ष्यमाणनिर्गमप्रवेशानां तथाविधलोकानामापाते सम्यग्गृहरक्षाभावेन स्त्र्यादिजनस्य वि-

---

ગૃહસ્થને ઇચ્છિતની સિદ્ધિમા ગૃહ બાંધવાના આગ લક્ષણો એ મુખ્ય સાધન છે. ૨૧

અહીં શકા કરે કે ઉપર કહેલા ગૃહના લક્ષણો સશય રહિત શી રીતે જણાય? તે કહે છે–

મૂલાર્થ—નિમિત્ત–શુકનનું બરાબર અવલોકન કરવુ. ૨૨

ટીકાર્થ–નિમિત્ત એટલે શુકન, સ્વપ્ન અને શબ્દ શ્રવણ વગેરે કે જેઓ ઇંદ્રિયોના વિષયમા ન આવે એવા અર્થનુ જ્ઞાન કરવાના હેતુરૂપ છે, તેવડે પરીક્ષા કરવી પરીક્ષા પરિ કહેતા સર્વ રીતે એટલે સદેહ, વિપરીતપણુ અને અનિશ્ચય એ યથાર્થ જ્ઞાનના દોષને છોડી ગૃહના લક્ષણોનુ ઇક્ષા (ઇક્ષણ) અવલોકન કરવુ, તે પરીક્ષા કહેવાય છે ૨૨

મૂલાર્થ–જવા આવવાના ઘણા રસ્તા જેમા ન હોય તેવુ ઘર કરવુ ૨૩

ટીકાર્થ–ઘણાં નીકળવાના દ્વારથી અને આદિ શબ્દ છે તેથી ઘણા પ્રવેશ કરવાનાં દ્વારથી વર્જિત એવુ ઘર કરવુ જો જવા આવવાના દ્વાર ઘણા હોય તો લોકોનુ જવુ આવવુ જાણવામા ન આવવાથી સારી રીતે ગૃહની રક્ષા થઈ શકે નહીં, તેથી ઘરના સ્ત્રી પ્રમુખની લજ્જાની અને વૈભવની નુકશાની-

भवस्य च विप्लव एव स्यात् । निबिडतरगृहद्वाररक्षयैव तेऽनवकाशा भवंति, परिमितप्रवेशनिर्गमं च गृहं सुखरक्षं भवतीति ॥ २३ ॥

**तथा–विभवाद्यनुरूपो वेषो विरुद्धत्यागेनेति ॥ २४ ॥**

---

विभवादीनां वित्तवयोऽवस्थानिवासस्थानादीनामनुरूपः लोकपरिहासाद्यनास्पदतया योग्यः, वेषः वस्त्रादिनेपथ्यलक्षणः । विरुद्धस्य जंघार्द्धोद्घाटनशिरोवेष्टनांचलदेशोर्ध्वमुखन्यसनात्यंतगाढाङ्गिकालक्षणस्य विटचेष्टास्पष्टतानिमित्तस्य वेषस्यैव त्यागेन अनासेवनेन । प्रसन्ननेपथ्यो हि पुमान् मंगलमूर्त्तिर्भवति मंगलाच्च श्रीसमुत्पत्तिः । यथोक्तम् ।

श्रीर्मंगलात्प्रभवति प्रागल्भ्याच्च प्रवर्द्धते ।
दाक्ष्यात्तु कुरुते मूलं संयमात्प्रतितिष्ठति ॥ २४ ॥

---

१ मूलमित्यनुबंधं । २ प्रतितिष्ठतीति प्रतिष्ठां लभते ।

---

જ થાય. જો ઘરની રક્ષા બરાબર ચોકસાઇથી થઈ હોય તો તેવા લોકોને કોઇ જાતનો અવકાશ મલે નહીં અને જો ઘરમાં જવું આવવું પરિમિત–અલ્પ થઈ શકે તેમ હોય તો તે ઘરની રક્ષા સુખે થઇ શકે છે. ૨૩

**મૂલાર્થ–પોતાના વૈભવ વગેરેની સ્થિતિને યોગ્ય એવો વેષ રાખવો અને વિરૂદ્ધ વેષનો ત્યાગ કરવો. ૨૪**

**ટીકાર્થ**–વૈભવ તથા આદિ ( વગેરે ) શબ્દથી દ્રવ્ય, વય, અવસ્થા અને નિવાસસ્થાન વગેરેને યોગ્ય એટલે લોકને ઉપહાસ્યનું સ્થાન ન થાય તેવો ઉચિત વેષ એટલે વસ્ત્ર પ્રમુખનો પહેરવેશ રાખવો. (સારાંશકે પોતાની દ્રવ્યસ્થિતિ, વય, અવસ્થા અને નિવાસસ્થાનને ઘટે તેવો અને લોકમાં ઉપહાસ્ય ન થાય તેવો વેષ ગૃહસ્થે પહેરવો. ) અને વિરૂદ્ધ એટલે પગની જંઘા અડધી ઉઘાડી રાખવી, માથે બાંધેલા ફેંટા ઉપર છોગું મૂકવું અને અત્યંત સજ્જડ ( તડાતડ ) અંગરખું પહેરવું–ઇત્યાદિ જાર કે છાકટાની ચેષ્ટા જેમાં સ્પષ્ટ જણાઇ આવે તેવા વેષનો ત્યાગ કરવો. જેનો વેષ પ્રસન્ન હોય તે પુરૂષ મંગલ મૂર્ત્તિ કહેવાય છે અને મંગલથી લક્ષ્મીની ઉત્પત્તિ થાય છે. કહ્યું છે કે "લક્ષ્મી મંગલથી ઉત્પન્ન થાય છે, ચાતુર્યથી વૃદ્ધિ પામે છે, ડહાપણથી ઉંડાં મૂલ બાંધે છે અને સંયમથી પ્રતિષ્ઠા મેલવે છે." ૨૪

## तथा–आयोचितो व्यय इति ॥ २५ ॥

आयस्य वृद्ध्यादिप्रयुक्तधनधान्याद्युपचयरूपस्य उचितः । चतुर्भागादितया योग्यः वित्तस्य व्ययः भर्तव्यभरणस्वभोगदेवातिथिपूजनादिप्रयोजनेषु विनियोजनम् ॥ तथा च नीतिशास्त्रम् ।

पादमायान्निधिं कुर्यात्पादं वित्ताय घट्टयेत् ।
धर्मोपभोगयोः पादं पादं भर्तव्यपोषणे ॥
आयादर्द्धं नियुञ्जीत धर्मे समधिकं ततः ।
शेषेण शेषं कुर्वीत यत्नतस्तुच्छमैहिकम् ॥

आयानुचितो हि व्ययो रोग इव शरीरं कृशीकृत्य विभवसारमखिलव्यवहारासमर्थं पुरुषं करोति । पठ्यते च ।

आयव्ययमनालोच्य यस्तु [1]वैश्रवणायते ।
अचिरेणैव कालेन सोऽत्र वै श्रवणायते ॥ २५ ॥

१ वैश्रमणायते इत्यपि पाठः तदा साधुवदाचरतीत्यर्थो विज्ञेयः ।

મૂલાર્થ–આવક પ્રમાણે ખર્ચ રાખવો. ૨૫

ટીકાર્થ–આય એટલે વ્યાજ પ્રમુખે કરી વધારો કરવાને યોજેલા ધન ધાન્યની વૃદ્ધિરૂપ આવક, તે પ્રમાણે, યોગ્ય એટલે આવકનો ચોથો ભાગ ખર્ચ કરવો. અહીં ખર્ચ એટલે જે ભરણપોષણ કરવા યોગ્ય કુટુંબ હોય તેના ભરણપોષણમા, પોતાના ઉપભોગમા અને દેવ અતિથિના પૂજન વગેરેના પ્રયોજનમા વપરાય તે તે વિષે નીતિશાસ્ત્ર લખે છે કે "ધનની આવકના પ્રથમ ચાર ભાગ કરવા, તેમા એક ભાગને ઘરમાં અનામત રાખવો, એક ભાગ વ્યાપારમાં જોડવો, એક ભાગ ધર્મ અને પોતાના ઉપભોગમા વાપરવો અને એક ભાગ કુટુંબના ભરણપોષણમાં વાપરવો"

વળી કોઈ ઠેકાણે એમ કહ્યું છે કે "ધનની આવકના બે ભાગ કરવા, તેમા કાંઇક અધિક ભાગ ધર્મમા વાપરવો અને બાકી રહેલા ભાગને આલોકના તુચ્છ કાર્યમા પ્રયત્નથી વાપરવો"

આવક ઉપરાંત કરેલો વ્યય (ખર્ચ) શરીરને રોગીની જેમ સારરૂપ વૈભવને કૃશ કરી નાખી પુરૂષને બધા વ્યવહાર ચલાવવામાં અસમર્થ કરે છે.

**तथा–प्रसिद्धदेशाचारपालनमिति ॥ २६ ॥**

---

प्रसिद्धस्य तथाविधापरशिष्टसंमततया दूरं रूढिमागतस्य देशाचारस्य सकलमंडलव्यवहाररूपस्य भोजनाच्छादनादिचित्रक्रियात्मकस्य पालनं अनुवर्त्तनं, अन्यथा तदाचारातिलंघने तद्देशवासिजनतया सह विरोधसंभवेनाकल्याणलाभः स्यादिति । पठंति चात्र लौकिकाः ।

यद्यपि सकलां योगी छिद्रां पश्यति मेदिनीम् ।
तथापि लौकिकाचारं मनसापि न लंघयेत् ॥ २६ ॥ इति ॥

**तथा–गर्हितेषु गाढमप्रवृत्तिरिति ॥ २७ ॥**

---

गर्हितेषु लोकलोकोत्तरयोरनादरणीयतया निंदनीयेषु मद्यमांससेवन-

---

કહ્યું છે કે "જે પુરૂષ આવક અને ખર્ચ જોયા વગર વૈશ્રવણ–કુબેર ભંડારીની જેમ પ્રવર્ત્તે છે તે થોડા કાલમાં શ્રવણ માત્ર થઈ જાય છે–એટલે તે ધનાઢ્ય હતો એમ સાંભલવા માત્ર રહે છે." ૨૫

મૂલાર્થ–પ્રસિદ્ધ દેશાચાર હોય તે પાલવા. ૨૬

ટીકાર્થ–પ્રસિદ્ધ એટલે શિષ્ટ પુરૂષોને સંમત હોવાથી ઘણા કાળથી રૂઢિમાં આવી ગયેલા દેશાચાર એટલે ભોજન, વસ્ત્ર વગેરેની ક્રિયારૂપ સર્વ મંડલનો વ્યવહાર તેનું પાલન કરવું, એટલે તે પ્રમાણે પ્રવર્ત્તન કરવું. અર્થાત્ ગૃહસ્થે પોતાના પ્રખ્યાત દેશાચાર પ્રમાણે વર્ત્તવું. જો તેમ ન વર્ત્તે એટલે કે તે દેશાચારનું ઉલ્લંઘન કરે તો તે દેશના રહેવાસી જનસમૂહની સાથે વિરોધ થવાનો સંભવ થતાં અકલ્યાણનો લાભ થાય તે વિષે બીજા લૌકિક પુરૂષો કહે છે કે "યોગી પુરૂષ બધી પૃથ્વીને છિદ્રવાલી જુવે છે અર્થાત્ પૃથ્વીના લોકોને દૂષિત જુવે છે, તથાપિ લૌકિક આચારને મનથી પણ ઉલ્લંઘન કરતો નથી." ૨૬

મૂલાર્થ–નિંદિત કાર્યમાં બીલકુલ પ્રવૃત્તિ કરવી નહીં. ૨૭

ટીકાર્થ–ગર્હિત એટલે આલોક અને પરલોકમાં અનાદરપણાને

परदारामिगमनादिषु पापस्थानेषु गाढमत्यर्थं अप्रवृत्तिः मनोवाक्कायानामनवतारः । आचारशुद्धौ हि सामान्यायामपि कुलाद्युत्पत्तौ पुरुषस्य महन्माहात्म्यमुत्पद्यते । यथोक्तम् ।

न कुलं वृत्तहीनस्य प्रमाणमिति मे मतिः ।
अन्त्येष्वपि हि जातानां वृत्तमेव विशिष्यते ॥ २७ ॥

यतः निपानमिवेत्यादि०

तथा–सर्वेष्ववर्णवादत्यागो विशेषतो राजादिष्विति ॥ २८ ॥

---

सर्वेषु जघन्योत्तममध्यमभेदभिन्नेषु प्राणिषु अवर्णवादस्य अप्रसिद्धिप्रख्यापनरूपस्य त्यागः परिहारः कार्यः, विशेषतः अतिशयेन राजादिषु राजामात्यपुरोहितादिषु बहुजनमान्येषु । सामान्यजनापवादे हि स्वस्य द्वेषभावो भूयानाविर्भावितो भवति । यत उच्यते ।

---

લીધે નિંદવા યોગ્ય એવા મદ્ય, માંસનુ સેવન અને પરસ્ત્રીગમન વગેરે પાપસ્થાન, તેમાં ગાઢ એટલે અત્યત પ્રવૃત્તિ કરવી નહીં, અર્થાત્ મન, વાણી અને કાયાને પ્રવર્ત્તાવવા નહીં, કારણકે જે આચાર શુદ્ધ હોય તો કદિ સામાન્ય કુલાદિકમા ઉત્પત્તિ થઈ હોય તોપણ તે પુરૂષનુ મોટુ માહાત્મ્ય ઉત્પન્ન થાય છે કહ્યુ છે કે "જે પુરૂષ સદાચાર રહિત હોય તે પુરૂષનુ કુલ પ્રમાણરૂપ નથી એમ હુ માનુ છુ કદિ અલ્પ જાતિમા થયેલા હોય તોપણ તેમનામાં જો સદાચાર હોય તો તે સર્વથી વિશેષ થાય છે "

તે ઉપર निपान०એ પૂર્વે કહેલા શ્લોકો પણ લાગુ પડે છે ૨૭

મૂલાર્થ—સર્વ પ્રાણીઓનો અવર્ણવાદ કરવો છોડી દેવો, તેમા રાજા પ્રમુખ માન્ય વર્ગનો તો વિશેષપણે છોડી દેવો ૨૮

ટીકાર્થ—સર્વ એટલે ઉત્તમ, મધ્યમ અને કનિષ્ઠ એવા ભેદવાલા પ્રાણીઓનો અવર્ણવાદ કહેતાં અપ્રસિદ્ધ અપવાદને પ્રસિદ્ધ કરવો તે, તેનો ત્યાગ કરવો તેમા વિશેષપણે રાજા, મત્રી અને પુરોહિત (રાજ્યગુરુ) વગેરે બહુજનમાન્ય એવા વર્ગના અવર્ણવાદનો ત્યાગ કરવો, કારણકે સામાન્ય લોકાપવાદમા તેને પોતાને ઘણો દ્વેષભાવ ઉત્પન્ન થાય છે તે વિષે નીતિશાસ્ત્રમા કહ્યુ છે કે "પારકા અવર્ણવાદ સિવાય બીજાનો દ્વેષ કર-

न परपरिवादादन्यविद्वेपणे परं भैपजमस्ति
राजादिपु तु वित्तप्राणनाशादिरपि दोषः स्यादिति ॥ २८ ॥

**तथा–असदाचारैरसंसर्ग इति ॥ २९ ॥**

---

असदाचारैः, इहलोकपरलोकयोः अहितत्वेन असन् न सुंदरः आचारः प्रवृत्तिर्येपां ते तथा, ते च द्यूतकारादयः तैः असंसर्गः असंबंधः प्रदीपनकाशिवदुर्भिक्षोपहतदेशादीनामिव तेपां दूरतो वर्जनमित्यर्थः ॥ २९ ॥

एतदेव व्यतिरेकत आह

**संसर्गः सदाचारैरिति ॥ ३० ॥**

---

प्रतीतार्थमेव। असदाचारसंसर्गवर्जनेऽपि यदि सदाचारसंसर्गो न स्यात्तदा न तथाविधा गुणवृद्धिः संपद्यते इत्येतत्सूत्रमुपन्यस्तम् ॥ उक्तं चैतदर्थानुवादि।

---

વાનું બીજું ઔષધ નથી અર્થાત્ બીજાના દ્વેષ કરવાનું ઔષધ (ઉપાય) પારકો અવર્ણવાદ છે અને રાજા પ્રમુખનો અવર્ણવાદ કરવો તેથી દ્રવ્ય અને પ્રાણાદિકનો નાશ થવારૂપ દોષ પણ થાય છે." ૨૮

**મૂલાર્થ–સદાચાર વગરના પુરૂષોની સાથે સંસર્ગ રાખવો નહીં. ૨૯**

**ટીકાર્થ**–અસત્ એટલે આલોક અને પરલોકમાં અહિતકારી હોવાથી નઠારો એવો આચાર એટલે પ્રવૃત્તિ છે જેમની એવા પુરૂષો. જેવા કે–જુગારી લોક વગેરે તેમનો સંસર્ગ એટલે સંબંધ રાખવો નહીં અર્થાત્ બલતા અગ્નિ, ઉપદ્રવ અને દુકાલથી પાયમાલ થતા દેશની જેમ તેવા પુરૂષોને દૂરથીજ છોડી દેવા. ૨૯

ઉપર કહેલી બાબતને વ્યતિરેકથી (ઉલટાવીને) કહે છે–

**મૂલાર્થ—સદાચારી પુરૂષોની સાથે સંસર્ગ રાખવો. ૩૦**

**ટીકાર્થ**—આ સૂત્રનો અર્થ પ્રતીત થાય તેવો છે. વિશેષ એટલું કે સદાચાર વગરના પુરૂષનો સંસર્ગ છોડી દીધો હોય પણ જો સદાચારવાલા પુરૂષની સાથે સંસર્ગ ન હોય તો તેવા ગુણની વૃદ્ધિ થતી નથી, એથીજ આ સૂત્ર કહેવામાં આવ્યું છે. તેવાજ અર્થને અનુસરતું બીજું શાસ્ત્રવચન છે.

यदि सत्सगनिरतो भविष्यसि भविष्यसि ।
अथासज्जनगोष्ठीपु पतिष्यसि पतिष्यसि ॥ ३० ॥ इति ॥

तथा–मातापितृपूजेति ॥ ३१ ॥

---

मातापित्रोः जननीजनकयोः पूजा त्रिसध्य प्रणामकरणादि । यथोक्तम् ।
पूजन चास्य विज्ञेय त्रिसध्य नमनक्रिया ।
तस्यानवसरेऽप्युच्चैश्चेतस्यारोपितस्य तु ॥
अस्येति–माता पिता कलाचार्य एतेषा ज्ञातयस्तथा ।
वृद्धा धर्मोपदेष्टारो गुरुवर्गः सता मतः ॥
इति श्लोकोक्तस्य गुरुवर्गस्य ।
अभ्युत्थानादियोगश्च तदते निभृतासनम् ।
नामग्रहश्च नास्थाने नावर्णश्रवण क्वचित् ॥ ३१ ॥

---

" જો તુ સત્સંગ કરવામા તત્પર થઈશ તો આબાદ થઇશ અને જો તુ અસત્પુરૂષની ગોષ્ટી (ગમત)મા પડીશ તો તુ પણ પડીશ અર્થાત્ આબાદીમાંથી પડીશ " ૩૦

મૂલાર્થ–માતાપિતાની પૂજા કરવી ૩૧

ટીકાર્થ–માતાપિતા–પોતાને ઉત્પન્ન કરનાર જનની અને જનકની પૂજા કરવી એટલે ત્રિકાલ પ્રણામ વગેરે કરી ભક્તિ કરવી કહ્યુ છે કે "અવસર વગર પણ ઉચ્ચે પ્રકારે ચિત્તમા આરોપણ કરેલા ગુરૂજનવર્ગ-(વડિલવર્ગ)ને ત્રણે કાલ પ્રણામ કરવો એ તેમનુ પૂજન છે" એ ગુરૂજનવર્ગમા કયા ગણવા તે કહે છે–"માતા, પિતા, કલાચાર્ય (શિક્ષાગુરૂ), તેમનાં સગા સબધી, વૃદ્ધ અને ધર્મનો ઉપદેશ કરનાર, એ ગુરૂવર્ગ સત્પુરૂષોએ માનેલો છે" ગુરૂવર્ગને શી રીતે માન આપવુ તે કહે છે–"ગુરૂજન આવે ત્યારે ઉભા થઈ સામા જવુ, આદિ શબ્દથી સુખ–શાતા પૂછવી, તેમની પાસે નિશ્ચલ થઈ બેસવુ, અસ્થાને–અઘટિત સ્થાને તેમનુ નામ લેવુ નહીં અને તેમની નિંદા સાભળવી નહીં ૩૧

अथ मातापितृविषयमेवान्यं विषयविशेषमाह ।

**आमुष्मिकयोगकारणं तदनुज्ञया प्रवृत्तिः प्रधानाभिनवोपनयनं तद्भोगे भोगोऽन्यत्र तदनुचितादिति ॥ ३२ ॥**

---

आमुष्मिकाः परलोकप्रयोजना योगा देवतापूजनादयो धर्मव्यापारा आमुष्मिकयोगास्तेषां कारणं स्वयमेवामुष्मिकयोगान्मातापित्रोः कुर्वतोर्हेतुकर्तृभावेन नियोजनम् । यथा । नातः परं भवद्भ्यां कुटुंबकार्येषु किंचिदुत्सहनीयं, केवलं धर्मकर्मप्रतिबद्धमानसाभ्यामनवरतं भाव्यमिति । तथा । तदनुज्ञया मातापितृजनानुमत्या प्रवृत्तिः । सकलैहिकामुष्मिकव्यापारकरणं । तथा । प्रधानस्य वर्णगंधादिभिः सारस्य अभिनवस्य च तत्कालसंपन्नस्य पुष्पफलवस्त्रादेर्वस्तुनः उपनयनं ढौकनं मातापित्रोरेव । तथा । तद्भोगे मातापितृभोगे अन्नादीनां भोगः स्वयमासेवनं । अत्रापवादमाह । अन्यत्र अंतरेण तदनुचितात् तयोः प्रकृतयोरेव मातापित्रोरनुचितात् कुतोऽपि व्रतादिविशेषादिति ॥ ३२ ॥

---

હવે માતાપિતા વિષે બીજી વિશેષ બાબત કહે છે.

**મૂલાર્થ**—માતાપિતાને પરલોકના ધર્મવ્યાપારમાં પ્રેરણા કરવી, તેમની આજ્ઞાથી આલોક અને પરલોકના કાર્યમાં પ્રવૃત્તિ કરવી. કાંઇ શ્રેષ્ઠ નવી વસ્તુ મલે તે પ્રથમ તેમને ભેટ કરવી અને જે વસ્તુ તેમણે વ્રત નિમિત્ત છોડી દીધી હોય તે સિવાયની વસ્તુનો ઉપભોગ તેમના કર્યા પછી કરવો. ૩૨

**ટીકાર્થ**—આમુષ્મિક એટલે પરલોક સંબંધી યોગ એટલે દેવપૂજન વગેરે ધર્મવ્યાપારને કરાવવા અર્થાત્ માતાપિતા પોતે પરલોક સંબંધી ધર્મવ્યાપાર કરતા હોય, તેઓને તે કાર્યમાં પ્રેરણા કરવી. જેમકે—"હવેથી આપ પૂજ્ય વડિલોએ કુટુંબના કાર્યની ચિંતા રાખવી નહીં, નિરંતર કેવલ ધર્મકર્મમાંજ મન જોડવું." વળી તે માતાપિતાની આજ્ઞાથી આલોક અને પરલોકના સર્વ વ્યાપારમાં પ્રવૃત્તિ કરવી. **પ્રધાન** એટલે વર્ણ તથા સુગંધ વગેરેથી શ્રેષ્ઠ અને **અભિનવ** એટલે તત્કાલ પ્રાપ્ત થયેલી પુષ્પ, ફલ કે વસ્ત્ર વગેરે તાજી વસ્તુઓ તે માતાપિતાને ભેટ કરવી. જે અન્નાદિ વસ્તુનો પ્રથમ માતાપિતા ઉપભોગ કરે તેનો પછી પોતે ઉપભોગ કરવો. અહીં એટલો

तथा—अनुद्वेजनीया प्रवृत्तिरिति ॥ ३३ ॥

स्वपक्षपरपक्षयोः अनुद्वेजनीया अनुद्वेगहेतुः प्रवृत्तिः कायवाङ्मनश्चेष्टारूपा कार्या । परोद्वेगहेतोर्हि पुरुषस्य न क्वापि समाधिलाभोऽस्ति, अनुरूपफलप्रदत्वात्सर्वप्रवृत्तीनामिति ॥ ३३ ॥

तथा—भर्तव्यभरणमिति ॥ ३४ ॥

भर्तव्यानां भर्तुं शक्यानां मातापितृसमाश्रितस्वजनलोकतथाविधभृत्यप्रभृतीना भरणं पोषण भर्तव्यभरणं । तत्र त्रीणि अवश्यं भर्तव्यानीति मातापितरौ सती भार्या अलब्धबलानि चापत्यानि ॥ यत उक्तम् ।

---

અપવાદ છે કે તે માતાપિતાને કોઈ વ્રતાદિકને લીધે જે વસ્તુ અનુચિત હોય (ખપતી ન હોય) તે સિવાયની વસ્તુ, એટલે કે જે વસ્તુ માતાપિતાએ વ્રતને લીધે ત્યજી હોય તે સિવાય બીજી વસ્તુનો ઉપભોગ પ્રથમ માતાપિતા કરે તે પછી પોતે કરવો એ ભાવાર્થ છે ૩૨

મૂલાર્થ—કોઈને ઉદ્વેગ ન થાય એવી પ્રવૃત્તિ કરવી ૩૩

ટીકાર્થ—પોતાના કે પારકા પક્ષને ઉદ્વેગ ન થાય એવી પ્રવૃત્તિ એટલે મન, વચન અને કાયાની ચેષ્ટા કરવી. જે પુરૂષ બીજાના ઉદ્વેગનો હેતુ થાય તેને કોઇ ઠેકાણે પણ સમાધિલાભ થતો નથી, કારણકે સર્વ જાતની પ્રવૃત્તિઓ પોતપોતાના સરખુ ફલ આપે છે, એટલે જેવી પ્રવૃત્તિ તેવુ ફલ મલે છે. ૩૩

મૂલાર્થ—જે ભરણપોષણ કરવા યોગ્ય હોય તેમનું ભરણપોષણ કરવુ. ૩૪

ટીકાર્થ—ભરણપોષણ કરવા યોગ્ય જેવાં કે માતાપિતા, પોતાના આશ્રિત સ્વજન (સગાવાલાં), તેવાજ સેવક વગેરે તેમનુ ભરણપોષણ કરવુ તેમા માતાપિતા, સતી સ્ત્રી અને બલ (નિર્વાહ કરવાની શક્તિ) વગરના છોકરાઓ—એ ત્રણ અવશ્ય ભરણપોષણ કરવા યોગ્ય છે તે વિષે લૌકિક

वृद्धौ च मातापितरौ सतीं भार्यां सुतान् शिशून् ।
अप्यकर्मशतं कृत्वा भर्तव्यान् मनुरब्रवीत् ॥
विभवसंपत्तौ चान्यान्यपि । अत्राप्युक्तम् ।
चत्वारि ते तात गृहे वसंतु श्रियाभिजुष्टस्य गृहस्थधर्मे ।
सखा दरिद्रो भगिनी व्यपत्या ज्ञातिश्च वृद्धो विधनः कुलीनः ॥ ३४ ॥ इति

**तथा–तस्य यथोचितं विनियोग इति ॥ ३५ ॥**

---

तस्य भर्तव्यस्य भृतस्य सतः यथोचितं यो यत्र धर्मे कर्मणि वा समुचितः तस्य तत्र विनियोगः व्यापारणं । अव्यापारितो हि परिवारः समुचितानुष्ठानेषु निर्विनोदतया द्यूतादिव्यसनमप्यभ्यस्येत् निष्फलशक्तिक्षयाच्चाकिंचित्करत्वेनावस्त्वपि स्यात् एवं चासौ नानुगृहीतः स्यादपि तु विनाशित इति ॥ ३५ ॥

---

શાસ્ત્રમાં પણ કહ્યું છે કે "વૃદ્ધ માતાપિતા, સતી સ્ત્રી અને શિશુવયના છોકરાઓનું સેંકડો અકર્મ (ન કરવાનાં કામ) કરીને પણ ભરણપોષણ કરવું એમ મનુ કહે છે". જો ઘરમાં સંપત્તિ હોય તો ઉપરના સિવાય બીજાં પણ ભરણપોષણ કરવા યોગ્ય છે એમ કહેલું છે. "હે તાત, ગૃહસ્થધર્મને વિષે સંપત્તિથી યુક્ત એવા તમારા ઘરમાં દરિદ્રી મિત્ર, છોકરા વગરની બેન, કોઇ પણ વૃદ્ધ જ્ઞાતિજન અને નિર્ધન થઈ ગયેલો કુલીન માણસ એ ચાર હમેશાં નિવાસ કરીને રહો." ૩૪

**મૂલાર્થ—તે ભરણપોષણ કરવા યોગ્ય એવા લોકોને તેને યોગ્ય એવા કાર્યમાં જોડવા. ૩૫**

ટીકાર્થ—તે ભરણપોષણ કરવા યોગ્ય એવા લોકોને તેમને યોગ્ય એવા કાર્યમાં એટલે જે ધર્મ કે કર્મ તેમને લાયક હોય તેમાં વિનિયોગ કરવો એટલે તેમની યોજના કરવી. જે પરિવાર અવ્યાપારમાં એટલે તેને અઘટતા વ્યાપારમાં જોડવામાં આવ્યો હોય તે પોતાને યોગ્ય એવા આચરણમાં વિનોદ—આનંદ ન આવવાથી નવરો પડી દ્યૂત વગેરેના દુર્વ્યસનનો પણ અભ્યાસી થાય અને નિષ્ફલ રીતે શક્તિનો ક્ષય થવાથી—પોતાના યોગ્ય કામની શક્તિ નિષ્ફલ જવાથી

तथा–तत्प्रयोजनेषु बद्धलक्षतेति ॥ ३६ ॥

---

तस्य भर्तव्यस्य प्रयोजनेषु धर्मार्थकामगोचरेषु चित्तरूपेषु बद्धलक्षता नित्योपयुक्तचित्तता । ते हि तत्संश्रिताकरे नित्य निक्षिप्तात्मानः, तेनाचिंत्यमानप्रयोजनाः सीदतोऽप्रसन्नमनस्कतया न स्वनिरूपितकार्यकरणक्षमाः सपद्यंते इति ॥ ३६ ॥

तथा–अपायपरिरक्षोद्योग इति ॥ ३७ ॥

---

तस्यैकभर्तव्यस्य अपायेभ्यः अनर्थेभ्यः ऐहिकामुष्मिकेभ्यः परिरक्षा सर्वतस्त्राण तत्र उद्योगो महानुद्यमः । एष हि भर्तव्यान् प्रति तस्य नाथत्व

---

કાંઈ પણ કરી શકે નહીં, તેથી તે અવસ્તુ એટલે નિરૂપયોગી થઈ જાય અને જ્યારે નિરૂપયોગી થાય ત્યારે તેના ઉપર અનુગ્રહ કર્યો ન કહેવાય પણ ઉલટો તેનો વિનાશ કર્યો કહેવાય ૩૫

મૂલાર્થ–તે પોષ્ય વર્ગના ધર્મ, અર્થ અને કામના પ્રયોજનમાં હમેશાં લક્ષ રાખવુ ૩૬

ટીકાર્થ–તે પોષ્ય વર્ગના વિવિધ જાતના ધર્મ, અર્થ અને કામ સંબંધી પ્રયોજનમા બદ્ધલક્ષ થવુ, એટલે હમેશા તેમા ચિત્તનો ઉપયોગ રાખવો જો પોષણ કરનાર પુરૂષ તેમના પ્રયોજનની ચિંતા રાખે તો તે હમેશાં પોતાને બતાવેલા કાર્યમા આત્મા–હૃદયને જોડે છે અને જો તેમના કાર્ય પ્રયોજનની ચિંતા ન રાખવામા આવે તો તેઓ સીદાઈ જાય છે અને તેને મનમા નાખુશી થવાથી પોતાને જે કાર્યમા યોજ્યા હોય તે કાર્ય કરવાને સમર્થ થતા નથી ૩૬

મૂલાર્થ–અનર્થમાંથી તે પોષ્ય વર્ગની રક્ષા કરવાનો ઉદ્યોગ કરવો ૩૭

ટીકાર્થ–તે પોષ્ય વર્ગની આલોક તથા પરલોકના અનર્થમાથી સર્વ રીતે રક્ષા કરવામા મહાન ઉદ્યમ કરવો. જો એવી રીતે રક્ષા કરનાથી

स्याद्यदि सोऽलब्धलाभलक्षणभरणं योगं लब्धरक्षारूपं च क्षेमं कर्तुं क्षमः स्यात् योगक्षेमकरस्यैव नाथत्वादिति ॥ ३७ ॥

**तथा–गर्ह्ये ज्ञानस्वगौरवरक्षे इति ॥ ३८ ॥**

---

गर्ह्ये गर्हणीये कुतोऽपि लोकविरुद्धाद्यनाचारासेवनान्निंदनीयतां प्राप्ते भर्तव्ये । सामान्यतो वा सर्वस्मिन् जने किं विधेयमित्याह । ज्ञानं, संशयविपर्ययानध्यवसायपरिहारेण यथावत्स्वरूपनिश्चयः । इदमित्थमिदमित्थं न वेति परस्परविरुद्धार्थतया द्विविधं ज्ञानं संशयः, 'यथाहमात्मा किं वा शरीरं' इत्यादि । इदमित्थमेवेति वस्तुस्वरूपाद्विरुद्धतयैकरूपज्ञानं विपर्ययः, 'यथाहं शरीरमेव' इत्यादि । इदं किमप्यस्तीति निर्द्धाररहितविचारणेत्यनध्यवसायः, 'यथाहं कोऽप्यस्मि' इत्यादि । स्वगौरवरक्षा स्वेनात्मना गौरवं पुरस्करणं स्वगौरवं तस्य रक्षा अनिवारणं ततो ज्ञानं च स्वगौरवरक्षा च ज्ञानस्वगौर-

---

પોતાના પોષ્ય વર્ગ પ્રત્યે ધણીપણું પ્રાપ્ત થાય તો તે પોષ્ય વર્ગ અપ્રાપ્ત વસ્તુના લાભરૂપ યોગ અને પ્રાપ્ત વસ્તુની રક્ષારૂપ ક્ષેમને કરવા સમર્થ થાય છે, કારણકે જે યોગ ક્ષેમ કરી શકે તેનામાંજ ધણીપણું ઘટે છે. ૩૭

**મૂલાર્થ–જો તે પોષ્ય વર્ગ નિંદા કરવા યોગ્ય થાય તો પછી ગૃહસ્થે પોતાના જ્ઞાન અને ગૌરવપણાની રક્ષા કરવી. ૩૮**

**ટીકાર્થ**–તે પોષ્ય વર્ગ કોઇ લોકવિરૂદ્ધ અનાચારના સેવવાથી નિંદા કરવા યોગ્ય થાય એટલે સામાન્ય રીતે ઘરના બધા લોક હલકાં કામ કરનારા થાય તો શું કરવું તે કહે છે. **જ્ઞાન** એટલે સંશય, વિપર્યય અને અનધ્યવસાય એ ત્રણ દોષને છોડી યથાર્થ સ્વરૂપનો નિશ્ચય કરવો તે. 'આ આમ હશે, કે આમ' એમ પરસ્પર વિરૂદ્ધ અર્થનું બે પ્રકારનું જ્ઞાન તે **સંશય** કહેવાય છે. જેમકે 'હું આત્મા છું કે શરીર છું.' 'આ એમજ છે' એમ યથાર્થ વસ્તુના સ્વરૂપથી વિરૂદ્ધ એવું એકજ જ્ઞાન લઇ બેસવું તે **વિપર્યય** કહેવાય છે. જેમકે 'હું શરીરજ છું.' 'આ કાંઇક છે' એમ નિશ્ચય રહિત વિચાર બાંધવો તે **અનધ્યવસાય** જ્ઞાન કહેવાય છે. જેમકે 'હું કોઇ છું.' ઇત્યાદિ–આ પ્રમાણે સંશય, વિપર્યય અને અનધ્યવસાય એ ત્રણ દોષ વગરનું પોતાનું જ્ઞાન તથા **સ્વ** એટલે પોતાનું, **ગૌરવ** એટલે માન તેની રક્ષા

वरक्षे कर्त्तव्ये । गर्ह्यो ह्यर्थः सम्यग्ज्ञातव्यः प्रथमतः, ततोऽनुमतिदोषपरिहाराय सर्वप्रकारैर्न पुरस्कारस्तस्य कर्त्तव्य इति ॥ ३८ ॥

## तथा–देवातिथिदीनप्रतिपत्तिरिति ॥ ३९ ॥

---

दीव्यते स्तूयते भक्तिभरनिर्भरामरप्रभुप्रभृतिभिर्भव्यैरनवरतमिति देवः, स च क्लेशकर्मविपाकशतैरपरामृष्टः पुरुषविशेष तस्यैनैतानि नामानि– " अर्हन्नजोऽनंतः शंभुर्बुद्धस्तमोंतकः " इति । न विद्यते सततप्रवृत्तातिविशदैकाकारानुष्ठानतया तिथ्यादिदिनविभागो येषां ते अतिथयः । यथोक्तम् ।

तिथिपर्वोत्सवाः सर्वे त्यक्ता येन महात्मना ।
अतिथिं तं विजानीयाच्छेषमभ्यागतं विदुः ॥

दीनाः, पुनः " दीङक्षये " इति धात्वर्थात् क्षीणसकलधर्मार्थकामा-

---

અર્થાત્ પોતાનુ જ્ઞાન અને પોતાનુ ગૌરવ જાલવવુ (એ ગૃહસ્થનો સામાન્ય ધર્મ છે) જે પોષ્ય વર્ગમાં નિંદા કરવા યોગ્ય અર્થ–બનાવ થયો હોય, તે સારી રીતે પ્રથમ જાણી લેવો અને તે પછી તેમાં અનુમોદના કરવાનો દોષ ન થાય તે માટે સર્વ પ્રકારે તેવા માણસને માન આપવુ નહીં. ૩૮

મૂલાર્થ–દેવ, અતિથિ અને દીન જનની સેવા કરવી ૩૯

ટીકાર્થ–દિવ્ એટલે સ્તુતિ કરવી અર્થાત ભક્તિથી ભરપૂર એવા ઇંદ્રાદિક દેવતાઓ જેની હમેશા સ્તુતિ કરે તે દેવ કહેવાય, તે કલેશ અને કર્મના સેંકડો વિપાક (પરિણામ–ફલ)થી રહિત એવો પુરૂષ વિશેષ છે, તેના અર્હન્, અજ, અનત, શભુ, બુદ્ધ અને તમોંતક એવા નામ છે હમેશાં અતિ ઉજ્વલ અને અનુષ્ઠાન–આચરણ પ્રવર્ત્તાવ્યા કરે છે, તેથી તિથિ વગેરે દિવસનો જેમને વિભાગ નથી તે અતિથિ કહેવાય છે તે વિષે કહ્યુ છે કે "જે મહાત્મા તિથિ કે પર્વના ઉત્સવનો ત્યાગ કરે તે અતિથિ કહેવાય અને બાકીનાને અભ્યાગત કહે છે " દીન એ શબ્દમાં 'દીઙ્' એટલે ક્ષય પામવુ એવો ધાતુનો અર્થ છે, એટલે ધર્મ, અર્થ અને કામની સર્વ આરાધનશક્તિ જેમની ક્ષય પામે તે દીન કહેવાય છે. તે

राधनशक्तय: ततः देवातिथिदीनानां प्रतिपत्तिः उपचारः पूजान्नपानदाना-दिरूपः देवातिथिदीनप्रतिपत्तिः ॥ ३९ ॥

तत्र च ।

## तदौचित्याबाधनमुत्तमनिदर्शनेनेति ॥ ४० ॥

---

तेषां देवादीनामौचित्यं योग्यत्वं यस्य देवादेरुत्तममध्यमजघन्यरूपा या प्रतिपत्तिरित्यर्थः तस्य अबाधनं अनुल्लंघनं तदुल्लंघने शेषाः संतोऽपि गुणा असंत इव भवंति । यत उक्तम् ।

औचित्यमेकमेकत्र गुणानां राशिरेकतः ।
विषायते गुणग्राम औचित्यपरिवर्जितः ॥ इति ॥

कथं तदौचित्याबाधनमित्याह । उत्तमनिदर्शनेन अतिशयेन शेषलोका-दूर्ध्वं वर्त्तन्त इत्युत्तमाः, ते च प्रकृत्यैव परोपकरणप्रियभाषणादिगुणमणिमकरा-करोपमाना मानवाः तेषां निदर्शनमुदाहरणं, तेन उत्तमनिदर्शनानुसारिणो

---

દેવ, અતિથિ અને દીનની પ્રતિપત્તિ કરવી એટલે દેવની પૂજા, અતિથિને અન્નપાન અને દીન જનને દાન આપવારૂપ ઉપચાર કરવો. ( એ ગૃહસ્થનો સામાન્ય ધર્મ છે. ) ૩૯

તેમાં પણ–

મૂલાર્થ–ઉત્તમ પુરૂષનું ઉદાહરણ લઇ તે દેવાદિકની યોગ્યતા-નું ઉલ્લંઘન કરવું નહીં. ૪૦

ટીકાર્થ–તે દેવાદિકની યોગ્યતા અર્થાત્ ઉત્તમ, મધ્યમ અને જઘન્ય-રૂપ પ્રતિપત્તિ એટલે સેવા, તેનું ઉલ્લંઘન કરવું નહીં. જો તેનું ઉલ્લંઘન થાય તો બાકીના છતા ગુણ પણ અછતા હોય તેવા થાય છે. તે વિષે શાસ્ત્રમાં કહ્યું છે કે "એક તરફ એકલી યોગ્યતા અને એક તરફ ગુણોનો રાશિ–એ સરખું છે. યોગ્ય-તા વગરનો ગુણરાશિ વિષના જેવો છે." તે યોગ્યતાનું ઉલ્લંઘન કેવી રીતે ન કરવું? તે કહે છે. ઉત્તમ પુરૂષનું ઉદાહરણ લઇને. અતિશે શેષ–બીજા લોકથી ઉપર વર્ત્તે તે ઉત્તમ કહેવાય. તેઓ પ્રકૃતિથીજ પરોપકાર તથા પ્રિય ભાષણ વગેરે ગુણરૂપ મણિના સાગર જેવા મનુષ્યો છે. તેમનું ઉદાહરણ લઇ-

हि पुरुषा उदात्तात्मतया न स्वप्नेपि विकृतप्रकृतयः संभवंति । इय च दे-
वादिप्रतिपत्तिर्नित्यमेवोचिता विशेषतश्च भोजनावसर इति ॥ ४० ॥

## तथा—सात्म्यतः कालभोजनमिति ॥ ४१ ॥

---

पानाहारादयो यस्याविरुद्धाः प्रकृतेरपि ।
सुखित्वायावलोक्यंते तत्सात्म्यमिति गीयते ॥ इति ॥

एवंलक्षणात् सात्म्यात् काले बुभुक्षोदयावसरलक्षणे भोजन अन्नो-
पजीवनं कालभोजनं । अयमभिप्रायः । आजन्मसात्म्येन भुक्त विपमपि
पथ्य भवति । परमसात्म्यमपि पथ्य सेवेत न पुनः सात्म्यप्राप्तमप्यपथ्यं ।
सर्व बलवतः पथ्यमिति मत्वा न कालकूटं खादेत् । सुशिक्षितो हि विषतंत्रज्ञो
म्रियते एव कदाचिद्विपात् । तथा अक्षुधितेनामृतमप्युपभुक्त भवति विप,
तथा क्षुत्कालातिक्रमादन्नद्वेषो देहसादश्च भवति विध्यातेऽग्नौ किं नामे-
न्धनं कुर्यादिति ॥ ४१ ॥

---

ને અનુસરનારા પુરૂષો પોતાના ઉચા મનને લીધે સ્વપ્નમાં પણ પ્રકૃતિમાં વિ-
કાર પામતા નથી આ દેવાદિકની સેવા નિત્યે કરવી યોગ્ય છે તેમા
પણ વિશેષપણે ભોજનને અવસરે તો અવશ્ય કરવાની છે ૪૦

મૂલાર્થ—પોતાની પ્રકૃતિની અનુકૂલતાએ વખતસર ભોજન
કરવું ૪૧

ટીકાર્થ—"જે માણસની પ્રકૃતિને અનુકૂલ એવાં ખાનપાન વગેરે તેના
સુખપણા માટે જોવામાં આવે તે સાત્મ્ય કહેવાય છે" એવા લક્ષણવાલા
સાત્મ્યથી કાલે એટલે બરાબર ક્ષુધાનો ઉદય થાય તે વખતે ભોજન (અન્નથી
ઉપજીવન) કરવુ તે કાલભોજન કહેવાય છે અહીં એવો અભિપ્રાય છે
જન્મથી માડીને સાત્મ્યપણાથી ખાધેલુ વિષ પણ પથ્ય (હિતકારી—અનુકૂલ)
થાય છે, પણ સાત્મ્ય વગરનુ પથ્ય સેવવુ અને સાત્મ્ય એવુ પણ અપથ્ય ન
સેવવુ વલી 'બલવાન માણસને બધુ પથ્ય છે' એમ ધારી કાલકૂટ વિષ ખાવુ
નહીં વિષતંત્રને જાણનાર પુરૂષ સારી રીતે શિક્ષિત હોય તોપણ કદાચિત્
વિષથી મૃત્યુ પામી જાય, તેમજ ક્ષુધા વગર કદિ અમૃત ખાવામા આવે તોપણ

तथा–लौल्यत्याग इति ॥ ४२ ॥

---

सात्म्यतः कालभोजनेऽपि लौल्यस्य आकांक्षातिरेकादधिकभोजनलक्षणस्य त्यागः । यतः । योऽमितं भुंक्ते स बहु भुंक्ते अतिरिक्तभुक्तं हि उद्गामनहादनमारणानामन्यतमदसंपाद्य नोपरमं प्रतिपद्यते । तथा भुंजीत यथा सायमन्येद्युश्च न विपद्यते वह्निः । न भुक्तेः परिमाणे सिद्धांतोऽस्ति । वह्न्यभिलापायत्तं हि भोजनं । अतिमात्रभोजी देहमग्निं च विधुरयति । तथा दीप्तोऽग्निर्लघुभोजनाद्देहबलं क्षपयति । अत्यशितुर्दुःखेन परिणामः । श्रमार्त्तस्य पानं भोजनं वा नियमात् ज्वराय छर्दिषे वा स्यात् ॥ ४२ ॥

तथा–अजीर्णे अभोजनमिति ॥ ४३ ॥

---

ते विष जेवुं थाय छे अने क्षुधानो समय वीत्या पछी अन्न उपर द्वेष आवे छे अने शरीर लेवातुं जाय छे. अग्नि बुझाइ गया पछी ईंधणां शुं करी शके? ४१

मूलार्थ–वखतसर भोजन करवामां पण रुचि उपरांत जमवानी लोलुपता करवी नहीं. ४२

टीकार्थ–उपर कहेला सात्म्यथी वखतसर भोजन करवामां पण इच्छा उपरांत अधिक भोजन करवारूप लोलुपतानो त्याग करवो. ते विषे एमकहेलुं छे के जे अमित भोजन करे छे ते बहु भोजन करे छे एम जाणवुं अने ते बहु करेलुं भोजन वमन, झाडो अने मृत्यु एटलामांथी एक वानुं कर्या सिवाय विराम पामतुं नथी, तेथी एवुं भोजन करवुं के जेथी सायंकाले अने बीजे दिवसे जठराग्नि मंद पडे नहीं. भोजन केटलुं करवुं एना परिमाण विषे कोई सिद्धांत नथी; मात्र पोताना जठराग्निनी इच्छा (रुचि) प्रमाणे भोजन करवुं जोईए. जे अति भोजन करे छे ते पोताना देहने अने जठराग्निने बिगाडेछे; वळी जो जठराग्नि प्रदीप्त होय अने लघु भोजन करे तो देहना बलनो क्षय थाय छे तेम अति भोजन करे तो परिणामे दुःख थाय छे. जो अति श्रम करी थाकी गयेलो माणस तरत भोजन करे के पाणी पीवे तो अवश्य ताव आवे अथवा वमन थाय छे. ४२

मूलार्थ–जो अजीर्ण थयुं होय तो भोजन करवुं नहीं. ४३

दग्रे सदाचारेणाख्यायिकापुरुषयुक्ते अनेकमनोरथावपूरकं अत्यंतनिरवद्यं जन्मेत्यादिर्वक्ष्यमाणलक्षणैवोक्तिः । ॥ २० ॥

**तथा–कल्याणपरंपराख्यानमिति ॥ २१ ॥**

---

ततः सुकुलागमनादनंतरं कल्याणपरंपरायाः तत्र सुंदरं रूपं, आलयो लक्षणानां, रहितं आमयेन, इत्यादिरूपायाः । अत्रैव धर्मफलाध्याये वक्ष्यमाणायाः आख्यानं निवेदनं कार्यमिति । ॥ २१ ॥

**तथा–असदाचारगर्हेति ॥ २२ ॥**

---

असदाचारः सदाचारविलक्षणो हिंसानृतादिदशविधपापहेतुभेदरूपः । यथोक्तं ।

हिंसानृतादयः पंच तत्त्वाश्रद्धानमेव च ।
क्रोधादयश्च चत्वार इति पापस्य हेतवः ॥

तस्य गर्हा असदाचारगर्हा । यथा ।

न मिथ्यात्वसमः शत्रुर्न मिथ्यात्वसमं विषम् ।
न मिथ्यात्वसमो रोगो न मिथ्यात्वसमं तमः ॥

---

મનોરથ પૂરા થાય તેવો નિર્દોષ જન્મ પ્રાપ્ત થાય છે ઇત્યાદિ કથન કરવું, જેને માટે આગલ કહેવામાં આવશે. ૨૦

**ભૂલાર્થ–કલ્યાણની પરંપરા જણાવવી. ૨૧**

**ટીકાર્થ**–સારા કુલમાં જન્મ મલ્યા પછી કલ્યાણની પરંપરા જેમકે સુંદર રૂપ અને લક્ષણોના સ્થાનરૂપ તથા રોગથી રહિત એવું શરીર–ઇત્યાદિ કલ્યાણની પરંપરા જે આ ગ્રંથના ધર્મ ફલાધ્યાયમાં કહેવામાં આવશે, તેનું આખ્યાન એટલે નિવેદન કરવું. ૨૧

**ભૂલાર્થ–નઠારા આચારની નિંદા કરવી. ૨૨**

**ટીકાર્થ**–અસત્ આચાર એટલે હિંસા, અનૃત વગેરે દશ પ્રકારના પાપના હેતુરૂપ નઠારો આચાર તે આ પ્રમાણે–"હિંસા,અસત્ય વગેરે પાંચ,તત્ત્વ ઉપર અશ્રદ્ધા અને ક્રોધાદિ ચાર–એ મલી દશ પાપના હેતુઓ છે."તેવા નઠારા આચારની નિંદા કરવી. જેમકે–"મિથ્યાત્વ સમાન કોઇ શત્રુ નથી, મિથ્યાત્વના

द्विपद्विपतमोरोगैर्दुःखमेकत्र दीयते ।
मिथ्यात्वेन दुरंतेन जंतोर्जन्मनि जन्मनि ॥
वरं ज्वालाकुले क्षिप्तो देहिनात्मा हुताशने ।
न तु मिथ्यात्वसंयुक्तं जीवितव्यं कदाचन ॥

इति तत्त्वाश्रद्धानगर्हा, एवं हिंसादिष्वपि गर्हायोजना कार्या ॥ २२ ॥

## तथा–तत्स्वरूपकथनमिति ॥ २३ ॥

---

तस्य असदाचारस्य हिंसादेः स्वरूपकथनं । यथा । प्रमत्तयोगात् प्राणिव्यपरोपणं हिंसा, असदभिधानं मृषा, अदत्तादानं स्तेयं, मैथुनमब्रह्म, मूर्छा परिग्रह इत्यादि ॥ २३ ॥

## तथा–स्वयं परिहार इति ॥ २४ ॥

---

જેવુ કોઈ વિષ નથી, મિથ્યાત્વના જેવો કોઇ રોગ નથી અને મિથ્યાત્વના જેવુ કોઈ અજ્ઞાન–અધકાર નથી શત્રુ, વિષ, અજ્ઞાનરૂપ અધકાર અને રોગ પ્રાણીને એક વાર દુ ખ આપે છે, અને દુરંત એવુ મિથ્યાત્વ તો જન્મે જન્મ દુ ખ આપે છે પ્રાણીએ જ્વાલાથી આકુલ વ્યાકુલ એવા અગ્નિમાં પોતાના આત્માને ઝપલાવવો સારો છે, પણ મિથ્યાત્વ સાથે જીવવુ તે કદિ પણ સારૂ નથી " આ માત્ર તત્ત્વની અશ્રદ્ધાની નિંદા કહેલી છે એવી રીતે હિંસા વગેરેમા પણ નિંદાની યોજના કરી લેવી ૨૨

મૂલાર્થ—તે નઠારા આચારનુ સ્વરૂપ કહી બતાવવું. ૨૩

ટીકાર્થ—તે હિંસા વગેરે દશ પ્રકારના પાપના હેતુરૂપ અસત્ આચારનુ સ્વરૂપ ઉપદેશકે શ્રોતાની પાસે કહી બતાવવુ જેમકે–પ્રમાદના યોગથી પ્રાણીનો નાશ કરવો તે હિંસા કહેવાય, અસત્ય બોલવુ તે મૃષા કહેવાય, અદત્ત–આપ્યા વગર ગ્રહણ કરવુ તે સ્તેય (ચોરી) કહેવાય, મૈથુન (વ્યભિચાર) કરવુ તે અબ્રહ્મચર્ય કહેવાય અને કોઇ વસ્તુ ઉપર મૂર્છા રાખવી તે પરિગ્રહ કહેવાય ઇત્યાદિ ૨૩

મૂલાર્થ—ઉપદેશકે પોતે અસત્ આચારનો ત્યાગ કરવો ૨૪

मानुष्यकेपि दारिद्र्यरोगदौर्भाग्यशोकमौर्ख्याणि ।
जातिकुलावयवादिन्यूनत्वं चाश्नुते प्राणी ॥
देवेषु च्यवनवियोगदुःखितेषु क्रोधेर्ष्यामदमदनातितापितेषु ।
आर्या नस्तदिह. विचार्य संवदंतु यत्सौख्यं किमपि निवेदनीय-
मस्ति ॥ २७ ॥ इति ॥

**तथा–दुःकुलजन्मप्रशस्तिरिति ॥ २८ ॥**

---

दुःकुलेषु शकयवनशबरबर्बरादिसंबंधिषु यज्जन्म असदाचाराणां प्रा-
णिनां प्रादुर्भावः तस्य प्रशस्तिः प्रज्ञापना कार्या ॥ २८ ॥

तत्र चोत्पन्नानां किमित्याह–

**दुःखपरंपरानिवेदनमिति ॥ २९ ॥**

---

दुःखानां शारीरमानसाशर्मलक्षणानां या परंपरा प्रवाहः तस्या निवे-
दनं प्ररूपणं । यथा । असदाचारपारवश्यात् जीवा दुःकुलेषूत्पद्यंते । तत्र चा-

---

"મનુષ્યભવમાં પણ પ્રાણી દારિદ્ર, રોગ, દુર્ભાગ્ય, શોક, મૂર્ખતા તેમજ જાતિ, કુલ તથા શરીરના અવયવની ન્યૂનતા પ્રાપ્ત કરે છે."

"દેવતાના ભવમાં પણ ચ્યવવાનું તથા વિયોગનું દુઃખ હોય છે અને ક્રોધ, ઈર્ષ્યા, મદ તથા મદનથી તેઓ પરિતાપ પામે છે–હે આર્યો, વિચારીને કહો, તે દેવતાઓને નિવેદન કરવા જેવું શું સુખ છે? ૨૭

**મૂલાર્થ—'નઠારા કુલમાં ક્યારે જન્મ થાય?' એ વિષે સમજૂતી આપવી. ૨૮**

ટીકાર્થ—શક, યવન, શબર તથા બર્બર વગેરે નઠારા કુલમાં સદાચાર રહિત એવા પ્રાણીઓનો જન્મ થાય છે, તે વિષે સમજૂતી આપવી. ૨૮

નઠારા કુલમાં ઉત્પન્ન થએલા પ્રાણીઓને શું કહેવું તે કહે છે.

**મૂલાર્થ—નઠારા કુલમાં ઉત્પન્ન થએલા પ્રાણીઓને દુઃખોની પરંપરા થાય છે તેનું નિવેદન કરવું. ૨૯**

ટીકાર્થ—શરીર તથા મન સંબંધી દુઃખોની પરંપરા ઉપદેશકે નિવેદન કરવી. જેમકે–અસત્ આચારના પરવશપણાથી જીવ નઠારા કુલમાં

सुदरवर्णरसगंधस्पर्शशरीरभाजा तेपा दुःखनिराकरणनिर्वंधनस्य धर्मस्य स्वप्नेऽप्यनुपलभात् हिंसानृतस्तेयाशुद्धकर्मकरणप्रवणाना नरकादिफलपापकर्मोपचय एव संपद्यते । तदभिभूतानामिह परत्र चाव्यवच्छिन्नानुनंधा दुःखपरंपरा प्रसूयते । यदुच्यते ।

तैः कर्मभिः स जीवो विवशः संसारचक्रमुपयाति ।
द्रव्यक्षेत्राऽद्धाभावभिन्नमावर्तते बहुशः ॥ २९ ॥

**तथा–उपायतो मोहनिंदेति ॥ ३० ॥**

---

उपायतः उपायेन अनर्थप्रधानानां मूढपुरुपलक्षणाना प्रपंचरूपेण मोहस्य मूढताया निंदा अनादरणीयताख्यापनेति । यथा ।

अमित्रं कुरुते मित्रं मित्र द्वेष्टि हिनस्ति च ।
कर्म चारभते दुष्ट तमाहुर्मूढचेतसम् ॥

---

ઉત્પન્ન થાય છે તે નઠારા કુવમાં પ્રાણીઓને વર્ણ, રસ, ગધ, સ્પર્શ અને શરીર ખરાબ મલે છે, તેથી દુ ખને નિરાકરણ કરવાના કારણરૂપ ધર્મ તેમને સ્વપ્નમા પણ પ્રાપ્ત થતો નથી, પણ હિંસા, અસત્ય અને સ્તેયરૂપ અશુદ્ધ કર્મ કરવામાં પ્રવીણ હોવાથી ઉલટી નરકાદિનુ ફલ આપનાર પાપકર્મની વૃદ્ધિજ થાય છે તેથી પરાભવ પામેલા પ્રાણીઓને આલોક અને પરલોકમાં અનુબધ રહિત દુ ખની પરપરા ઉત્પન્ન થાય છે કહ્યું છે કે "કર્મને વશ થયેલો જીવ દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવથી જુદા જુદા ભેદને પ્રાપ્ત થયેલા આ સસારચક્રમા વારવાર પરાવર્તન કર્યા કરે છે, એટલે દ્રવ્યપુદ્ગલ પરાવર્તન, ક્ષેત્રપુદ્ગલ પરાવર્તન, કાલપુદ્ગલ પરાવર્તન અને ભાવપુદ્ગલ પરાવર્તન બહુવાર કર્યા કરે છે" ૨૯

મૂલાર્થ—ઉપાયથી મોહની નિંદા કરવી ૩૦

ટીકાર્થ-ઉપાયથી એટલે અનર્થ પ્રધાન મૂઢ પુરૂપનાં લક્ષણોને વિસ્તારથી જણાવવારૂપ–ઉપાયથી મોહ–મૂઢપણાની નિંદા કરવી, અર્થાત્ તે અનાદર કરવા યોગ્ય છે એમ જણાવવુ જેમકે "જે અમિત્રને મિત્ર માને, મિત્ર હોય તેનો દ્વેપ કરે, વા તેને મારી નાખે અને દુષ્ટ કર્મ આરભે તેને મૂઢ ચિત્તવાલો પુરૂપ કહે છે"

अर्थवंत्युपपन्नानि वाक्यानि गुणवंति च ।
नैव मूढो विजानाति मुमूर्षुरिव भेषजम् ॥
संप्राप्तः पंडितः कृच्छ्रं प्रज्ञया प्रतिबुध्यते ।
मूढस्तु कृच्छ्रमासाद्य शिलेवांभसि मज्जति ॥

अथवोपायतो मोहफलोपदर्शनद्वारलक्षणान्मोहनिंदा कार्येति ॥

जन्ममृत्युजराव्याधिरोगशोकाद्युपद्रुतम् ।
वीक्ष्यमाणा अपि भवं नोद्विजंत्यपि मोहतः ॥
धर्मबीजं परं प्राप्य मानुष्यं कर्मभूमिषु ।
न सत्कर्मकृषावस्य प्रयतंतेऽल्पमेधसः ॥
बडिशामिषवत्तुच्छे कुसुखे दारुणोदये ।
सक्तास्त्यजंति सच्चेष्टां धिगहो दारुणं तमः ॥ ३० ॥ इति

१ इदं श्लोकत्रयं योगदृष्टिसमुच्चयाद् गृहीतं । २ अस्येति धर्मबीजस्य.

"મરવાની ઈચ્છાવાલો પુરૂષ જેમ ઔષધ–ઉપાયને માનતો નથી, તેમ મૂઢ પુરૂષ અર્થવાલાં અને ગુણવાલાં વાક્યોને માનતો નથી."

"પંડિત પુરૂષ કદિ કષ્ટ પામ્યો હોય તો તે પ્રજ્ઞાથી પ્રતિબોધ પામે છે અને મૂઢ પુરૂષ કષ્ટને પામ્યો હોય તો જલમાં પથ્થરની જેમ ડુબી જાય છે."

અથવા મોહનું ફલ દર્શાવવારૂપ–ઉપાયથી મોહની નિંદા કરવી. જેમકે "જન્મ, મૃત્યુ, જરા, વ્યાધિ, રોગ અને શોક વગેરેથી ઉપદ્રવ પામેલા આ સંસારને જોતાં છતાં પણ મનુષ્યો મોહને લીધે તેનાથી ઉદ્વેગ પામતા નથી."

"આ કર્મભૂમિ ( ક્ષેત્ર ) ને વિષે માનુષ્ય ભવરૂપ ઉત્કૃષ્ટ ધર્મબીજ પ્રાપ્ત કરી, તેની સત્કર્મરૂપ કૃષિ–ખેતી કરવાને અલ્પબુદ્ધિવાલા પુરૂષો (મોહથી) યત્ન કરતા નથી."

"મત્સ્ય પકડવાના કાંટાની અંદર રહેલા માંસની જેમ તુચ્છ અને ભયંકર ઉદયવાલા નઠારા વિષયસુખમાં આસક્ત થયેલા મનુષ્યો જેને લીધે સત્ક્રિયાનો ત્યાગ કરે છે, એવા દારૂણ–ભયંકર મોહરૂપ અંધકારને ધિક્કાર છે[1]." ૩૦

૧ આ ત્રણ શ્લોક યોગદૃષ્ટિસમુચ્ચયમાંથી લીધેલા છે.

तथा–सज्ज्ञानप्रशंसनमिति ॥ ३१ ॥

सद् अनिपर्यस्त ज्ञानं यस्य स सज्ज्ञानः पंडितो जनः तस्य सतो वा ज्ञानस्य विवेचनलक्षणस्य प्रशंसन पुरस्कार इति। यथा।

तन्नेत्रैस्त्रिभिरीक्षते न गिरिशो नो पद्मजन्माष्टभिः
स्कंदो द्वादशभिर्न ना न मघवा चक्षुःसहस्रेण च।
सभूयापि जगत्त्रयस्य नयनैस्तद्वस्तु नो वीक्ष्यते
प्रत्याहृत्य दृशः समाहितधियः पश्यंति यत्पंडिताः॥

तथा।

नाप्राप्यमभिवाछति नष्ट नेच्छंति शोचितुम्।
आपत्सु च न मुह्यंति नराः पंडितबुद्धयः॥
न हृष्यत्यात्मनो माने नापमाने च रुष्यति।
गांगो हृद इवाक्षोभ्यो यः स पडित उच्यते॥ ३१॥

तथा–पुरुषकारसत्कथेति ॥ ३२ ॥

---

મૂલાર્થ—સત્ જ્ઞાનની પ્રશસા કરવી ૩૧

ટીકાર્થ—સત્–સમ્યક્ જ્ઞાનવાલા પડિત જનની અથવા સત્–વિવેચન સહિત જ્ઞાનની પ્રશસા કરવી જેમકે "સમાધિવાલી બુદ્ધિને ધારણ કરનારા પડિતો અતર દૃષ્ટિથી જે વસ્તુ જોઈ શકે છે, તે વસ્તુને શકર ત્રણ નેત્રોથી, બ્રહ્મા આઠ નેત્રોથી, કાર્તિકસ્વામી બાર નેત્રોથી અને ઇંદ્ર હજાર નેત્રોથી પણ જોઈ શકતો નથી એટલુંજ નહીં પણ ત્રણ જગતના નેત્રો એકઠા થઇ તે વસ્તુ જોઈ શકતા નથી"

"પડિત પુરૂષો જે વસ્તુ અપ્રાપ્ય હોય તેની ઇચ્છા કરતા નથી, જે વસ્તુ નષ્ટ થઇ હોય તેનો શોક કરતા નથી અને આપત્તિઓમા મુઝાતા નથી"

"જે પોતાનુ માન થાય તો હર્ષ પામતો નથી અને અપમાન થાય તો રોષ કરતો નથી, એટલે કે ગગા નદીના દ્રહની જેમ કદિ ક્ષોભ પામતો નથી તે પડિત કહેવાય છે." ૩૧

મૂલાર્થ—પુરૂષાર્થ-ઉદ્યોગનું માહાત્મ્ય કહેવુ ૩૨

पुरुषकारस्य उत्साहलक्षणस्य सत्कथा माहात्म्यप्रशंसनं । यथा ।

दुर्गा तावदियं समुद्रपरिखा तावन्निरालंवनं
व्योमैतन्ननु तावदेव विषमः पातालयात्रागमः ।
दत्वा मूर्द्धनि पादमुद्यमभिदो दैवस्य कीर्तिप्रियैः
वीरैर्यावदहो न साहसतुलामारोप्यते जीवितम् ॥

तथा ।

विहाय पौरुषं कर्म यो दैवमनुवर्त्तते ।
तद्धि शाम्यति तं प्राप्य क्लीवं पतिमिवांगना ॥ ३२ ॥

**तथा—वीर्यर्द्धिवर्णनमिति ॥ ३३ ॥**

वीर्यर्द्धेः प्रकर्षरूपायाः शुद्धाचारवललभ्यायाः तीर्थकरवीर्यपर्यवसानायाः वर्णनमिति । यथा ।

मेरुं दंडं धरां छत्रं यत्केचित्कर्तुमीशते ।
तत्सदाचारकल्पद्रुफलमाहुर्महर्षयः ॥ ३३ ॥

---

**ટીકાર્થ**—ઉત્સાહરૂપ પુરૂષાર્થના માહાત્મ્યની પ્રશંસા કરવી. જેમકે "કીર્તિની પ્રીતિવાલા વીર પુરૂષો ઉદ્યમને તોડનારા દૈવ (ભાગ્ય)ના મસ્તકપર પગ મૂકી પોતાના જીવિતને જયાંસુધી સાહસ (હિંમત)ની તુલા ઉપર ચડાવે નહીં, ત્યાંસુધીજ તેમને આ સમુદ્રની ખાઈ દુર્ગમ છે, ત્યાંસુધીજ આકાશ નિરાલંબ છે અને ત્યાંસુધીજ પાતાલની યાત્રા વિષમ છે. અર્થાત્ જો તેઓ હિંમત કરે તો સમુદ્ર, આકાશ અને પાતાલમાં પણ જઈ શકે છે."

"જે પુરૂષાર્થને છોડી દૈવને અનુસરે છે, તેનું દૈવ નપુંસક પતિને પ્રાપ્ત કરી સ્ત્રીની જેમ તેવા પુરૂષને પ્રાપ્ત કરી પોતાની મેલે શમી જાય છે. અર્થાત્ પુરૂષાર્થ વિના દૈવ નિષ્ફલ થઈ જાય છે." ૩૨

**મૂલાર્થ—વીર્યની સમૃદ્ધિનું વર્ણન કરવું.** ૩૩

**ટીકાર્થ**—શુદ્ધ આચારના બલથી લભ્ય અને ઉત્કર્ષરૂપ એવી વીર્યની સમૃદ્ધિ કે જે અવસાને તીર્થંકરના વીર્ય સુધી પહોંચે છે, તેનું વર્ણન કરવું. જેમકે "જે કોઈ મેરૂનો દંડ અને પૃથ્વીનું છત્ર કરવા સમર્થ થાય છે, તે સદાચારરૂપ કલ્પવૃક્ષનું ફલ છે એમ મહર્ષિઓ કહે છે." ૩૩

## तथा–परिणते गंभीरदेशनायोग इति ॥ ३४ ॥

अस्मिन्पूर्वमुद्दिष्टे उपदेशजाले श्रद्धानज्ञानानुष्ठानवत्तया परिणते सात्मीभावमुपगते सति उपदेशार्हस्य जतोः गभीरायाः पूर्वदेशनापेक्षया अत्यंतसूक्ष्माया आत्मास्तित्वतद्बधमोक्षादिकाया देशनायाः योगः व्यापारः कार्यः। इदमुक्त भवति । यः पूर्वं साधारणगुणप्रशसादिः अनेकधोपदेशः प्रोक्त आस्ते, स यदा तदावारककर्मह्रासातिशयादगागीभावलक्षणं परिणाममुपागतो भवति, तदा जीर्णभोजनमिव गंभीरदेशनायामसौ देशनार्होऽवतार्यते इति ॥ ३४ ॥

अयं च गंभीरदेशनायोगो न श्रुतधर्मकथनमंतरेणोपपद्यते इत्याह ।

## श्रुतधर्मकथनमिति ॥ ३५ ॥

---

મૂલાર્થ—ઉપર કહેલો સર્વ ઉપદેશ શ્રોતાના મનમાં [1]પરિણમે તો તે પછી સૂક્ષ્મ દેશનાનો વ્યાપાર કરવો　　३४

ટીકાર્થ—ઉપર કહેલો ઉપદેશનો સમૂહ શ્રદ્ધા, જ્ઞાન તથા અનુષ્ઠાન સાથે પરિણમે એટલે સાત્મીભાવ પામે અર્થાત્ તેનો આત્મા સાથે એકીભાવ થાય તો પછી ઉપદેશને યોગ્ય એવા જતુને ગંભીર એટલે પૂર્વદેશનાની અપેક્ષાએ અતિસૂક્ષ્મ એવી દેશના કે જેમાં આત્માનુ અસ્તિત્વ, આત્માનો બધ તથા મોક્ષ વગેરે દર્શાવાય છે તેનો યોગ એટલે વ્યાપાર કરવો. કહેવાની મતલબ એવી છે કે સાધારણ ગુણની પ્રશસાદિ કરવારૂપ અનેક પ્રકારનો ઉપદેશ જે પૂર્વે કહેલો છે, તે તેના આવરણ કરનાર કર્મનો અતિશે હ્રાસ થવાથી અગાગીભાવરૂપ પરિણામને પામે એટલે પછી દેશનાને યોગ્ય એવા તેને જીર્ણ ભોજનની જેમ ગભીર સૂક્ષ્મ દેશનામા ઉતારવો　　३४

એ સૂક્ષ્મ દેશનાનો યોગ સિદ્ધાત ધર્મના કહેવા વિના પ્રાપ્ત થતો નથી તે કહે છે—

મૂલાર્થ—શ્રુત–સિદ્ધાંત ધર્મનું કથન કરવું.　　३५

---

[1] અહીં કોઇ પ્રશ્ન કરે કે શ્રોતાના હૃદયમા ઉપદેશ પ્રણમ્યો છે, એ શી રીતે જણાય ? તેના ઉત્તરમા કહેવાય કે ઉપર કહેલી પોતાની શક્તિને અનુસારે પ્રવૃત્તિ કરવાથી તે જાણવામા આવે છે

श्रुतधर्मस्य वाचनापृच्छनापरावर्तनानुप्रेक्षाधर्मकथनलक्षणस्य सकलकुशलकलापकल्पद्रुमविपुलालवालकल्पस्य कथनं । यथा ।

चक्षुष्मंतस्त एवेह ये श्रुतज्ञानचक्षुषा ।
सम्यक् सदैव पश्यंति भावान् हेयेतरान्नराः ॥ ३५ ॥

अयं च श्रुतधर्मः प्रतिदर्शनमन्यथाऽन्यथा प्रवृत्त इति नासावद्यापि तत्सम्यग्भावं विवेचयितुमलमित्याह ।

**बहुत्वात्परीक्षावतार इति ॥ ३६ ॥**

---

तस्य हि बहुत्वाच्छ्रुतधर्माणां, श्रुतधर्म इति शब्दसमानतया विप्रलब्धबुद्धेः परीक्षायां त्रिकोटिपरिशुद्धिलक्षणायां श्रुतधर्मसंबंधिन्यामवतारः कार्यः । अन्यत्राप्यवाचि ।

तं शब्दमात्रेण वदंति धर्मं विश्वेऽपि लोका न विचारयंति ।
स शब्दसाम्येऽपि विचित्रभेदैर्विभिद्यते क्षीरमिवार्चनीयः ।

---

**ટીકાર્થ**—વાચના, પૃચ્છના, પરાવર્તના, અનુપ્રેક્ષા તથા ધર્મકથનરૂપ શ્રુતધર્મ કે જે સર્વ કુશલના સમૂહરૂપ કલ્પવૃક્ષના વિશાલ ક્યારારૂપ છે, તેનું કથન કરવું. જેમકે " આલોકના હેય–ત્યાગ કરવા યોગ્ય અને ઈતર–ગ્રહણ કરવા યોગ્ય પદાર્થોને જે શ્રુતજ્ઞાનરૂપ નેત્રથી હમેશાં જુવે છે, તેજ ખરેખરા નેત્રવાલા છે." ૩૫

આ શ્રુત–સિદ્ધાંતધર્મ પ્રત્યેક દર્શનમાં જુદી જુદી રીતે પ્રવર્ત્તેલો છે, તેથી ષટ્ દર્શનના બધા ધર્મ શ્રુતધર્મ કહેવાય છે, તો તેમાં સમ્યક્ પ્રકારના ધર્મનું વિવેચન થઈ શકે તેમ નથી તો તેનું શી રીતે કરવું ? તે કહે છે—

**મૂલાર્થ**—શ્રુતધર્મ ઘણા છે, તેથી ઉત્તમ શ્રુતધર્મની પરીક્ષા કરવામાં પ્રવર્ત્તવું. ૩૬

**ટીકાર્થ**—તે શ્રુતધર્મ ઘણા છે તેથી બધે લાગુ પડતા **શ્રુતધર્મ** એવા સરખા શબ્દ ઉપરથી પુરૂષની બુદ્ધિ છેતરાય, માટે ત્રણ કોટીથી શુદ્ધિ કરવારૂપ શ્રુતધર્મની પરીક્ષા કરવા ઉતરી પડવું. તે વિષે બીજે પણ કહ્યું છે કે " સર્વ લોકો શબ્દ માત્રથી સર્વને સરખો ધર્મ કહે છે, પણ તેઓ તેનો વિચાર

लक्ष्मी विधातु सकलां समर्थं सुदुर्लभं विश्वजनीनमेनम् ।
परीक्ष्य गृह्णंति विचारदक्षाः सुवर्णवद्वंचनभीतचित्ताः ॥ ३६ ॥ इति परीक्षोपायमेनाह ।

कषादिप्ररूपणेति ॥ ३७ ॥

---

यथा सुवर्णमात्रसाम्येन तथाविधमुग्धलोकेष्वविचारेणैव शुद्धाशुद्धरूपस्य सुवर्णस्य प्रवृत्तौ कषच्छेदतापाः परीक्षणाय विचक्षणैराद्रियंते । तथात्रापि श्रुतधर्मे परीक्षणीये कषादीनां प्ररूपणेति । ॥ ३७ ॥

कषादीनेवाह–

विधिप्रतिषेधौ कष इति ॥ ३८ ॥

---

विधिः अविरुद्धकर्तव्यार्थोपदेशकं वाक्यं । यथा स्वर्गकेवलार्थिना

---

કરતા નથી તે ધર્મ શબ્દની સમાનતા છતાં પણ વિચિત્ર ભેદથી ભેદવાળો છે, માટે સોના દૂધની જેમ તેને પરીક્ષા કરી માન્ય કરવો."

"વિચાર કરવામાં ડાહ્યા અને મનમાં ઠગાવાનો ભય રાખનારા પુરૂષો સમગ્ર લક્ષ્મીને પ્રાપ્ત કરવા સમર્થ અને સર્વ જગતને હિતકારી એ દુર્લભ ધર્મને સુવર્ણની જેમ બરાબર પરીક્ષા કરી ગ્રહણ કરે છે" ૩૬

તે પરીક્ષાનો ઉપાય કહે છે —

મૂલાર્થ–ધર્મની પરીક્ષા કરવામાં કસોટી, છેદ તથા તાપની પ્રરૂપણા કરવી ૩૭

ટીકાર્થ–માત્ર સુવર્ણની સમાનતાથી અજ્ઞ લોકોમાં વિચાર વગર શુદ્ધ અશુદ્ધ સુવર્ણ ઉપર પ્રવૃત્તિ થાય છે, માટે તે સુવર્ણની પરીક્ષા કરવાને વિચક્ષણ પુરૂષો કસોટી, છેદ અને તાપ કરવામાં આદર કરે છે, તેમ અહીં પણ પરીક્ષા કરવાને યોગ્ય એવા શ્રુતધર્મમાં કસોટી વગેરેની પ્રરૂપણા કરવી ૩૭

તે કસોટી વગેરે કહે છે —

મૂલાર્થ—વિધિ અને નિષેધ એ ધર્મની કસોટી છે. ૩૮

ટીકાર્થ–વિરોધ વગર કર્તવ્ય અર્થને ઉપદેશ કરનાર વાક્ય તે વિધિ

तपोध्यानादि कर्तव्यं समितिगुप्तिशुद्धा क्रिया इत्यादि । प्रतिपेधः पुनः, न हिंस्यात्सर्वभूतानि, नानृतं वदेत् इत्यादि । ततो विधिश्च प्रतिपेधश्च विधिप्रतिपेधौ । किमित्याह । कपः सुवर्णपरीक्षायामिव कपपट्टके रेखा । इदमुक्तं भवति, यत्र धर्मे उक्तलक्षणो विधिः प्रतिपेधश्च पदे पदे सुपुष्कल उपलभ्यते स धर्मः कपशुद्धः न पुनः ।

अन्यधर्मस्थिताः सत्त्वा असुरा इव विष्णुना ।
उच्छेदनीयास्तेषां हि वधे दोषो न विद्यते ॥

इत्यादिवाक्यगर्भ इति ॥ ॥ ३८ ॥

छेदमाह ।

**तत्संभवपालनाचेष्टोक्तिश्छेद इति ॥ ३९ ॥**

---

तयोर्विधिप्रतिपेधयोः अनाविर्भूतयोः संभवः प्रादुर्भावः । प्रादुर्भूतयोश्च

---

કહેવાય છે. જેમકે સ્વર્ગ અને કેવલજ્ઞાનના અર્થી એવા પુરૂષે તપ ધ્યાન વગેરે કરવા અને પાંચ સમિતિ તથા ત્રણ ગુપ્તિથી શુદ્ધ એવી ક્રિયા કરવી. ઇત્યાદિ વિધિ વાક્ય કહેવાય છે. નિષેધ કરનારૂં વાક્ય તે પ્રતિષેધ કહેવાય છે. જેમકે "સર્વ પ્રાણી માત્રની હિંસા કરવી નહીં" "અસત્ય બોલવું નહીં" ઇત્યાદિ પ્રતિષેધ વાક્ય કહેવાય છે. એ વિધિ અને પ્રતિષેધ શું છે તે કહે છે. તે સુવર્ણ પરીક્ષાની જેમ ધર્મની પરીક્ષામાં કસોટીરૂપ છે. તે ઉપરથી કહેવાની મતલબ એવી છે કે ઉપર કહેલા લક્ષણવાલો વિધિ અને પ્રતિષેધ, જે ધર્મમાં પદે પદે પુષ્કલ જોવામાં આવે તે કસોટીથી શુદ્ધ થયેલો ધર્મ છે. "વિષ્ણુ જેમ અસુરનો ઉચ્છેદ કરે તેમ બીજા ધર્મમાં રહેલા પ્રાણીઓનો ઉચ્છેદ કરવો—તેમનો વધ કરવામાં બીલકુલ દોષ નથી." આવાં વાક્યો જેમાં હોય તે કસોટીશુદ્ધ ધર્મ ન કહેવાય. ૩૮

છેદનું સ્વરૂપ કહે છેઃ—

મૂલાર્થ—તે વિધિ નિષેધની ઉત્પત્તિ, ઉત્પન્ન થયા પછી તેનું પાલન અને તે ઉત્પત્તિ અને પાલવાની ચેષ્ટા કહેવી તે ધર્મપરીક્ષામાં છેદને ઠેકાણે છે. ૩૯

ટીકાર્થ—તે વિધિ નિષેધ ઉત્પન્ન થયા ન હોય તો તેને ઉત્પન્ન કરવા.

पालना रक्षारूपा ततः तत्संभवपालनार्थं या चेष्टा भिक्षाटनादिवाह्यक्रिया-रूपा तस्याः उक्तिः छेदः । यथा कषशुद्धावप्यंतरामशुद्धिमाशंकमानाः सौवर्णिकाः सुवर्णगोलिकादेः छेदमाद्रियंते । तथा कषशुद्धावपि धर्मस्य छेद-मपेक्षंते । स च छेदो विशुद्धबाह्यचेष्टारूपः, विशुद्धा च चेष्टा सा, यत्रासंतावपि विधिप्रतिषेधावनाधितरूपौ स्वात्मानं लभेते । लब्धात्मानौ चातीचारलक्ष-णापचारविरहितौ उत्तरोत्तरां वृद्धिमनुभवतः, सा यत्र धर्मे चेष्टा सप्रपञ्चा प्रोच्यते स धर्मश्छेदशुद्ध इति ॥ ॥ ३९ ॥

यथा कषच्छेदशुद्धमपि सुवर्णं तापमसहमानं कालिकोन्मीलनदोषान्न सुवर्णभावमश्नुते । एवं धर्मोऽपि सत्यामपि कषच्छेदशुद्धौ तापपरीक्षामनिर्व-हमाणो न स्वभावमासादयत्यतः तापं प्रज्ञापयन्नाह ।

## उभयनिबंधनभाववादस्ताप इति ॥ ४० ॥

---

ઉત્પન્ન થયા પછી તેનુ પાલન કરવુ તે ઉત્પત્તિ તથા પાલન કરવાને માટે ભિક્ષાટન વગેરે જે બાહ્યક્રિયારૂપ ચેષ્ટા, તેનુ કહેવુ તે છેદ કહેવાય છે. જેમ સુવર્ણકારે કસોટીથી સોનાની શુદ્ધિ કરી હોય તોપણ જો તેને અંદરની શુદ્ધિ-માં શક રહ્યો હોય તો તે સુવર્ણના પાશાનો છેદ કરે છે, તેમ ધર્મની શુદ્ધિમા પણ વિધિ–નિષેધરૂપ કસોટીની શુદ્ધિ કરી હોય તથાપિ તેમાં છેદની અપેક્ષા રહે છે તે છેદ શુદ્ધ એવી બાહ્યચેષ્ટારૂપ જાણવો જેમા વિધિ–પ્રતિષેધ ન હોય, છતા અબાધિતરૂપે પોતાના આત્માને પ્રાપ્ત કરે અને પ્રાપ્ત કર્યા પછી અતિ-ચારરૂપ અપચાર વગર ઉત્તરોત્તર વૃદ્ધિનો અનુભવ કરે, તેવી ચેષ્ટા તે શુદ્ધ ચેષ્ટા કહેવાય છે. એવી શુદ્ધ ચેષ્ટા જે ધર્મમા સવિસ્તર કહેવામાં આવે તે ધર્મ છેદપરીક્ષાથી શુદ્ધ કહેવાય છે ૩૯

જેમ સોનુ કસોટી અને છેદની પરીક્ષાથી શુદ્ધ લાગતુ હોય પણ જો તાપને સહન કરી શકે તેવુ ન હોય તો તે ખરેખરૂ સુવર્ણ કહેવાય નહીં, તેમ ધર્મ પણ કસોટી અને છેદની પરીક્ષાથી શુદ્ધ થયો હોય પણ જ્યાંસુ-ધી તાપની પરીક્ષામા પ્રસાર થયો નથી, ત્યાસુધી તે સ્વાભાવિક રીતે શુદ્ધ ગણાતો નથી, તેથી ધર્મની પરીક્ષામાં તાપ શુ છે તે કહે છે —

મૂલાર્થ—કસોટી અને છેદના પરિણામી કારણરૂપ જીવાદિ ભાવની પ્રરૂપણા કરવી, તે તાપ કહેવાય છે. ૪૦

उभयोः कषच्छेदयोः अनंतरमेवोक्तरूपयोः निबंधनं परिणामिरूपं कारणं यो भावो जीवादिलक्षणः तस्य वादः प्ररूपणा । किमित्याह । तापोऽत्र श्रुतधर्मपरीक्षाधिकारे । इदमुक्तंभवति, यत्र शास्त्रे द्रव्यरूपतया अप्रच्युतानुत्पन्नः, पर्यायात्मकतया च प्रतिक्षणमपरापरस्वभावास्कंदनेन अनित्यस्वभावो जीवादिरवस्थाप्यते स्यात्तत्र तापशुद्धिः, यतः परिणामिन्येवात्मादौ तथाविधाशुद्धपर्यायनिरोधेन ध्यानाध्ययनाद्यपरशुद्धपर्यायप्रादुर्भावादुक्तलक्षणः कषो, बाह्यचेष्टाशुद्धिलक्षणश्च छेद उपपद्यते, न पुनरन्यथेति ॥ ॥ ४० ॥

एतेषां मध्यात्को बलीयान् इतरो वा इति प्रश्ने यत्कर्तव्यं तदाह

**अमीषामंतरदर्शनमिति ॥ ४१ ॥**

---

अमीषां त्रयाणां परीक्षाप्रकाराणां परस्परमंतरस्य विशेषस्य समर्थासमर्थत्वरूपस्य दर्शनं कार्यमुपदेशकेन ॥ ॥ ४१ ॥

---

ટીકાર્થ—કસોટી અને છેદ કે જેનું સ્વરૂપ ઉપર કહેલું છે, તેને પરિણામીરૂપ કારણ જે જીવાદિ લક્ષણભાવ, તેની પ્રરૂપણા કરવી, તે આ શ્રુતધર્મની પરીક્ષાના અધિકારમાં તાપ કહેવાય છે. કહેવાની મતલબ એવી છે કે દ્રવ્યરૂપે (દ્રવ્યાર્થિકનય વડે) ચ્યવે નહીં અને ઉત્પન્ન પણ ન થાય અર્થાત્ તેવોને તેવો રહે અને પર્યાયરૂપે (પર્યાયાર્થિકનય વડે) ક્ષણે ક્ષણે અપર અપર સ્વભાવને પામી એટલે નવીન સ્વભાવ પ્રાપ્ત કરી અનિત્ય સ્વભાવવાલો જીવાદિ જે શાસ્ત્રમાં પ્રતિપાદન કરે, તે શાસ્ત્રની તાપશુદ્ધિ જાણવી. પરિણામી આત્મા પ્રમુખમાં તેવા અશુદ્ધ પર્યાયનો નિરોધ કરી ધ્યાન, અધ્યયન વગેરે બીજા શુદ્ધ પર્યાયના પ્રગટ થવાથી જેનું લક્ષણ કહેવામાં આવ્યું છે તેવી કસોટી અને બાહ્યચેષ્ટાની શુદ્ધિરૂપ છેદ તે બરાબર ઘટે છે, એટલે તાપશુદ્ધિ થવાથી કસોટીની શુદ્ધિ અને છેદની શુદ્ધિ ઘટે છે, અન્યથા ઘટતી નથી. ૪૦

એ કસોટી, છેદ અને તાપ—એ ત્રણેમાંથી બલવાન્ કોણ છે? અથવા એમાંથી કોણ અબલવાન્ છે? એવા પ્રશ્નનો ઉત્તર આપે છે.

**મૂલાર્થ—એ પરીક્ષાના ત્રણ પ્રકારનો તફાવત બતાવવો. ૪૧**

ટીકાર્થ—એ પરીક્ષાના ત્રણ પ્રકારનો પરસ્પર જે અંતર એટલે કોણ તેઓમાં સમર્થ છે અને કોણ અસમર્થ છે, એવો તફાવત તે ઉપદેશકે દર્શાવવો. ૪૧

तदेव दर्शयति ।

**कषच्छेदयोरयत्न इति ॥ ४२ ॥**

---

कषच्छेदयोः परीक्षाक्षमत्वेन आदरणीयतायामयत्नः अतात्पर्यं मतिमतां इति ॥ ॥ ४१ ॥

कुत इत्याह ।

**तद्भावेऽपि तापाभावेऽभाव इति ॥ ४३ ॥**

---

तयोः कषच्छेदयोः भावः सत्ता तद्भावः तस्मिन्, किं पुनरतद्भाव इत्यपिशब्दार्थः । किमित्याह । तापाभावे उक्तलक्षणतापविरहे अभावः परमार्थतः असत्त्वैव परीक्षणीयस्य न हि तापे विघटमानं हेमकषच्छेदयोः सतोऽपि स्व स्वरूप प्रतिपत्तुमलं जातिसुवर्णत्वात्तस्य । ॥ ४३ ॥

---

તે પરીક્ષાના ત્રણ પ્રકારનો તફાવત દર્શાવે છે —

**મૂલાર્થ—કસોટી અને છેદ એ કેવલ બે પ્રકારની પરીક્ષામાં પ્રયત્ન કરવો નહીં ૪૨**

ટીકાર્થ—કસોટી અને છેદ એ કેવલ બે પ્રકાર પરીક્ષા કરવામાં અસમર્થ છે, તેથી તેનો આદર કરવામાં બુદ્ધિમાન્ પુરૂષોએ પ્રયત્ન કરવો નહીં, કારણકે તેમા કાંઈ તાત્પર્ય નથી ૪૨

કેવલ કસોટી અને છેદ પરીક્ષાને વિષે પ્રયત્ન ન કરવો, તેનુ શુ કારણ? તે કહે છે –

**મૂલાર્થ—કસોટી અને છેદની પરીક્ષા કરી હોય પણ જો તાપની પરીક્ષાનો અભાવ હોય તો તે બંને પરીક્ષાનો અભાવ જાણવો. ૪૩**

ટીકાર્થ–કસોટી અને છેદની પરીક્ષા કરી હોય પણ જો જેનાં લક્ષણો કહેલા છે એવા તાપની પરીક્ષાનો અભાવ હોય તો તે બનેનો અભાવ થાય, એટને પરમાર્થે પરીક્ષા કરવા યોગ્ય વસ્તુની સત્તા રહે નહીં તાપની અદર નહીં મૂકેલુ સુવર્ણ કસોટી અને છેદ મૂકે તોપણ પોતાનુ ખરૂ સ્વરૂપ પ્રાપ્ત કરવાને સમર્થ થતુ નથી, કારણકે તે જાતવાલું (કહેવા માત્રજ) સુવર્ણ છે. ૪૩

एतदपि कथमित्याह ।

**तच्छुद्धौ हि तत्साफल्यमिति ॥ ४४ ॥**

---

तच्छुद्धौ तापशुद्धौ हिर्यस्मात्तत्साफल्यं तयोः कपच्छेदयोः सफलभावः । तथाहि । ध्यानाध्ययनादिकोऽर्थो विधीयमानः प्रागुपात्तकर्मनिर्जरणफलः, हिंसादिकश्च प्रतिषिध्यमानो नवकर्मोपादाननिरोधफलः । बाह्यचेष्टाशुद्धिश्चानयोरेवानाविर्भूतयोः आविर्भवनेनाविर्भूतयोश्च परिपालनेन फलवती स्यात् । न चापरिणामिन्यात्मन्युक्तलक्षणौ कपच्छेदौ स्वकार्यं कर्तुं प्रभविष्णू स्यातामिति । तयोः तापशुद्धावेव सफलत्वमुपपद्यते न पुनरन्यथेति । ॥ ४४ ॥

ननु फलविकलावपि तौ भविष्यत इत्याह ।

**फलवंतौ च तौ ताविति ॥ ४५ ॥**

---

તાપની શુદ્ધિ ન થાય તો તે કસોટી તથા છેદની શુદ્ધિ ન થઇ કહેવાય, તે શી રીતે? તે કહે છેઃ—

**મૂલાર્થ—તાપની શુદ્ધિ થવાથી તે કસોટી અને છેદની શુદ્ધિ સફ્લ થાય છે. ૪૪**

**ટીકાર્થ**—તે તાપની શુદ્ધિ થવાથી તે કસોટી અને છેદની શુદ્ધિ નિશ્ચે સફ્લ થાય છે. તે આ પ્રમાણે—**ધ્યાન** એટલે સૂત્રના અર્થનું ચિંતવન અને **અધ્યયન** એટલે ભણવું ઇત્યાદિ જે અર્થ તે પૂર્વે બાંધેલાં કર્મની નિર્જરારૂપ ફ્લવાલો છે અને નિષેધ કરેલો હિંસા પ્રમુખ અર્થ નવાં કર્મને બાંધવાનો નિરોધ કરવારૂપ ફ્લવાલો છે અને તે કસોટી અને છેદને સ્થાને છે. તેથી જો તે બંને ઉત્પન્ન થયા ન હોય તો તેમને ઉત્પન્ન કરવાથી અને ઉત્પન્ન થયા હોય તો તેમનું પાલન કરવાથી બાહ્યચેષ્ટાની શુદ્ધિ ફ્લવાલી થાય છે. જો આત્મા અપરિણામી હોય તો તેમાં પૂર્વે કહેલાં લક્ષણવાલા કસોટી અને છેદ પોતાનું કાર્ય કરવાને સમર્થ થતા નથી, તેથી તે બંને તાપની શુદ્ધિ થવાથીજ સફ્લ થાય છે. અન્યથા રીતે થાયજ નહીં. ૪૪

કોઈ શંકા કરે કે ત્યારે તે બંને (કસોટી અને છેદ) નિષ્ફ્લ થશે, તેના ઉત્તરમાં કહે છેઃ—

**મૂલાર્થ—તે બંને સત્યરીતે સફ્લ છે. ૪૫**

उक्तलक्षणफलभाजौ संतौ पुनस्तौ कषच्छेदौ तौ वास्तवौ कषच्छेदौ भवतः । स्वसाध्यक्रियाकारिणो हि वस्तुनो वस्तुत्वमुशति संतः ॥ ४५ ॥

विपक्षे बाधामाह–

**अन्यथा याचितकमंडनमिति ॥ ४६ ॥**

---

अन्यथा फलविकलौ मतौ वस्तुपरीक्षाधिकारे समवतारितावपि, तौ याचितकमडनं वर्तेते इति। परकीयत्वसमावनोपहतत्वात्कुत्सित याचितं याचितक तच्च तन्मंडन च कटककुडलादि आभरणविशेषो याचितकमंडनम् । द्विविध ह्यलंकारफल । निर्वाहे सति परिशुद्धाभिमानिकसुखजनिका स्वशरीरशोभा । कथंचिन्निर्वहणाभावे च तेनैव निर्वाहः । न च याचितकमडने एतद्द्वितयमप्यस्ति परकीयत्वात्तस्य, ततो याचितकमंडनमिव याचितकमंडन । इदमुक्तं

---

ટીકાર્થ–જેનાં લક્ષણ કહેલાં છે એવા તે બને કસોટી અને છેદ વાસ્તવિક સત્ય છે, કારણકે જે વસ્તુ પોતાને સાધ્ય એવી ક્રિયાને કરનાર છે, તે વસ્તુનુજ પરમાર્થે વસ્તુપણુ છે એમ સત્પુરૂષો કહે છે ૪૫

ઉપર કહ્યુ તેથી વિપરીત કહેતા જે બાધ આવે તે કહે છે —

મૂલાર્થ—જો તે બંને સફલ નથી એમ કહીએ, તો તે માગી લાવેલા આભૂષણની જેમ નિષ્ફલ થાય ૪૬

ટીકાર્થ–અન્યથા એટલે ઉપર કહેવા પ્રમાણે ન માનીએ તો તે બને નિષ્ફલ એવા વસ્તુપરીક્ષાના અધિકારમાં ગણ્યા છતા તે માગી લાવેલા આભૂષણ જેવા છે મૂલમા याचितक શબ્દ છે તેનો એવો અર્થ છે કે માગી લાવેલુ આભૂષણ પારકુ છે તેથી તેમાં પારકાપણાની સભાવના થાય તેને લીધે નઠારૂ એવુ જે માગેલુ તે 'याचितक' કહેવાય અહીં क પ્રત્યયથી નઠારૂ એવો અર્થ નીકલે છે નઠારી રીતે માગી લાવેલુ જે આભૂષણ–કડા કુંડલાદિ અલકાર તે "याचितक मंडन" કહેવાય

અલકારનુ ફલ બે પ્રકારનુ છે પોતાનો નિર્વાહ ચાલતાં શુદ્ધ અભિમાનના સુખને ઉત્પન્ન કરનારી શરીરને શોભા આપે તે પહેલુ ફલ છે, અને કોઇ રીતે નિર્વાહ થાય તેમ ન હોય ત્યારે તે અલકાર વેચી નિર્વાહ કરવો તે બીજુ ફલ છે આ બને પ્રકારના ફલ માગી લાવેલા આભૂષણથી થતા નથી, કારણકે તે પારકુ છે તેથી તે બને માગી લાવેલા આભૂષણ જેવા કહ્યા છે એ ઉ

भवति, द्रव्यपर्यायोभयस्वभावे जीवे कषच्छेदौ निरुपचरितया स्थाप्यमानौ स्वफलं प्रत्यवंध्यसामर्थ्यावेव स्यातां । नित्याद्येकांतवादे तु स्ववादशोभार्थं तद्वादिभिः कल्प्यमानावप्येतौ याचितकमंडनाकारौ प्रतिभासेत, न पुनः स्वकार्यकराविति । ॥ ४६ ॥

आह । अवगतं यथा । कषच्छेदतापशुद्धः श्रुतधर्मो ग्राह्यः, परं किंप्रणेतृकोऽसौ प्रमाणमिति व्यतिरेकतः साधयन्नाह ।

## नातत्त्ववेदिवादः सम्यग्वाद इति ॥ ४७ ॥

---

न नैव अतत्त्ववेदिनः साक्षादेव वस्तुतत्त्वमज्ञातुं शीलस्य पुरुषविशेषस्य अर्वाग्दर्शिन इत्यर्थः वादः वस्तुप्रणयनं अतत्त्ववेदिवादः, किमित्याह । सम्यग्वादो यथावस्थितार्थवादः, साक्षादवीक्ष्यमाणेन हि प्रमात्रा प्रोक्तं जात्यंधचित्रकरनरालिखितचित्रकर्मवद्यथावस्थितरूपविसंवादेन असमंजस-

---

પરથી કહેવાની મતલબ એવી છે કે દ્રવ્ય અને પર્યાય એ બે સ્વભાવવાલા જીવમાં કસોટી અને છેદ ઉપચાર વિના સ્થાપન કરવાથી તે બંને પોતાના ફલ પ્રત્યે સફલ સામર્થ્યવાલાજ થાય છે અને નિત્ય વગેરે એકાંતવાદમાં તો તે વાદીઓ જે પોતાના વાદની શોભા માટે તે કસોટી અને છેદની કલ્પના કરે છે તે માગી લાવેલા આભૂષણના જેવાજ નિષ્ફલ જણાય છે. તે પોતાના કાર્યને કરે તેવા રહેતા નથી. ૪૬

અહીં કહે છે કે ઉપર પ્રમાણે જોતાં એમ નિશ્ચય થયો કે કસોટી, છેદ અને તાપથી શુદ્ધ એવો શ્રુતધર્મ ગ્રહણ કરવા યોગ્ય છે, પણ તે શ્રુતધર્મ કોનો રચેલો પ્રમાણ ગણાય? તે વ્યતિરેકથી (ઉલટાવીને) કહે છેઃ—

મૂલાર્થ—જે તત્ત્વવેત્તા ન હોય, તેનો વાદ સમ્યગ્વાદ ન કહેવાય. ૪૭

ટીકાર્થ—જે અતત્ત્વવેદી એટલે સાક્ષાત્ વસ્તુતત્ત્વને જાણનાર ન હોય અર્થાત્ અર્વાગ્દૃષ્ટિ છદ્મસ્થ પુરૂષ હોય તેનો વાદ તે એટલે યથાર્થ વસ્તુનું કથન, તે સમ્યગ્વાદ એટલે યથાર્થ અર્થનો વાદ ન કહેવાય. સાક્ષાત્ યથાર્થ વસ્તુને નહીં જોનારા-પ્રમાતાએ (ગ્રંથકારે) કહેલું શાસ્ત્ર જાતિઅંધ

मेव शास्त्रं स्यादिति, कथं तद्भावितं वस्तु अविपरीतरूपतया प्रतिपत्तुमुत्सहते इति ॥ ४७ ॥

सम्यग्वादताया एवोपायमाह ।

बंधमोक्षोपपत्तितस्तच्छुद्धिरिति ॥ ४८ ॥

---

बंधो मिथ्यात्वादिहेतुभ्यो जीवस्य कर्मपुद्गलानां च वह्न्ययःपिंडयोरिव क्षीरनीरयोरिव वा परस्परमविभागपरिणामेनावस्थानं । मोक्षः पुनः सम्यग्दर्शनज्ञानचारित्रेभ्यः कर्मणामत्यंतोच्छेदः । ततो बंधश्च मोक्षश्च बंधमोक्षौ तयोः उपपत्तिर्घटना तस्याः सकाशात्तच्छुद्धिर्वस्तुवादनिर्मलता चिंतनीया । इदमुक्तं भवति । यस्मिन् सिद्धांते बंधमोक्षयोग्य आत्मा तैस्तैर्विशेषैर्निरूप्यते, स सर्ववेदिपुरुषप्रतिपादित इति कोविदैर्निश्चीयते इति ॥ ४८ ॥

इयमपि बंधमोक्षोपपत्तिर्यथा युज्यते तथाह ।

इयं बध्यमानबंधनभाव इति ॥ ४९ ॥

---

ચિત્રકારે આલેખેલા ચિત્રની જેમ યથાર્થ રૂપના વિપરીતપણાથી અઘટિત થાય છે, તો તેણે કહેલી વસ્તુ અવિપરીત શી રીતે હોય. ૪૬

સમ્યગ્વાદનો ઉપાય કહે છે—

મૂલાર્થ—બંધ તથા મોક્ષની સિદ્ધિ ઘટાવી વસ્તુવાદ (આત્મા) ની શુદ્ધિ વિચારવી ૪૮

ટીકાર્થ—મિથ્યાત્વાદિ કારણોથી અગ્નિ અને તપાવેલા લોઢાના ગોલાની જેમ અથવા દૂધ અને જલની જેમ જીવ અને કર્મનાં પુદ્ગલોનુ પરસ્પર (વિભાગ પરિણામ વગર) રહેવુ તે બંધ કહેવાય છે સમ્યગ્દર્શન, જ્ઞાન અને ચારિત્રથી કર્મનો અત્યત ઉચ્છેદ તે મોક્ષ કહેવાય છે તે બધ તથા મોક્ષની ઘટના કરવાથી તેની શુદ્ધિ એટલે વસ્તુવાદની નિર્મલતા ચિંતવવી કહેવાની મતલબ એવી છે કે જે સિદ્ધાતમા તે તે વિશેષ–વિશેષણોથી બધ અને મોક્ષને યોગ્ય એવો આત્મા નિરૂપણ કરવામા આવે, તે આત્મા સર્વજ્ઞ પુરૂષોએ પ્રતિપાદન કરેલો છે એમ વિદ્વાનોએ નિશ્ચય કરેલો છે. ૪૮

એ બધમોક્ષની સિદ્ધિ જેમ ઘટે તેમ કહે છે—

મૂલાર્થ—એ બંધમોક્ષની સુદ્ધિ બધાતા એવા જીવ અને તેના બંધનપણામા હોય છે. ૪૯

इयं बंधमोक्षोपपत्तिः वध्यमानस्य बंधनस्य च वक्ष्यमाणस्य भावे सद्भावे सति भवति ॥ ४९ ॥

कुत इत्याह ।

**कल्पनामात्रमन्यथेति ॥ ५० ॥**

---

यस्मात्कारणादियं कल्पनैव केवला विततार्थप्रतिभासरूपा न पुनस्तत्र प्रतिभासमानोऽर्थोऽपीति, कल्पनामात्रमन्यथा मुख्यवध्यमानबंधनयोरभावे वर्त्तते इति ॥ ५० ॥

वध्यमानबंधन एव व्याचष्टे—

**वध्यमान आत्मा बंधनं वस्तुसत्कर्मेति ५१ ॥**

---

तत्र वध्यमानः स्वसामर्थ्यतिरोधानेन पारवश्यमानीयमानः क इत्याह, आत्मा, चतुर्दशभूतग्रामभेदभिन्नो जीवः प्रतिपाद्यते । तथा वध्यते

---

**ટીકાર્થ**—એ બંધમોક્ષની યુક્તિ બંધાતા એવા જીવના અને આગલ કહેવામાં આવશે એવા તે બંધનના સદ્ભાવમાં હોય છે. ૪૯

ઉપર કહ્યું તેનો શો હેતુ છે? તે કહે છે—

**મૂલાર્થ—એમ જો ન કહીએ તો કલ્પના માત્રજ કહેવાય. ૫૦**

**ટીકાર્થ**—જે કારણ માટે અસત્ય અર્થના પ્રતિભાસરૂપ આ કેવલ કલ્પનાજ છે, તેમાં અર્થનો પણ પ્રતિભાસ થતો નથી. તેથી તે કલ્પના માત્ર છે. અન્યથા એટલે મુખ્ય કર્મ બાંધનાર જીવ અને બાંધવાનું કર્મ—એ બંનેનો અભાવ થાય તો પછી તે (બંધ અને મોક્ષની યુક્તિ) પણ કલ્પના માત્રજ થાય. ૫૦

બંધન પામનાર તે કોણ અને બંધન તે શું, તે કહે છે—

**મૂલાર્થ—બંધન પામનાર આત્મા અને પરમાર્થથી વિદ્યમાન કર્મ તે બંધન છે. ૫૧**

**ટીકાર્થ—બંધન પામનાર** એટલે પોતાનું સામર્થ્ય ગુમાવી પરવશ-

मिथ्यात्वादिभिर्हेतुभिरात्मा अनेनेति बंधन, किमित्याह, वस्तुसत्, परमार्थतो विद्यमान, कर्म ज्ञानावरणादि, अनंतानतपरमाणुप्रचयस्वभावमत एव मूर्त्तप्रकृतीति । अत्रात्मग्रहणेन सांख्यमतनिरासमाह ।

यतस्तत्रोच्यते । आत्मा न बध्यते नापि मुच्यते नापि संसरति कश्चित्संसरति बध्यते मुच्यते च नानाश्रया प्रकृतिः । वस्तुसद्ग्रहणेन तु सौगतमतस्य । यतस्तत्रापि पठ्यते ।

चित्तमेव हि ससारो रागादिक्लेशवासितम् ।
तदेव तैर्विनिर्मुक्तं भवांत इति कथ्यते ॥

रागादिक्लेशवासितमिति रागादिक्लेशैः सर्वथा चित्तादव्यतिरिक्तैर्वासित संस्कृतं, एवं हि बध्यमानान्न भिन्नं, वस्तुसत्कर्मेत्यभ्युपगत भवति । तत्र प्रकृतेरेव, बंधमोक्षाभ्युपगमे आत्मनः संसारापवर्गावस्थयोरभिन्नैकस्वभावत्वेन योगिनां यमनियमाद्यनुष्ठानं मुक्तिफलतयोक्त यद्योगशास्त्रेषु तद् व्यर्थमेव

---

પણાને પ્રાપ્ત થનાર તે કોણ? આત્મા જે ચૌદ[1] પ્રકારના ભેદવાળો જીવ કહેવાય છે બંધન એટલે જેવડે મિથ્યાત્વાદિ હેતુઓથી આત્મા બધાય તે શુ? પરમાર્થે વિદ્યમાન એવુ જ્ઞાનાવરણાદિ કર્મ, જે અનતાનત પરમાણુઓના સમૂહરૂપ સ્વભાવવાળું છે, તેથીજ તે મૂર્ત્તિપ્રકૃતિ—એટલે મૂર્ત્તિમાન્ છે

ઉપરના સૂત્રમાં આત્મ શબ્દનુ ગ્રહણ કરેલું છે, તેથી તે પ્રસગને લઈ સાંખ્યમતનુ ખડન કરે છે—

સાંખ્યમતમાં કહ્યુ છે કે કોઈ આત્મા બધાતો નથી, તેમ મૂકાતો પણ નથી અને સસારમાં ભ્રમણ પણ કરતો નથી જે વિવિધ પ્રકારના આશ્રયવાલી પ્રકૃતિ છે, તેજ સસારમા ભ્રમણ કરે છે, બધાય છે અને મૂકાય છે

મૂલમાં 'વસ્તુસત્' એ પદનુ ગ્રહણ કરેલુ છે, તેથી બૌદ્ધમતનુ ખડન કરેલુ છે બૌદ્ધમતમા કહ્યુ છે કે "રાગાદિ ક્લેશોથી સંસ્કાર પામેલું ચિત્તજ સસાર છે, જ્યારે ચિત્ત તે રાગાદિ ક્લેશોથી મુક્ત થયું, ત્યારે ભવ-સસારનો અત—મોક્ષ થયો એમ જાણવુ"

---

૧-૨ એકેન્દ્રિય સૂક્ષ્મ તથા બાદર, ૩ બેઇંદ્રિ, ૪ તેઇંદ્રિ, ૫ ચઉરિંદ્રિ, ૬ અસૂજ્ઞિ પચેન્દ્રિ, અને ૭ સજ્ઞિપચેન્દ્રિ—એ સાત પર્યાપ્ત અને સાત અપર્યાપ્ત—એ સામાન્ય પ્રકારે શુદ્ધ વ્યવહારનયની અપેક્ષાએ ચૌદ ભેદ થાય છે ૨ અર્થાત્ સત્ય છે, કલ્પના માત્ર નથી

स्यात् । बौद्धस्यापि चित्तादव्यतिरिक्तकर्मवादिनोऽवस्तुसत्त्वमेव कर्मणः स्यात्, यतो यद्यतोऽव्यतिरिक्तस्वरूपं तत्तदेव भवति, न च लोके तदेव तेनैव बध्यते इति प्रतीतिरस्ति । बध्यमानबंधनयोः पुरुषनिगडादिरूपयोः भिन्नस्वभावयोरेव लोके व्यवह्रियमाणत्वात् । किंच चित्तमात्रत्वे कर्मणोऽभ्युपगम्यमाने संसारापवर्गयोर्भेदो न प्राप्नोति चित्तमात्रस्योभयत्राप्यविशेषात् ॥५१॥

बंधमोक्षहेतूनेवाह ।

## हिंसादयस्तद्योगहेतवस्तदितरे तदितरस्येति ॥ ५१ ॥

---

રાગાદિ ક્લેશ જે હમેશાં ચિત્તથી જુદા નથી તેવડે સંસ્કાર પામેલું, તેથી બંધન પામનાર આત્માથી જુદું નહીં એવું ચિત્ત એ સંસાર છે એમ જે માને છે, તે 'વસ્તુસત્કર્મ' એ વાક્યથી ઉડી જાય છે. તેમ વલી જે સાંખ્યવાલા પ્રકૃતિને બંધમોક્ષ માને છે તો તેથી સંસારાવસ્થા તથા મોક્ષાવસ્થામાં આત્માના અભિન્ન—એક સ્વભાવને લીધે યોગી પુરૂષોને જે યોગશાસ્ત્રોમાં યમ નિયમાદિ અનુષ્ઠાન મુક્તિફલ આપનારૂં કહેલું છે તે વ્યર્થ થવાનું. વલી 'ચિત્તથી કર્મ જુદું નથી ' એમ માનનારા બૌદ્ધના પક્ષમાં તો કર્મનું વસ્તુપણું રહેતું નથી, કારણકે જે વસ્તુ જેનાથી જુદી નથી તે વસ્તુ તેરૂપજ કહેવાય છે. વલી લોકમાં તે તેનાથી—અવસ્તુથી બંધાય છે, એવી પ્રતીતિ થતી નથી. જેમ પુરૂષ અને બેડી—તે જુદા જુદા સ્વભાવના છે, તેમાં પુરૂષ બંધ પામનાર અને બેડી બંધનરૂપ છે, તે છતાં લોકમાં "પુરૂષ બેડીમાં પડ્યો" એવા વ્યવહારથી બોલાય છે ( તેમ અહીં આત્માએ કર્મ બાંધ્યાં એમ કહેવાય, કર્મરૂપ આત્માએ કરી આત્મા બંધાયો એમ કહેવાતું નથી ).

બૌદ્ધ મત પ્રમાણે કર્મ અને ચિત્ત બે જુદા નથી એમ માનીએ તો સંસાર અને મોક્ષનો ભેદ પણ નહીં થાય, કારણકે માત્ર ચિત્તનું બંને ઠેકાણે વિશેષપણું નથી અર્થાત્ સરખાપણું છે[1]. ૫૧

બંધ અને મોક્ષના હેતુ કહે છે:—

**મૂલાર્થ—બંધના યોગનું કારણ હિંસાદિ છે અને મોક્ષના યોગનું કારણ અહિંસાદિ છે. ૫૧**

---

૧ એટલે સંસાર તથા મોક્ષની અવસ્થામાં ચિત્ત આવ્યું, એટલે કોઈ પ્રકારનું વિશેષપણું રહ્યું નથી, અર્થાત્ ચિત્ત અને કર્મ એ બે વસ્તુ જુદીજ છે.

हिंसादय इति । हिंसानृतादयो जीवपरिणामविशेषाः । किमित्याह । तद्योगहेतवः तस्य बन्धस्य संसारफलत्वेन परमार्थचिन्तायां पापात्मकस्यैव हेतवः आत्मना सह बन्धकारणभावमापन्ना वर्तन्ते । यदवाचि—

हिंसानृतादयः पञ्च तत्त्वाश्रद्धानमेव च ।
क्रोधादयश्च चत्वार इति पापस्य हेतवः ॥ १ ॥

तथा तद्वितरेभ्यो हिंसादिभ्य इतरे अहिंसादय एव तद्वितरस्य तस्माद्बन्धादितरो मोक्षः तस्यानुरूपकारणजन्यत्वात्सर्वकार्याणामिति । ५१ ।

बन्धस्यैव स्वरूपमाह—

**प्रवाहतोऽनादिमानिति ॥ ५२ ॥**

प्रवाहतः परंपरातः अनादिमान् आदिभूतबन्धकालविकलः । ५२ ।

---

ટીકાર્થ—હિંસા, અસત્ય વગેરે જીવના પરિણામ વિશેષ છે કારણકે તે બંધનું ફળ સંસાર હોવાથી વસ્તુગતિએ વિચારતા તે પાપરૂપ બંધનાજ હેતુરૂપ છે, એટલે આત્માની સાથે બંધના કારણભાવને પામેલા છે, તેને માટે શાસ્ત્રમા કહેલું છે કે—

"હિંસા, અસત્ય વગેરે પાચ, તત્ત્વ ઉપર અશ્રદ્ધા અને ક્રોધાદિક ચાર કષાય, (ક્રોધ, માન, માયા, લોભ) એ સર્વ પાપના હેતુઓ છે" ૧

વળી તે હિંસાદિકથી ઇતર-બીજા જે અહિંસાદિક તેજ તે બંધથી ઈતર-જુદો એવો જે મોક્ષ તેના કારણ છે, એટલે મોક્ષનું કારણ અહિંસાદિ છે, કારણકે સર્વ કાર્યો તેને અનુરૂપ-યોગ્ય એવા કારણમાથી ઉત્પન્ન થાય છે, અર્થાત જેવું કારણ તેવું કાર્ય ઉત્પન્ન થાય છે, એટલે મોક્ષનું કારણ મળવાથી મોક્ષ થાય, અને સંસારનું કારણ મળવાથી સંસાર થાય ૫૧

હવે બંધનુ સ્વરૂપ કહે છે

મૂલાર્થ—બંધ પ્રવાહથી-પરંપરાથી અનાદિ છે ૫૨

ટીકાર્થ—પ્રવાહથી-પરંપરાથી બંધ અનાદિ છે, એટલે આદિભૂત જે બાંધવાનો કાળ તેણે કરીને રહિત છે અમુક વખતે જીવે આ કર્મો પ્રથમ બાંધ્યા, એમ કર્મ બાંધવાનો અધિકાર નથી. ૫૨

अत्रैवार्थे उपचयमाह—

**कृतकत्वेऽप्यतीतकालवदुपपत्तिरिति ॥ ५३ ॥**

कृतकत्वेऽपि स्वहेतुभिर्निष्पादितत्वेऽपि बंधस्यातीतकालस्येवोपपत्तिर्घटना अनादिमत्त्वस्य वक्तव्या, किमुक्तं भवति, प्रतिक्षणं क्रियमाणोऽपि बंधः प्रवाहापेक्षयाऽतीतकालवदनादिमानेव । ५३ ।

अथ यतोंऽशादनयोर्दृष्टांतदार्ष्टांतिकभावोऽभूत्तं साक्षादेव दर्शयन्नाह—

**वर्त्तमानताकल्पं कृतकत्वमिति ॥ ५४ ॥**

यादृशी अतीतकालसमयानां वर्त्तमानता सांप्रतरूपता तादृशं बंधस्य कृत-

---

તે વિષે વધારે કહે છે—

**મૂલાર્થ—કર્મનો બંધ કરાએલો છે, તે છતાં પણ અતીતકાલની પેઠે તેની ઘટના કરવી. ૫૩**

**ટીકાર્થ**—બંધ પોતાના હેતુઓથી નિષ્પન્ન છે, તે છતાં પણ તે બંધની ઘટના અતીત–ભૂતકાલની જેમ કરવી, એટલે બંધનું અનાદિપણું કહેવું. અહીં કહેવાનું તાત્પર્ય એવું છે કે, કર્મનો બંધ પ્રત્યેક ક્ષણે કરવામાં આવે છે, તોપણ પ્રવાહની અપેક્ષાએ સંતતિભાવે કરીને તે અતીતકાલની જેમ અનાદિજ છે. ૫૩

જે અંશથી ભૂત અને વર્ત્તમાનકાલનો દ્રષ્ટાંત અને દાર્ષ્ટાંતિક ભાવ–અર્થાત્ ભૂતકાલનું દ્રષ્ટાંત કરવું, અને તેને વર્ત્તમાનકાલમાં ઘટાડવું, તેને પ્રત્યક્ષ બતાવવાને કહે છે—

**મૂલાર્થ—વર્ત્તમાનપણા જેવું કરેલાપણું છે. ૫૪**

**ટીકાર્થ**—અતીતકાલના સમયનું જેવું વર્ત્તમાનપણું છે, તેવું બંધનું કરેલાપણું છે. અર્થાત્ કરવાપણું છે. કારણકે ક્રિયાકાલ–કરવાનો કાલ અને નિષ્ઠાકાલ–ભૂતકાલ–સમાપ્તિનો કાલ–એ બંને કાલનું [1]નિશ્ચયનયના

---

૧ સાત પ્રકારના નયમાં **નિશ્ચય** અને **વ્યવહાર** એ બે નય મુખ્ય ગણેલા છે. કેટલાક પદાર્થ તત્કાલ થયા હોય અને કેટલાક થતા હોય તે બંનેને ' થાય છે ' એમ કહેવું, તે વ્યવહારનયની અપેક્ષાએ જાણવું અને જે કરવા માંડેલું હોય, તેને ' કર્યું ' એમ કહેવું એ નિશ્ચયનયની અપેક્ષાએ જાણવું. અહીં કરવા માંડ્યો એવો જે કર્મનો બંધ તેને ' કર્યો છે ' એમ કહ્યું તે નિશ્ચયનયની અપેક્ષાએ સમજવું.

कत्वं क्रियमाणत्व क्रियाकालनिष्ठाकालयोश्च निश्चयनयाभिप्रायेणाभेदादेवमुपन्यस्त अन्यथा वर्त्तमानताकल्प क्रियमाणत्वमित्युपन्यसितु युक्त स्यात् । ५४ ।

यादृशि चात्मनि प्रागुपन्यस्ता बधहेतवः उपपद्यंते, तमन्वयव्यतिरेकाभ्यामाह–

**परिणामिन्यात्मनि हिंसादयो भिन्नाभिन्ने च देहादिति॥५५॥**

परिणमन परिणामः द्रव्यरूपतयावस्थितस्यैव वस्तुनः पर्यायांतरप्रतिपत्तिः । यथोक्तम्—

" परिणामो ह्यर्थांतरगमन न च सर्वथा व्यवस्थानम् ।
न च सर्वथा विनाशः परिणामस्तद्विदामिष्टः " ॥ १ ॥

परिणामो नित्यमस्यास्तीति परिणामी तत्र आत्मनि जीवहिंसादयः प्राग्

---

અભિપ્રાયથી અભેદપણુ છે, એમ સ્થાપિત કરવામા આવ્યુ છે જો એમ ન હોય તો વર્ત્તમાનપણા જેવુ કરવાપણુ—સ્થાપન કરવુ યુક્ત હોય, પણ કરેલાને કરવા માડવુ, એમ કહેવાતુ નથી ૫૪

જેવા આત્માને વિષે પ્રથમ કહેલા બધના હેતુઓ ઘટે છે, તેવા આત્માને અન્વય અને વ્યતિરેકથી કહે છે—

**મૂલાર્થ—દેહથી ભિન્ન અને અભિન્ન એવા પરિણામી આત્માને વિષે હિસાદિક બધના હેતુ ઘટે છે. ૫૫**

ટીકાર્થ—પરિણમવુ, તે પરિણામ કહેવાય છે, એટલે દ્રવ્યરૂપપણે કરીને એકરૂપે રહેલી વસ્તુનુ બીજા *પર્યાય પ્રત્યે ( પર્યાયાતર થવુ ) પામવુ અર્થાત રૂપાતર થવુ તે તેને માટે શાસ્ત્રમા કહ્યુ છે કે—

" અર્થાતર એટલે એક અર્થને મુકી બીજા અર્થને પામવુ, સર્વદા એકરૂપે ન રહેવુ તેમજ સર્વથા વિનાશ ન થવો તેને વિદ્વાનો પરિણામ કહે છે "

એવો પરિણામ જેને છે, તે પરિણામી કહેવાય એવા તે પરિણામી આત્માને વિષે પ્રથમ કહેલા જીવહિસા વગેરે દોષ ઘટે છે વળી તે આત્મા કેવો છે ? ભિન્ન એટલે જુદા રૂપવાળો અને અભિન્ન એટલે તેનાથી વિપરીત–એક

---

* આત્મા દેવપણાને કે મનુષ્યપણાને પામે છે, એવો જે પર્યાય તે પરિણામ કહેવાય છે

निरूपिता उपपद्यंते । तथा भिन्ने पृथग्रूपे अभिन्ने च तद्विपरीते चकारो वि-शेषणसमुच्चये । कस्मादित्याह, देहात् शरीरात् । ५५ ।

अत्रैवार्थे विपक्षे बाधकमाह—

**अन्यथा तदयोग इति ॥ ५६ ॥**

यदि हि परिणामी आत्मा भिन्नाभिन्नश्च देहान्नेष्यते तदा तेषां हिंसादीनां बंधहेतुतयोपन्यस्तानामयोगोऽघटना । ५६ ।

कथमित्याह—

**नित्य एवाधिकारतोऽसंभवादिति ॥ ५७ ॥**

नित्य एव अप्रच्युतानुत्पन्नस्थिरैकस्वभावे आत्मनि न तु पर्यायतयावलंबने-नानित्यरूपेपीत्येवकारार्थोऽभ्युपगम्यमाने द्रव्यास्तिकनयावष्टंभतः अधिकारतः

---

રૂપવાળો છે. અહીં च શબ્દનો અર્થ વિશેષણ સમુચ્ચય અર્થમાં છે. તે આ-ત્મા ભિન્ન અને અભિન્ન કોનાથી છે? દેહથી છે—એટલે તે પરિણામી આ-ત્મા દેહથી ભિન્ન છે અને અભિન્ન પણ છે. અર્થાત્ આત્મા અને દેહ એક પણ છે અને જુદા પણ છે. ૫૫

ઉપર કહેલા અર્થથી ઉલટી રીતે લેવાથી જે બાધક આવે છે, તે કહે છે—

**મૂલાર્થ—જો પરિણામી આત્મા દેહથી ભિન્ન તથા અભિન્ન ન કહીએ તો તે હિંસાદિક દોષનો તેની સાથે યોગ ન થાય. ૫૬**

**ટીકાર્થ—**જો પરિણામી આત્મા દેહથી ભિન્ન તથા અભિન્ન ન માનીએ તો તે હિંસાદિક બંધના હેતુ તરીકે જણાવેલા તે હિંસાદિક દોષ તેને ઘટે નહીં. ૫૬

કેમ ન ઘટે? તે કહે છે—

**નિત્ય એવા આત્માને વિષે અધિકારથી હિંસાદિકનો સંભવ નથી, તે માટે. ૫૭**

નિત્ય એવો આત્મા—એટલે કોઇ દિવસ ચ્યવવું નહીં, ઉત્પન્ન થવું નહીં અને નિરંતર સ્થિર રહેવું—એવા સ્વભાવવાળા આત્માને વિષેજ હિંસાદિ દોષ સંભવતો નથી. પર્યાયપણે અવલંબન કરવાથી અનિત્ય એવો જે આત્મા તેના વિષે નહીં, એમ एव કારનો અર્થ છે. એ રીતે એકાંત નિત્ય આત્મા

तिलतुषत्रिभागमात्रमपि पूर्वस्वरूपादमन्यवमानत्वेनासंभवादघटनात् हिंसायाः । यतो विवक्षितहिंसा विवक्षितपर्यायविनाशिस्वभावा शास्त्रेषु गीयते । यथोक्तं—

" तत्पर्यायविनाशो दुःखोत्पादस्तथा च संक्लेशः ।

एष वधो जिनभणितो वर्जयितव्यः प्रयत्नेन " ॥ १ । ५७ ।

तथा—अनित्ये चापराहिंसनेनेति ॥ ५८ ॥

अनित्ये च सर्वथा प्रतिक्षणभंगुरे पुनरात्मनि अभ्युपगम्यमाने सति, अपरेण केनचित् लुब्धकादिना अहिंसनेन अव्यापादनेन कस्यचिच्छूकरादेर्हिंसाऽसंभवः । प्रतिक्षणं भंगुरत्वाभ्युपगमे हि सर्वेष्वात्मसु स्वत एव स्वजन्मलाभक्षणा-

---

માનતા, દ્રવ્યાસ્તિક નયના આલંબનથી એટલે અવિકારથી એકાંતિક દ્રવ્યાર્થિક નય મતે કરી તલના છોડાના ત્રીજા ભાગ પ્રમાણે અર્થાત્ અતિ સૂક્ષ્મ એવા પણ પૂર્વના સ્વરૂપનો નાશ ન પામવાથી હિંસાનો અસંભવ છે, એટલે ઘટવાપણું નથી—અર્થાત્ એકાંત દ્રવ્યાર્થિક નયને મતે આત્મા નિત્ય માનવાથી તેને હિંસા કરવાનું ઘટતું નથી કારણકે જે કહેવાને ઇચ્છેલી હિંસા છે, તે કહેવાને ઇચ્છેલા એવા પર્યાયને નાશ કરવારૂપ સ્વભાવવાળી શાસ્ત્રમાં કહેવાય છે, એટલે પર્યાયનો વિનાશ કરવો તે હિંસા—એમ શાસ્ત્રમાં કહેલું છે જેમકે—

" આત્માના પર્યાયનો નાશ કરવો, તથા તેને દુઃખનું ઉત્પન્ન કરવું, અને ક્લિષ્ટ અધ્યવસાય કરવો—એ ભગવંતે હિંસા કહેલી છે, તે હિંસાનો પ્રયત્નવડે ત્યાગ કરવો " ૧

**મૂલાર્થ—વળી જો આત્માને સર્વથા અનિત્ય કહીએ, તો બીજો કોઇ તેને હણી શકતો નથી તેથી હિંસાનો અસંભવ થશે. ૫૮**

ટીકાર્થ—સર્વથા અનિત્ય એટલે પ્રતિ ક્ષણે નાશ પામનારો આત્મા છે, એમ માનવાથી બીજા કોઇ શીકારી વગેરેથી કોઇ ડુક્કર વગેરે પ્રાણીની હિંસાનો અસંભવ થાય કારણકે આત્માનો ક્ષણે ક્ષણે નાશ થવાનું અંગીકાર કરવાથી સર્વ આત્માઓ પોતાની મેળેજ પોતાના જન્મનો લાભ થયા પછી સર્વથા નિવૃત્ત થવાથી-એટલે પોતાની મેળે જન્મ થયો અને તરતજ નાશ થયો—એમ હોવાથી કોણ કોનો મારનારો થાય અને કોણ કોનાથી મ-

नंतरं सर्वथा निवर्त्तमानेषु कः कस्य हिंसकः को वा कस्य हिंसनीय इति। ५८।

**तथा—भिन्न एव देहान्न स्पृष्टवेदनमिति ॥ ५९ ॥**

यदि हि भिन्न एव विलक्षण एव सर्वथा देहादात्मा तदा न नैव स्पृष्टस्य योषिच्छरीरशयनासनादेः कंटकज्वलनज्वालादेश्च इष्टानिष्टरूपस्य स्पर्शनेंद्रियविषयस्य देहेन स्पृश्यमानस्य वेदनमनुभवनं प्राप्नोति भोगिनः पुरुषस्य। न हि देवदत्ते शयनादीनि भोगांगानि स्पृशति विष्णुमित्रस्यानुभवप्रतीतिरस्तीति। ५९।

**तथा—निरर्थकश्चानुग्रह इति ॥ ६० ॥**

निरर्थकः पुरुषसंतोषलक्षणफलविकलः। चः समुच्चये। अनुग्रहः स्रक्चंद-

---

રવા યોગ્ય થાય—અર્થાત્ જો આત્મા ક્ષણે ક્ષણે પોતાની મેલે ઉત્પન્ન થાય છે અને પોતાની મેલે નાશ પામે છે—એમ માનીએ તો પછી કોણ કોને મારે અને કોને કોણ મારવાનું રહે, એટલે એકાંત આત્માને અનિત્ય માનવાથી હિંસાનો અસંભવરૂપ દોષ લાગે. ૫૮

**મૂલાર્થ—વળી જો આત્મા દેહથી સર્વથા ભિન્ન હોય તો સ્પર્શ કરેલા વિષયનો અનુભવ ન થાય. ૫૯**

**ટીકાર્થ**—જો દેહથી સર્વથા આત્મા ભિન્ન એટલે વિલક્ષણ હોય, તો સ્ત્રીનું શરીર, શય્યા અને આસન વગેરે ઇષ્ટ વસ્તુનો અને કાંટા, અગ્નિની જ્વાલા વગેરે અનિષ્ટ વસ્તુનો દેહવડે સ્પર્શ કરેલો સ્પર્શઇંદ્રિયનો વિષય, તેનો અનુભવ ભોગી પુરૂષને નહીં થાય. કેમકે દેવદત્ત નામનો માણસ શય્યા વગેરે ભોગના અંગનો સ્પર્શ કરે અને તેના અનુભવની પ્રતીતિ વિષ્ણુમિત્ર નામના બીજા માણસને ન થાય. અર્થાત્ જેમ ભોગ બીજો કરે અને તેનો અનુભવ બીજાને થતો નથી, તેમ દેહ અને આત્મા સર્વથા જુદા હોય તો દેહે ભોગવેલાનો અનુભવ આત્માને ન થાય, માટે જ્યાંસુધી આત્મા કર્મસહિત છે, ત્યાંસુધી તે સર્વથા દેહથી જુદો ન કહેવાય. ૫૯

**મૂલાર્થ—વળી જે અનુગ્રહ તે નિષ્ફળ થાય છે. ૬૦**

**ટીકાર્થ**—આત્મા દેહથી સર્વથા ભિન્ન છે, એમ માનવાથી દેહને જે અનુગ્રહ એટલે પુષ્પમાલા, ચંદન, સ્ત્રી, વસ્ત્ર વગેરે જે ભોગના અંગોથી

नागनावसनादिभिर्भोगांगैरुपष्टंनो नवेद्देहस्य देहादात्मनोऽत्यतजिन्नत्वात् । निग्रहस्याप्युपलक्षणमेतत् । ६० ।

एवं नेदपक्षं निराकृत्यानेदपक्षनिराकरणायाह—

**अजिन्न एवामरणं वैकल्यायोगादिति ॥ ६१ ॥**

अजिन्न एव देहात्सर्वथा नानात्वमनाक्षंबमाने आत्मनि सति चैतन्यविशिष्टः कायः पुरुष इति मतावलंबिना सुरगुरुशिष्याणामन्युपगमेन । किमित्याह । अमरण मृत्योरजावः आपद्यत आत्मनः । कुत इत्याह । वैकल्यस्यायोगादघटनात् । यतो मृतेऽपि देहे न किंचित्पृथिव्यादिजूताना देहारजकाणा वैकल्यमुपलन्यते । वायोस्तत्र वैकल्यमिति चेन्न, वायुमंतरेण उच्छूनजावायोगात् । तर्हि तेजस' तत्र वैकल्यमस्तीति चेन्न । तेजसो व्यतिरेकेण कुथितजावामतिपत्तेरिति कथं देहा-

---

મહાયપણુ છે, તે નિર્થક થાય છે, એટલે પુરૂષને સતોષ રૂપ ફલથી રહિત થાય છે કારણકે દેહથી આત્માનુ અત્યત ભિન્નપણુ છે અહી ઉપલક્ષણથી નિગ્રહનુ પણ નિરર્થકપણુ જાણવુ એટલે કહેવાનુ તાત્પર્ય એવુ છે કે, જેમ સ્ત્રી વગેરે ઇષ્ટ પદાર્થવડે આત્માને સુખ જણાય છે તે નિષ્ફળ થાય છે, તેમ અગ્નિના દાહ વગેરેથી જે આત્માને દુખ થાય છે, તે પણ નિષ્ફળ થાય છે, માટે સર્વથા દેહ અને આત્મા જુદા નથી ૬૦

એવી રીતે એકાત ભેદપક્ષનુ ખડન કરી હવે અભેદપક્ષનુ ખડન કરવાને કહે છે—

**મૂલાર્થ—દેહ અને આત્માને સર્વથા અભેદજ માનીએ તો મરણુજ ઘટે નહીં. કારણકે વિકલપણાનો અયોગ[૧] છે. ૬૧**

ટીકાર્થ—દેહથી આત્મા સર્વથા અભિન્નજ છે—એટલે આત્મા નાના પ્રકારને પામતો નથી—એમ માનવાથી—આત્મા અને દેહ એકજ થયા, ત્યારે 'ચૈતન્ય સહિત એવુ શરીર તે આત્મા છે' એવા મતને અવલબન કરનાર બૃહસ્પતિના શિષ્યોનો મત અગીકાર કરવો પડશે, અને તેમ કરવાથી શુ થ

---

૧ કહેવાનો ભાવાર્થ એવો છે કે, જો આત્માને સર્વથા દેહરૂપજ માનીએ તો પછી તેનુ મરણુજ કેમ સભવે ? શરીર તો જેવુ છે, તેવુજ દેખાય છે તેમા કાઇ ઓછુ થયેલુ દેખાતુ નથી

न्निन्नात्मवादिनां मरणमुपपन्नं न्नवेदिति । ६१ ।

प्राक्तनावस्थयोर्वायुतेजसोस्तत्रान्नावान्मरणमुपपद्यते इति चेदुच्यते—

**मरणे परलोकान्नाव इति ॥ ६२ ॥**

मरणे अन्न्युपगम्यमाने परलोकस्यान्नावः प्रसज्यते, न हि देहादन्निन्न एवात्मन्यन्न्युपगम्यमाने कश्चित्परलोकयायी सिद्ध्यति, देहस्यात्रैव तावत् पातदर्शनात् तद्व्यतिरिक्तस्य चात्मनोऽनन्न्युपगमात् । न च वक्तव्यं परलोक एव तर्हि नास्ति,

---

શે કે, આત્માને મૃત્યુનો અભાવજ[1] પ્રાપ્ત થશે; કારણકે વિકલપણાનો અયોગથી એટલે નહીં ઘટવાથી—એટલે દેહ જેવો છે, તેવોજ દેખાય છે, તેમાંથી કાંઇ ઓછું થયેલું દેખાતું નથી, તેથી આત્માનું મરણ ઘટતું નથી. જેથી દેહ મરણ પામતાં પણ તે દેહના આરંભક એવા પૃથિવી વગેરે પાંચ ભૂતમાંથી કોઇ પણ કાંઈ વિકલ થયેલું જણાતું નથી. અહીં નાસ્તિક શંકા કરે છે કે 'મરણ પામેલા દેહમાં વાયુ જણાતો નથી.' તેની શંકાને દૂર કરવા સિદ્ધાંતી કહે છે કે, તે મૃત શરીરમાં વાયુ રહેલો છે. જો વાયુ ન હોય તો તે શરીરનું પ્રફુલ્લિતપણું ક્યાંથી હોય ? નાસ્તિક એવી શંકા કરે છે કે 'મરણ પામેલા દેહમાં તેજ જણાતું નથી,' તો એ શંકા દૂર કરવાને સિદ્ધાંતી કહે છે કે, જો તેજ ન હોય તો દેહને કુથિતભાવ એટલે કોહવાપણું ન થવું જોઇએ; પણ તે તો દેખાય છે, માટે દેહથી આત્માને અભિન્ન માનનારાને મતે મરણ શી રીતે ઘટે ? નજ ઘટે. ૬૧

પ્રથમની અવસ્થાવાળા એટલે પહેલા હતા તેવા વાયુ અને તેજનો આત્મામાં અભાવ થવાથી મરણ માનીએ છીએ, એમ જો કહો, તો તે પણ નહીં ઘટે તે કહે છે—

**મૂલાર્થ—આત્માને મરણ માનવાથી પરલોકનો અભાવ થશે. ૬૨**

જો આત્માને મરણનો અંગીકાર કરશો તો પરલોકના અભાવનો પ્રસંગ થશે, કારણકે તેમ માનવાથી એટલે દેહથી અભિન્ન—જુદો નહીં એવો આત્મા

---

૧ જગતમાં એવું કહેવાય છે કે 'અમુક આત્મા મૃત્યુ પામ્યો,' જ્યારે આત્માને દેહરૂપ માનીએ તો એ મરણ શી રીતે સંભવે ? કારણકે દેહમાંથી કાંઈ ગયું નથી.

तस्य सर्वविशिष्टैः प्रमाणोपष्टम्नोपपन्नत्वेनाङ्गीकृतत्वात् । प्रमाणं चेदं यो योऽभिलाषः स सोऽभिलाषांतरपूर्वको दृष्टः यथा यौवनकालाभिलाषो बालकालीनाभिलाषपूर्वकः अभिलाषश्च बालस्य तदहर्जातस्य प्रसारितलोचनस्य मातुः स्तनौ निभालयतः स्तन्यस्पृहारूपः यच्च तदभिलाषांतरं तन्नियमाज्जन्मांतरभावीति ।६२।

## तथा देहकृतस्यात्मनाऽनुपभोग इति ॥६३॥

एकांतभेदे देहात्मनोरभ्युपगते सांख्येन, देहेन कृतस्य परेषां ताडनतर्जनहिंसनादिना देवतानमनस्तवनादिना चोपायेनोपात्तस्य शुभाशुभरूपस्य कर्मणः आत्मना अनुपभोगः सुखदुःखानुभवद्वारेणावेदनमापद्यते । न हि कश्चिदन्यकृत

માનવાથી પછી કોઈ પણ પરલોકમા જનાર રહ્યો નહી કેમકે દેહ તો અહીજ પડતો દેખાય છે અને દેહથી જુદા આત્માનો અગીકાર થતો નથી કદી કહેશો કે પરલોકજ નથી, તો એ તમારે કહેવુજ નહી, કારણકે સર્વ વિશિષ્ટ પુરૂષોએ પ્રમાણના બળનુ આલબન કરીને તે પરલોકનો અગીકાર કર્યો છે તે પ્રમાણ આ પ્રમાણે છે જે જે અભિલાષ ઉત્પન્ન થાય છે, તે તે અભિલાષ પ્રથમ બીજા ઉત્પન્ન થયેલા અભિલાષપૂર્વક દેખાય છે જેમકે યૌવન અવસ્થાનો અભિલાષ બાલ્યકાળમા થયેલા અભિલાષપૂર્વક છે, તે અભિલાષ એજ દિવસના જન્મેલા અને નેત્ર ઉઘાડી માતાના સ્તનને જોતા એવા બાળકને સ્તનપાન કરવાની સ્પૃહારૂપ છે, તે અભિલાષ પૂર્વ જન્મમા થયેલા અભિલાષપૂર્વક છે—અર્થાત જે બાળકને અભિલાષ થાય છે, તે નિશ્ચે પૂર્વ ભવમા થયેલો છે, તેથી પરલોક છે એ વાત સિદ્ધ થાય છે ૬૨

મૂલાર્થ—જો એકાતે દેહ અને આત્માનો ભેદ અગીકાર કરવામા આવે તો દેહે કરેલા કર્મનો આત્માને ઉપભોગ ન થવો જોઇએ. ૬૩

ટીકાર્થ—*સાખ્ય મત પ્રમાણે જો દેહ અને આત્માનો એકાતે ભેદ અગીકાર કરીએ તો દેહવડે કરેલા બીજાને તાડન, તર્જન, હિસા વગેરે અશુભ કર્મ અને દેવતાને નમન અને સ્તવન વિગેરે શુભ કર્મ જે ઉપાયવડે મેળવેલા છે, તે શુભાશુભ કર્મનો આત્માએ કરીને ઉપભોગ નહીં થાય, અ-

* સાખ્ય મતવાળા દેહ અને આત્મા સર્વથા પ્રકારે જુદા છે એમ એકાતે માને છે

शुभमशुभं वा वेदयितुमर्हति । ६३ ।

**तथा आत्मकृतस्य देहेनेति ॥ ६४ ॥**

यदि च देहादभिन्न एव आत्मेत्यभ्युपगमः तदा आत्मकृतस्य कुशलादकुशलाद्वाऽनुष्ठानादात्मसमुपार्जितस्य शुभस्याशुभस्य च कर्मण इहामुत्र च देहेन कर्त्रोऽनुपभोगः अवेदनं प्रसज्यते । अन्यकृतत्वात् । ६४ ।

यदि नामैवमापद्यते तथापि को दोष इत्याह—

**दृष्टेष्टबाधेति ॥ ६५ ॥**

---

र्थात् सुख दुःखना अनुभवद्वारा तेनुं वेदन नहीं थाय, एटले शुभाशुभ कर्मथी उत्पन्न थयेलुं जे सुख दुःख तेने आत्मा नहीं भोगवे, केमके बीजाए करेला शुभ अशुभ कर्मने कोइ बीजो वेदवाने ( भोगववाने ) योग्य नहीं थाय. ६३*

**मूलार्थ—वळी आत्माए करेला कर्मने देहे करी अवेदवानो प्रसंग आवे. ६४**

**टीकार्थ**—जो आत्मा देहथी भिन्नज छे, एम एकांते अंगीकार करवामां आवे तो आत्माए करेला कुशल—अकुशल एटले शुभाशुभ अनुष्ठान—कर्मनो आ लोक तथा परलोकने विषे देहे करी अनुपभोग अवेदवानो प्रसंग आवे—अर्थात् आत्मानुं करेलुं कर्म देह न भोगवे एम थाय; कारणके अन्य जे आत्मा तेनुं करेलुं कर्म अन्य जे देह तेने भोगववामां नहीं आवे. ६४

अहीं पर मतवादी कहे छे के, जो एम मानीए तोपण तेमां शो दोष छे ? तेनो उत्तर आपे छे—

**मूलार्थ—जोयेला अने शास्त्रथी सिद्ध करेला ए बंनेने छुपावा जेवुं थाय. ६५**

---

* विशेष खुलासो—आत्मा अने देह एकांत जुदा मानीए तो देहनुं करेलुं पाप पुण्य आत्माने शी रीते लागे ? अने देहनुं करेलुं आत्मा साक्षात् भोगवे छे. माटे ज्यांसुधी कर्म सहित आत्मा छे तेमज देहमां ते अहंबुद्धिए रहेलो छे, त्यांसुधी सर्वथा जुदो कहेवाय नहीं, ए व्यवहारनयनी अपेक्षाए जाणवुं. वळी ते श्री भगवती सूत्रमां पण बतावेलुं छे.

दृष्टस्य सर्वलोकप्रतीतस्य देहकृतस्यात्मना, आत्मकृतस्य च देहेन यः सुखदुःखानुभवः तस्य, इष्टस्य च शास्त्रसिद्धस्य बाधा अपह्नवः प्राप्नोति । तथाहि । दृश्यत एवात्मा देहकृताचौर्यपारदार्यावनार्यकार्याचारकारां चिरं शोकविषादादीनि दुःखानि समुपलभमानः, शरीरं च तथाविधमनःसंक्षोभादापन्नज्वरादिजनितव्यथामनुभवति । न च दृष्टेष्टापलापिता युक्ता सतां नास्तिकलक्षणत्वात्तस्याः । ६५ ।

इत्थं सर्वथा नित्यमनित्यं च, तथा देहाद्भिन्नमभिन्नं चात्मानमंगीकृत्य हिंसादीनामसम्भवमापाद्योपसंहरन्नाह—

**अतोऽन्यथैतत्सिद्धिरिति तत्त्ववाद इति ॥ ६६ ॥**

---

ટીકાર્થ—જોયેલા એટલે સર્વ લોકને પ્રત્યક્ષ જણાતો દેહે કરેલા સુખ દુઃખનો અનુભવ આત્માને થાય છે અર્થાત્ દેહે કરેલા સુખ દુઃખને આત્મા ભોગવે છે, અને આત્માએ કરેલા સુખ દુઃખને દેહ ભોગવે છે, એ સર્વ લોક દેખે છે શાસ્ત્રસિદ્ધ એટલે શાસ્ત્રમાં સિદ્ધ એવા મોક્ષાદિકના અનુષ્ઠાનને બાધા એટલે છુપાવવું થાય છે, તે આ પ્રમાણે—દેહે કરેલા ચોરી, વ્યભિચાર વિગેરે અનાર્ય કામોથી બંદીખાના વગેરે સ્થળને વિષે ઘણો વખત શોક—ખેદ પ્રમુખ દુઃખોનો અનુભવ કરતો એવો આત્મા પ્રત્યક્ષ દેખાય છે, તેમ તેવી જાતના મનના ક્ષોભથી પ્રાપ્ત થયેલા તાવ પ્રમુખ વ્યાધિઓથી ઉત્પન્ન થયેલી વ્યથાને અનુભવે છે, એટલે તેવા વ્યાધિઓને અનુભવ કરતો દેહ પ્રત્યક્ષ દેખાય છે, માટે સત્પુરૂષોને દૃષ્ટ—જોયેલાને અને ઇષ્ટ—શાસ્ત્રસિદ્ધને છુપાવવા—ઓળવવા યુક્ત નથી કારણ કે તેમ કરવું તે નાસ્તિકપણાનું લક્ષણ છે [1] ૬૫

એવી રીતે આત્માને સર્વથા નિત્ય, અનિત્ય તથા સર્વથા દેહથી ભિન્ન અને સર્વથા દેહથી અભિન્ન માનવાથી તેને હિંસાદિકનો અસંભવ થશે, એમ પ્રતિપાદન કરી અર્થાત્ એકાન્તવાદનું ખંડન કરી હવે ગ્રંથકાર તેની સમાપ્તિ કરે છે—

**મૂલાર્થ—એ એકાંતવાદથી બીજી રીતે આત્માને માનવાથી હિંસાદિકની સિદ્ધિ થાય—એવો તત્ત્વવાદ છે. ૬૬**

---

1 અર્થાત્ નાસ્તિક દોષ તે દૃષ્ટ અને ઇષ્ટ તે બંનેને ઓળવે (છુપાવે) છે

अत एकांतवादादन्यथा नित्यानित्यादिस्वरूपे आत्मनि समन्युपगम्यमाने एतत्सिद्धिः हिंसादिसिद्धिः तत्सिद्धौ च तन्निबंधना बंधमोक्षसिद्धिः इति एष तत्त्ववादः प्रतिज्ञायते योऽतत्त्ववादिना पुरुषेण वेदितुं न पार्यते इति । ६६ ।

एवं तत्त्ववादे निरूपिते किं कार्यमित्याह—

**परिणामपरीक्षेति ॥ ६७ ॥**

परिणामस्य तत्त्ववादविषयज्ञानश्रद्धानलक्षणस्य परीक्षा एकांतवादारुचिस्तवनवचनसंज्ञापणादिनोपायेन निर्णयनं विधेयं । ६७ ।

ततोऽपि किं कार्यमित्याह—

**शुद्धे बंधभेदकथनमिति ॥ ६८ ॥**

शुद्धे परमां शुद्धिमागते परिणामे बंधभेदकथनं बंधभेदस्य मूलप्रकृतिबंधरू-

---

**ટીકાર્થ**—એ એકાંતવાદથી બીજી રીતે કહેતાં નિત્યાનિત્યાદિ સ્વભાવવાળો આત્મા અંગીકાર કરવામાં આવે તો એ હિંસાદિકની સિદ્ધિ થાય છે, અને જ્યારે તેની સિદ્ધિ પ્રતિપાદિત થાય, એટલે આત્માને બંધ તથા મોક્ષની સિદ્ધિ થાય. અર્થાત્ જ્યારે જીવને હિંસાદિક લાગે એટલે બંધ તથા મોક્ષ સાચા ઠરે છે. એજ તત્ત્વવાદ છે, એમ સમજાય છે. જે તત્ત્વવાદ અતત્ત્વવાદી પુરૂષથી જાણી શકાતો નથી. ૬૬

એવી રીતે તત્ત્વવાદ નિરૂપણ કરતાં પછી શું કરવા યોગ્ય છે? તે હવે કહે છે—

**મૂલાર્થ—જેને તત્ત્વવાદ પ્રણમ્યો હોય, તેની પરીક્ષા કરવી. ૬૭**

**ટીકાર્થ**—પરિણામ એટલે તત્ત્વવાદ સંબંધી જ્ઞાન તથા શ્રદ્ધા, તેની પરીક્ષા કરવી એટલે એકાંતવાદમાં અરૂચિ, અને તત્ત્વવાદની સ્તુતિના વચનનું ભાષણ વગેરે ઉપાયથી તેનો નિર્ણય કરવો, અર્થાત્ એ રીતે કરવાથી શ્રોતાના પરિણામની પરીક્ષા થાય છે. ૬૭

તે પછી શું કરવા યોગ્ય છે, તે કહે છે—

**મૂલાર્થ—પરિણામ શુદ્ધ થતાં બંધભેદનું કથન કરવું. ૬૮**

**ટીકાર્થ**—પરિણામ જ્યારે શુદ્ધ થાય-ઉત્કૃષ્ટ શુદ્ધિને પામે, ત્યારે તેને બંધભેદનું

पस्याष्टविधस्य उत्तरप्रकृतिबन्धस्वभावस्य च सप्तनवतिप्रमाणस्य कथनं प्रज्ञापनं कार्यं बन्धशतकादिग्रंथानुसारेणेति । ६८ ।

**तथा वरबोधिलाभप्ररूपणेति ॥ ६९ ॥**

वरस्य तीर्थकरलक्षणफलकारणतया शेषबोधिलाभेभ्योऽतिशायिनो बोधिलाभस्य प्ररूपणा प्रज्ञापना । अथवा वरस्य द्रव्यबोधिलाभव्यतिरेकिणः पारमार्थिकस्य बोधिलाभस्य प्ररूपणा हेतुतः स्वरूपतः फलतश्चेति । ६९ ।

तत्र हेतुतस्तावदाह—

**तथाभव्यत्वादितोऽसाविति ॥ ७० ॥**

भव्यत्वं नाम सिद्धिगमनयोग्यत्वमनादिपारिणामिको भावः, आत्मसतत्त्व-

---

કથન કરવુ, એટલે શ્રોતા જ્યારે શુદ્ધ પરિણામવાળો થાય, ત્યારે આઠ પ્રકારનો મૂળ પ્રકૃતિબંધરૂપ ભેદ તથા સત્તાણુ પ્રકારનો ઉત્તર પ્રકૃતિબંધનો સ્વભાવ તેને [1]જણાવવો, એટલે બંધ શતક વગેરે ગ્રંથોને અનુસારે તેની આગળ તે વિષે કહેવુ ૬૮

**મૂલાર્થ—વળી શ્રેષ્ઠ એવા બોધિલાભની પ્રરૂપણા કરવી. ૬૯**

*ટીકાર્થ*—વર એટલે તીર્થંકરપણુ પ્રાપ્ત થવારૂપ લક્ષણવાળા ફળના કારણપણાને લઈને બીજા સર્વ બોધિલાભથી અતિશય શ્રેષ્ઠ એવા બોધિલાભની પ્રરૂપણા—પ્રજ્ઞાપના કરવી, એટલે તીર્થંકરગોત્રને ઉપાર્જવાના કારણરૂપ એવા બોધિલાભ—સમ્યક્ત્વની પ્રાપ્તિ સર્વ બોધિલાભથી શ્રેષ્ઠ છે એમ પ્રરૂપણા કરવી, અથવા વર એટલે દ્રવ્ય બોધિલાભ—સમ્યક્ત્વથી જુદા એવા પારમાર્થિક બોધિલાભ એટલે ભાવ્ય સમ્યક્ત્વની પ્રરૂપણા હેતુથી, સ્વરૂપથી અને ફળથી કરવી ૬૯

હેતુવડે વર બોધિલાભની પ્રરૂપણા કેવી રીતે કરવી ? તે પ્રથમ કહે છે

**મૂલાર્થ—તેવા પ્રકારના ભવ્યત્વાદિકથી એ સમકિતની પ્રાપ્તિ થાય છે. ૭૦**

*ટીકાર્થ*—ભવ્યત્વ—ભવ્યપણુ એટલે સિદ્ધિમા જવાની યોગ્યતા—અનાદિકાળ-

---

૧ કર્મ બાધવાની મૂળ પ્રકૃતિ આઠ કર્મરૂપ છે અને ઉત્તર પ્રકૃતિ સત્તાણુ પ્રકારની છે તે વિસ્તાર કર્મગ્રંથમાથી જાણી લેવી

मेव, तथाजव्यत्वं तु जव्यत्वमेव कालादिजेदेनात्मनां बीजसिद्धिजावाभानारूपतामापन्नं आदिशब्दात्कालनियतिकर्मपुरुषपरिग्रहः तत्र कालो विशिष्टपुद्गलपरावर्त्तोत्सर्पिण्यादिः तथाजव्यत्वस्य फलदानाजिमुख्यकारी वसंतादिवद्वनस्पतिविशेषस्य। कालसद्भावेऽपि न्यूनाधिकव्यपोहेन नियतकार्यकारिणी नियतिः। अपचीयमानसंक्लेशं नानाशुजाशयसंवेदनहेतुः कुशलानुबंधिकर्म समुचितपुण्यसंजारो महाकल्याणाशयः मधानपरिज्ञानवान् प्ररूप्यमाणार्थपरिज्ञानकुशलः पुरुषः। तत-

---

ને પરિણમી રહેલો ભાવ. તે ભવ્યપણું આત્માનું સતત્ત્વ એટલે આત્માનું મૂળતત્ત્વ છે. વળી ભવ્યપણું કાળાદિકના ભેદે કરી આત્માની જે બીજસિદ્ધિ તેના ભાવથી નાના પ્રકારને પામેલું એવું ભવ્યપણું, તેજ તથાભવ્યપણું છે, એટલે કહેવાનું તાત્પર્ય એ છે કે, તથાભવ્યપણું એકરૂપે નથી હોતું, પણ કાળાદિ ભેદે કરીને તેના અનેક ભેદ થાય છે. આદિ શબ્દથી કાળ, નિયતિ, કર્મ અને પુરૂષ—એમનું પરિગ્રહણ કરવું. વિશિષ્ટ એટલે સૂક્ષ્મ એવા પુદ્ગલપરાવર્ત્ત જેમાં રહેલ છે એવા ઉત્સર્પિણી વિગેરે તે કાળ કહેવાય છે. તે કાળ જેમ વનસ્પતિવિશેષને વસંતાદિક (ઋતુ) કાળફળ દેવાને સન્મુખકારી થાય છે, તેમ તથાભવ્યપણાને તેના ફળનું દાન આપવાને તે સન્મુખ કરનાર છે, એટલે ઉત્સર્પિણી વગેરે કાળ ભવ્યપણાને મોક્ષે જવારૂપ ફળ આપવાને સમર્થ કરે છે, એટલે ભવ્યપણું હોય પણ મોક્ષ જવાનો કાળ ન આવ્યો હોય, તો મોક્ષે જઇ શકાતું નથી, માટે મોક્ષે જવાનો અધ્યવસાય કરાવનાર કાળ તેનું કારણ છે. કાળ છતાં પણ ન્યૂનાધિકને દૂર કરીને નિશ્ચિત કાર્યને કરનારી **નિયતિ** કહેવાય છે. એટલે કાળ બરાબર આવ્યો હોય, પણ જો ભાવી ભાવ ન હોય તો તે કાર્ય બનતું નથી, માટે તેમાં નિયતિની જરૂર છે. જેનાથી ક્લેશ નાશ પામે છે અને જે નાના પ્રકારના શુભ આશયને અનુભવવાનું કારણરૂપ છે, તે કુશલાનુબંધી એટલે પુણ્યાનુબંધી કર્મ કહેવાય છે. નિયતિ હોય, કાળ હોય તોપણ પુણ્યકર્મનો ઉદય થયા વિના સદ્ગતિએ જવાય નહીં, માટે તેમાં પુણ્યકર્મની જરૂર છે.

જેણે પુણ્યનો સમૂહ એકઠો કરેલો છે, જેનો આશય મોટો કલ્યાણકારી છે, જેનામાં પ્રધાન જ્ઞાન છે અને પ્રરૂપેલા અર્થને જાણવામાં જે કુશળ છે, તે (મોક્ષાધિકારી) પુરૂષ કહેવાય છે, એટલે સારાં કર્મનો અધિકારી પુરૂષ હો-

स्तथाभव्यत्वमादौ येषा ते तथा तेभ्यः असौ वरबोधिलाभः प्रादुरस्ति । स्वरूप च जीवादिपदार्थश्रद्धानमस्य । ७० ।

अथ फलत एनमेवाह—

**ग्रंथिभेदे नात्यंतसंक्लेश इति ॥ ७१ ॥**

इह ग्रंथिरिव ग्रंथिः दृढो रागद्वेषपरिणामः तस्य ग्रंथेः भेदे अपूर्वकरणवज्रसूच्या विदारणे सति लब्धशुद्धतत्त्वश्रद्धानसामर्थ्यान्नात्यतं न प्रागिवातिनिविडतया सक्लेशो रागद्वेषपरिणामः प्रवर्त्तते । न हि लब्धवेधपरिणामो मणिः कथचिन्मलापूरितरध्रोऽपि प्रागवस्था प्रतिपद्यत इति । ७१ ।

एतदपि कुत इत्याह—

**न भूयस्तद्बंधनमिति ॥ ७२ ॥**

---

વો જોઇએ કાળ, નિયતિ અને કર્મ—એ ત્રણે અધિકારી પુરૂષમાત્ર ઉપયોગી થાય છે, તેથી તે તથાભવ્યત્વ છે આદિ જેમને તે તથાભવ્યત્વાદિ કહેવાય, તે વડી એટલે કાળ, નિયતિ, કર્મ અને ભવ્યપણુ પામવાથી પુરૂષને શ્રેષ્ઠ સમ્યક્ત્વનો લાભ થાય છે જીવાદિ પદાર્થ ઉપર શ્રદ્ધા કરવી, એ સમ્યક્ત્વ પામવાનુ સ્વરૂપ છે ૭૦

હવે ફળથી વર બોધિલાભને કહે છે—

મૂલાર્થ—ગ્રથિનો ભેદ થવાથી અતિશય સ કલેશ થતો નથી. ૭૧

ટીકાર્થ—અહીં ગ્રથિ-ગાઠના જેવો હોવાથી ગ્રથિ કહેવાય છે, એટલે દઢ એવો જે રાગદ્વેષનો પરિણામ તે ગ્રથિ, તેને ભેદવાથી એટલે અપૂર્વ કરણરૂપી વજ્રની સોયવડે વિદારણ કરવાથી પ્રાપ્ત થયેલ શુદ્ધ તત્ત્વની શ્રદ્ધાના સામર્થ્યવડે પૂર્વની જેમ અતિશય આકરો રાગદ્વેષનો પરિણામ ન હોય જેમ વિધાએલો મણિ કોઇ પ્રકારે તેનુ છિદ્ર મલથી પુરાએલુ હોય તોપણ તે પૂર્વની અવસ્થાને પામતો નથી—એટલે પ્રથમના જેવો છિદ્ર રહિત થતો નથી ૭૧

કદી વાદી કહે કે, એ તમે શાથી કહો છો ? તેનો ઉત્તર આપે છે—

મૂલાર્થ—ફરીથી તે ગ્રથિનુ બધન થતુ નથી, એ હેતુ માટે. ૭૨

यतो न भूयः पुनरपि तस्य ग्रंथेर्बंधनं निष्पादनं भेदे सति संपद्यते इति । किमुक्तं भवति । यावती ग्रंथिभेदकाले सर्वकर्मणामायुर्वर्जानां स्थितिरंतःसागरोपमकोटाकोटिलक्षणाऽवशिष्यति । तावत्प्रमाणमेवासौ सम्यगुपलब्धसम्यग्दर्शनो जीवः कथंचित् सम्यक्त्वापगमात्तीव्रायामपि तथाविधसंक्लेशप्राप्तौ बध्नाति न पुनस्तं बंधेनातिक्रामतीति । ७२ ।

## तथा असत्यपाये न दुर्गतिरिति ॥ ७३ ॥

असति अविद्यमाने अपाये विनाशे सम्यग्दर्शनस्य परिशुद्धभव्यत्वपरिपाकसामर्थ्यान्मतिभेदादिकारणानवाप्तौ, न नैव दुर्गतिः कुदेवत्वकुमानुषत्वतिर्यक्त्व-

---

**ટીકાર્થ**—જેથી કરીને ગ્રંથિભેદ થતાં તે ગ્રંથિનું બંધન થતું નથી. એથી શું કહ્યું કે, ગ્રંથિભેદને અવસરે જેટલી આયુઃકર્મ સિવાય બાકીના સાત કર્મની દેશે ઊણા એક કોટા કોટી સાગરોપમની સ્થિતિ રહે છે—અર્થાત્ જ્ઞાનાવરણીય કર્મની ત્રીશ સાગરોપમની ઉત્કૃષ્ટ સ્થિતિમાંથી ઓગણત્રીશની ખપાવે અને દેશે ઊણા એક કોટાકોટી સાગરોપમની સ્થિતિ રાખે છે. એ રીતે જેણે સારી રીતે સમ્યગ્દર્શન પ્રાપ્ત કરેલું છે એવો જીવ કોઇ પ્રકારે સમ્યક્ત્વનો નાશ થવાથી–મિથ્યાત્વભાવને પામવાથી તીવ્ર એવી પણ તેવા ક્લેશની પ્રાપ્તિ છતાં પણ તેટલા પ્રમાણના કર્મનો બંધ કરે છે, એટલે પૂર્વે સમકિત પામવાને અવસરે જેટલી સ્થિતિ રાખી છે, તેટલોજ નવીન કર્મબંધ કરે છે. પરંતુ તે પ્રમાણને બંધવડે ઉલ્લંઘન કરતો નથી—અર્થાત તે બંધના કરતાં અધિક બંધ કરતો નથી. ૭૨

**મૂલાર્થ—વળી અપાય ન થતાં દુર્ગતિ ન થાય. ૭૩**

**ટીકાર્થ**—સમકિત દર્શનનો વિનાશ ન થતાં એટલે મિથ્યાત્વભાવને ન પામતાં શુદ્ધ ભવ્યપણાના પરિપાકના સામર્થ્યથી એટલે સમસ્ત પ્રકારે શુદ્ધ એવા ભવ્યપણાના સમર્થપણા થકી મતિભેદ વગેરે કારણની પ્રાપ્તિ ન થતાં અર્થાત્ બુદ્ધિને ભેદ કરનાર કારણ ન પ્રાપ્ત થતાં કુદેવપણું, કુમાનુષપણું, તિર્યંચપણું અને નારકીપણાની પ્રાપ્તિરૂપ દુર્ગતિ ન થાય, પરંતુ તેને સુદેવપણું અને સુમાનુષપણું તે બેજ થાય, આ વાત પૂર્વે આયુષ બાંધ્યું હોય,

नारकत्वप्राप्तिः सपद्यते किंतु सुदेवत्वसुमानुपत्वे एव स्याताम्, अन्यत्र पूर्ववद्धायुष्केभ्य इति । ७३ ।

**तथा विशुद्धेश्चारित्रमिति ॥ ७४ ॥**

विशुद्धेः परिशुद्धनिःशकितत्वादिदर्शनाचारवारिपूरप्रक्षालितशंकादिपंकतया प्रकर्षप्राप्तिलक्षणायाः सम्यग्दर्शनसत्कायाः सकाशात्किमित्याह—चारित्रं सर्वसावद्ययोगपरिहारनिरवद्ययोगसमाचाररूप सपद्यते । शुद्धसम्यक्त्वस्यैव चारित्ररूपत्वात् ।

तथाचाचारसूत्रम्—

" जं मोणति पासहा त समति पासहा ।
ज समंति पासहा तं मोणति पासहत्ति ॥ १ ॥

---

ते विना જાણવી એટલે પ્રથમ જેને દુર્ગતિનુ આયુષ્ય બધાઇ ગયુ છે, તેને મુકીને, જેમણે આયુષ્ય બાધ્યુ ન હોય તે આશ્રીને જાણવી ૭૩

**મૂલાર્થ—તેવી રીતે સમકિતની વિશુદ્ધિથી ચારિત્રની પ્રાપ્તિ થાય છે. ૭૪**

**ટીકાર્થ—**વિશુદ્ધિ એટલે શુદ્ધ એવા નિ શકિતપણા વિગેરે આઠ દર્શનાચાર, તે રૂપ જળના પૂરથી ધોયેલા શ કાદિક કાદવને લીધે ઉત્કર્ષની પ્રાપ્તિરૂપ જેનુ લક્ષણ છે, એવી સમ્યગ્ સ બ ધી પરિશુદ્ધિથી સર્વ સાવદ્ય યોગના પરિહાર અને નિરવદ્ય—નિર્દોષ યોગના આચાર—આચરણરૂપ ચારિત્ર પ્રાપ્ત થાય છે, એટલે સમકિતની શુદ્ધિથી ચારિત્ર પ્રગટ થાય છે, કારણકે શુદ્ધ સમ્યક્ત્વજ ચારિત્રરૂપ છે

તેને માટે આચારાગ સૂત્રમા કહેલુ છે—

" જે આ મુનિપણાને જુવો, તેજ આ સમ્યગ્જ્ઞાન અથવા નિશ્ચય સમકિતને જુવો, અને જે આ સમ્યગ્જ્ઞાનને જુવો તે મુનિપણાને જુવો " કહેવાના આશય એવો છે કે, જે સમકિતભાવ છે તે મુનિભાવ છે, અને જે મુનિભાવ છે તે સમકિતભાવ છે, કારણકે જ્ઞાનનુ ફળ વિરતિ છે અને સમકિતથી ચારિત્રને પ્રગટ કરવાપણુ છે. અહી કારણને વિષે કાર્યના ઉપચાર કરી કહ્યુ છે ૭૪

**भावनातो रागादिक्षय इति ॥ ७५ ॥**

भाव्यंते मुमुक्षुभिरभ्यस्यन्ते निरंतरमेता इति भावनाः ताश्चानित्यत्वाशरणादयो द्वादश । यथोक्तम्—

" भावयितव्यमनित्य[1]त्वमशर[2]णत्वं तथै[3]कतान्य[4]त्वे ।
अशुचि[5]त्वं [6]संसारः कर्माश्र[7]वसंवर[8]विधिश्च ॥ १ ॥
निर्ज[9]रणलोकवि[10]स्तरधर्मस्वाख्याततत्त्वचिंता[11]श्च ।
बोधेः सुदु[12]र्लभत्वं च भावना द्वादश विशुद्धाः ॥ २ ॥

ताभ्यो रागादिक्षयः रागद्वेषमोहमलप्रलयः संजायते । सम्यक्चिकित्साया इव वातपित्तादिरोगापगमः प्रचंडपवनाद्वा यथा मेघमंडलविघटनं रागादिप्रतिपक्षभूतत्वाद्भावनानामिति । ७५ ।

---

**મૂલાર્થ**—ભાવનાથી રાગાદિકનો ક્ષય થાય છે. ૭૫

**ટીકાર્થ**—મુમુક્ષુ પુરૂષો નિરંતર જેમનો અભ્યાસ કરે, તે ભાવના કહેવાય છે. તે અનિત્યત્વ ભાવના, અશરણ ભાવના ઈત્યાદિ બાર પ્રકારની છે. તેને માટે કહ્યું છે કે —

સંસારના સર્વ પદાર્થોનું અનિત્ય ચિંતવવું, તે પહેલી અનિત્ય ભાવના, 'મરણાદિકના ભય પ્રાપ્ત થયે સતે કોઇ બીજું શરણ કરવા યોગ્ય નથી' ઇત્યાદિ જે ચિંતવવું, તે બીજી અશરણ ભાવના, જીવ એકલો જન્મ મરણ પામે છે તેમજ એકલો કર્મ ઉપાર્જન કરે છે અને એકલો ભોગવે છે એ ત્રીજી એકત્વ ભાવના, ચોથી અન્યત્વ[1] ભાવના, પાંચમી અશુચિ ભાવના, છઠ્ઠી સંસાર ભાવના, સાતમી આશ્રવ ભાવના, આઠમી સંવર ભાવના, નવમી નિર્જરા ભાવના, દશમી લોકવિસ્તર ભાવના, અગીયારમી ધર્મસાધક ભાવના અને બારમી બોધિદુર્લભ ભાવના. એ બાર શુદ્ધ ભાવના કહેવાય છે.

તે ભાવનાઓથી રાગાદિક એટલે રાગ, દ્વેષ, મોહરૂપ મળનો ક્ષય—પ્રલય થાય છે. જેમ ઉત્તમ પ્રકારની ચિકિત્સાથી વાતપિત્તાદિ રોગનો નાશ થાય અને પ્રચંડ પવનથી જેમ મેઘમંડળનો નાશ થાય તેમ ભાવનાથી રાગાદિકનો નાશ થાય છે. કારણકે ભાવનાઓ રાગાદિકની પ્રતિપક્ષરૂપ છે—શત્રુરૂપ છે. ૭૫

---

૧ બીજી ભાવનાઓના અર્થ બીજા ગ્રંથમાંથી જોઇ લેવા.

ततोऽपि किमित्याह—

**तद्भावेऽपवर्ग इति ॥ ७६ ॥**

तस्य रागादिक्षयस्य भावे सकललोकालोकविलोकनशालिनोः केवलज्ञान-दर्शनयोः लब्धौ सत्या निस्तीर्णभवार्णवस्य सतो जंतोरपवर्ग उक्तनिरुक्त उद्भवतीति । ७६ ।

किंलक्षण इत्याह—

**स आत्यंतिको दुःखविगम इति ॥ ७७ ॥**

सोऽपवर्गः अत्यंत सकलदुःखशक्तिनिर्मूलनेन भवतीति आत्यंतिको दुःखविगमः सर्वशारीरमानसाशर्मविरहः सर्वजीवलोकासाधारणानंदानुभवश्चेति७७

इत्थं देशनाविधिं प्रपंच्योपसंहरन्नाह—

---

रागादिकनो नाश थता शु थाय छे ? ते कहे छे—

**मूलार्थ—ते रागादिकनो क्षय थतां मोक्ष थाय छे. ७६**

ते रागादि क्षयनो भाव थता एटले सर्व लोकालोकने जोवामा उपयोगी एवा केवळज्ञान अने केवळदर्शननी प्राप्ति थता आ संसाररूप समुद्रने तरी जनार प्राणीने मोक्ष उत्पन्न थाय छे जे मोक्षनु स्वरूप प्रथम कहेवामा आवेलु छे ७६

ते मोक्षनु शु लक्षण छे ? ते कहे छे—

**मूलार्थ—अत्यंतपणे सर्व दुःखनो नाश थवो ते मोक्ष कहेवाय छे. ७७**

ते अपवर्ग—मोक्ष अत्यंत (समस्त) सर्व दुःखोनी शक्तिनु निर्मूलन करवाथी थाय छे अत्यंत दुःखनो नाश एटले सर्व शरीर तथा मन संबंधी दुःखनो विरह, तेमज सर्व जीवलोकना आनंद जेवो नथी माटे असाधारण आनंदना अनुभवरूप छे एटले सिद्ध जीवनो अने संसारी जीवनो सरखो आनंद न होय माटे असाधारण आनंद सिद्धनोज कहेवाय छे ७७

एवी रीते देशनाविधिनो विस्तार करी हवे तेनो उपसंहार करता कहे छे—

एवं संवेगकृद्धर्म आख्येयो मुनिना परः ।
यथाबोधं हि शुश्रूषोर्भावितेन महात्मना ॥ ७८ ॥

एवमुक्तन्यायेन संवेगकृत् संवेगकारी देशनार्हप्राणिनः संवेगलक्षणं चेदम्—

शालिनीवृत्तम् ।

" तथ्ये धर्मे ध्वस्तहिंसाप्रबंधे
देवे रागद्वेषमोहादिमुक्ते ।
साधौ सर्वग्रंथसंदर्भहीने
संवेगोऽसौ निश्चलो योऽनुरागः " ॥ १ ॥

धर्म उक्तलक्षण आख्येयः प्रज्ञापनीयो मुनिना गीतार्थेन साधुना अन्यस्य धर्ममुपदेष्टुमनधिकारित्वात् । यथोक्तं निशीथे—

" संसारदुक्खमहणो विबोहणो भवियपुंडरीयाणं ।
धम्मो जिणपन्नत्तो पकप्पजइणा कहेयव्वो " ॥ १ ॥

---

એ પ્રકારે ધર્મની વાસનાથી ભાવિત એવા મહાત્મા મુનિએ સાંભળવાની ઇચ્છાવાળા એવા પુરૂષને સંવેગને કરનારો તે શ્રેષ્ઠ ધર્મ તે પોતાના બોધ પ્રમાણે નિશ્ચે કહેવો. ૭૮

**ટીકાર્થ**—એવી રીતે એટલે કહેલા ન્યાયથી સંવેગને કરનારો એવો ધર્મ તે, દેશનાને યોગ્ય એવા પ્રાણી પ્રત્યે કહેવો. તે સંવેગનું લક્ષણ આ પ્રમાણે છે—

" હિંસાદિકના પ્રબંધને નાશ કરનારા એવા સત્ય ધર્મને વિષે રાગ, દ્વેષ તથા મોહાદિકથી મુક્ત અઢાર દોષ રહિત એવા દેવને વિષે, અને સર્વ ગ્રંથ સંદર્ભ એટલે દ્રવ્ય તથા ભાવ એ બંને પ્રકારના પરિગ્રહથી રહિત એવા સાધુને વિષે જે નિશ્ચળ અનુરાગ કરવો તે **સંવેગ** કહેવાય છે." ૧

જેનું લક્ષણ આગળ કહેવામાં આવ્યું છે, એવા ધર્મને મુનિ એટલે ગીતાર્થ સાધુએ કહેવા યોગ્ય છે; કારણકે સાધુ સિવાય બીજાને ધર્મનો ઉપદેશ કરવાનો અધિકાર નથી. તેને માટે નિશીથ સૂત્રમાં કહ્યું છે કે—

" સંસારના દુઃખને નાશ કરનારો, ભવિજનરૂપી પુંડરીક—કમળને વિકસ્વર કરનારો—પ્રતિબોધ કરનારો અને શ્રી જિનભગવંતે પ્રરૂપેલો ધર્મ નિશીથાધ્યયનને ભણેલા એવા મુનિએ કહેવા યોગ્ય છે. " ૧

प्रकल्पयतिना इति अधीतनिशीथाध्ययनेनेति। परः शेषतीर्थांतरीयधर्मातिशायितया प्रकृष्टः। कथमाख्येय इत्याह। यथावोधं हीति यथावबोधमेव। अनवबोधे धर्माख्यानस्योन्मार्गदेशनारूपत्वेन प्रत्युतानर्थसंभवात्। पठितं च—न ह्यंधेनांधः समाकृष्यमाणः सम्यग्पंथानं प्रतिपद्यत इति। कीदृशस्य सत इत्याह। शुश्रूषोः श्रोतुमुपस्थितस्य। कीदृशेन मुनिनेत्याह। भावितेन आख्यायमानधर्मप्रतिबद्धवासनावासितेन भावाद्भावप्रसूतिरिति वचनात् भाविताख्यानस्य श्रोतुः तथाविधश्रद्धानादिनिर्बंधनत्वात्। पुनरपि कीदृशेनेत्याह—महात्मना तदनुग्रहैकपरायणतया महान् प्रशस्य आत्मा यस्य सः तेनेत्याह। ७८।

---

મૂળમા જે प्रकल्पयति શબ્દ કહેલો છે, તેનો અર્થ 'निशीथाध्ययनने ભણેલો' એવો થાય છે

તે ધર્મપર એટલે બાકીના અન્ય મતિઓના ધર્મને ઉલ્લંઘન કરીને ઉત્કૃષ્ટ છે 'તે ધર્મ કેવી રીતે કહેવા યોગ્ય છે?' તે કહે છે— પોતાના બોધ પ્રમાણે કારણકે જો ધર્માખ્યાનનો યથાર્થ બોધ ન હોય તો ઉન્માર્ગ–વિપરીત માર્ગની પ્રરૂપણા થવાથી ઉલટો અનર્થ થવાનો સંભવ છે તે ઉપર કહ્યુ છે કે, "આંધળા માણસે દોરેલો આંધળો પુરૂષ સારા માર્ગને પ્રાપ્ત કરી શકતો નથી" હવે કેવા માણસને ધર્મ કહેવો? તે કહે છે—જે માણસ ધર્મ સાંભળવાની ઇચ્છાથી આવેલો હોય, તેને ધર્મ કહેવો યોગ્ય છે તે ધર્મ કેવા મુનિએ કહેવો જોઇએ? તે કહે છે—કહેવા માંડેલા ધર્મને વિષે બંધાએલી વાસનાથી જે મુનિનુ હૃદય વાસિત થયેલુ હોય, તેવા મુનિએ ધર્મ કહેવો જોઇએ કારણકે 'ભાવમાંથી ભાવની ઉત્પત્તિ થાય છે' એવુ શાસ્ત્રનુ વચન છે વળી ગીતાર્થનુ કહેલુ આખ્યાન શ્રોતા પુરૂષને તેવા શ્રદ્ધા વગેરે ગુણોનુ કારણરૂપ થાય છે કહેવાનો આશય એવો છે કે પ્રથમ શ્રોતાને સાંભળવાની ઇચ્છારૂપ ભાવ થાય, પછી ગીતાર્થ ગુરૂની પાસે આવી વીતરાગનો ધર્મ સાંભળવાની રૂચિ થતાં, તે સાંભળી હૃદયમા શ્રદ્ધાદિક ભાવ પ્રગટ થાય છે વળી તે કેવા મુનિએ કહેવો જોઇએ? શ્રોતા પુરૂષોનો અનુગ્રહ કરવામાં જ માત્ર તત્પર હોવાથી જેનો મહાન્—પ્રશંસવા યોગ્ય આત્મા છે, તેવા મુનિએ ધર્મ કહેવો ૭૮

धर्माख्यानेऽपि यदि तथाविधकर्मदोषान्नावबोधः श्रोतुरुत्पद्यते तदा किं फलं धर्माख्यानमित्याह—

**अबोधेऽपि फलं प्रोक्तं श्रोतॄणां मुनिसत्तमैः ।**
**कथकस्य विधानेन नियमाच्छुद्धचेतसः ॥ ७९ ॥**

अबोधेऽपि अनवगमेऽपि सम्यग्धर्मस्य फलं क्लिष्टकर्मनिर्जरालक्षणं प्रोक्तं। केषामनवबोधे इत्याह । श्रोतॄणां श्रावकाणां कैरुक्तमित्याह । मुनिसत्तमैर्भगवद्भिरर्हद्भिः कथकस्य धर्मदेशकस्य साधोर्विधानेन बालमध्यमबुद्धिबुधरूपश्रोतृजनापेक्षालक्षणेन नियमादवश्यतया कीदृशस्य कथकस्येत्याह—शुद्धचेतसः परानुग्रहप्रवृत्तिपरिणामस्येति । ७९ ।

आह प्रकारांतरेणापि देशनाफलस्य संभाव्यमानत्वादलमिहैव यत्नेनेत्याशंक्याह—

---

ધર્મ કહેતાં પણ જો શ્રોતાને તેવી જાતના કોઇ કર્મના દોષથી બોધ ન થાય તો પછી ધર્મ કહેવાનું શું ફળ છે? એ શંકાનો ઉત્તર કહે છે—

**મૂલાર્થ—શ્રોતા પુરૂષોને બોધ ઉત્પન્ન ન થાય તોપણ શુદ્ધ ચિત્તવાળો ધર્મનો વક્તા જો વિધિ સહિત ધર્મદેશનારૂપ ક્રિયા કરે છે, તો તેને નિશ્ચે ફળ થાય છે, એમ મોટા મુનિઓએ કહેલું છે. ૭૯**

**ટીકાર્થ**—શ્રોતા પુરૂષોને સમ્યગ્ધર્મનો—યથાર્થ શુદ્ધ ધર્મનો બોધ ન થાય તોપણ ધર્મદેશનાના કરનાર સાધુને ક્લિષ્ટ કર્મની નિર્જરારૂપ ફળ પ્રાપ્ત થાય એમ અર્હંત ભગવાનોએ કહેલું છે. કોને યથાર્થ બોધ ન હોય? તે શ્રોતા એટલે શ્રાવકોને. એ ફળ કોણે કહેલું છે? મુનિઓમાં ઉત્તમ એવા અર્હંત ભગવંતોએ. ધર્મદેશના કરનાર કેવો છે? તે સાધુ છે. તે વિધાન એટલે બાળક, મધ્યમ બુદ્ધિવાળા અને બુધ—પંડિત એવા શ્રોતા પુરૂષની અપેક્ષા લક્ષણરૂપ વિધાને કરીને. એ નિયમ એટલે અવશ્યપણે. તે ધર્મ ઉપદેશક કેવો છે? શુદ્ધ હૃદયવાળો એટલે બીજાનો ઉપકાર કરવાના પરિણામવાળો. તેને જરૂર ફળ થાય છે. ૭૯

અહીં વાદી શંકા કરે કે, જ્યારે બીજે પ્રકારે પણ દેશનાનું ફળ સં-

नोपकारो जगत्यस्मिंस्तादृशो विद्यते क्वचित् ।
यादृशी दुःखविच्छेदाद्देहिनां धर्मदेशना ॥ ८० ॥

न नैवोपकारोऽनुग्रहो जगति भुवने अस्मिन्नुपलक्ष्यमाने तादृशो विद्यते समस्ति, क्वचित्काले क्षेत्रे वा यादृशी यादृग्रूपा दुःखविच्छेदात् शारीरमानसदुःखापनयनात् देहिनां देशनार्हाणां धर्मदेशनेति धर्मदेशनाजनितो मार्गश्रद्धानादिर्गुणः तस्य निःशेषक्लेशलेशाकलंकमोक्षाक्षेप मत्यव यकारणत्वादिति । ८० ।

इति श्रीमुनिचन्द्रसूरिविरचितायां धर्मबिंदुवृत्तौ
देशनाविधिर्नाम द्वितीयोऽध्यायः ॥ २ ॥

---

ભવે છે તો પછી એ પ્રકારનો બોધ કરવામા યત્ન કરવાની શી જરૂર છે? તેના ઉત્તરમા કહે છે—

**મૂલાર્થ—પ્રાણીઓને દુઃખનો વિચ્છેદ કરવાથી ધર્મદેશના જેવો ઉપકાર કરે છે, તેવો બીજો ઉપકાર આ જગત્મા નથી. ૮૦**

દેશનાને યોગ્ય એવા પ્રાણીઓને આ દેખાતા જગતને વિષે કોઈ કાળ અથવા ક્ષેત્રમા શરીર તથા મનના દુઃખનો નાશ કરવાથી જેવી ધર્મદેશના ઉપકારી છે તેવો બીજો કોઈ ઉપકારી નથી કારણ કે ધર્મદેશનાથી ઉત્પન્ન થયેલ માર્ગની શ્રદ્ધા વગેરે ગુણ જેકે જે ગુણ સર્વ ક્લેશના લેશ ભાગરૂપી કલકથી રહિત એવા મોક્ષને ખેચી લાવવામા સકળ કારણરૂપ છે, એટલે ધર્મદેશના સાભળવાથી માર્ગપર શ્રદ્ધા થાય છે અને તેથી મોક્ષ મળે છે ૮૦

અર્થાત્ વક્તા પુરૂષે ધર્મદેશના કરવામા આલસ્ય કરવુ નહી. અને ધર્મના ખપી પુરૂષે ધર્મદેશના સાભળવામા આલસ્ય કરવુ નહી, કારણકે તેનાથી હેય–ઉપાદેયની ખબર પડે છે, તેથી સર્વ ક્રિયાવડી ધર્મદેશનાનુ સાભળવુ તે મોટી ક્રિયા છે માટે છતે યોગે અને છતી શક્તિએ ધર્મદેશના સાભળવામા પ્રમાદ ન કરવો એ ઉપદેશ છે

શ્રી મુનિસુદરસૂરિએ રચેલી ધર્મબિંદુ ગ્રથની વૃત્તિને વિષે દેશનાવિધિ નામે બીજો અધ્યાય સમાપ્ત થયો



# तृतीयः अध्यायः

व्याख्यातो द्वितीयोऽध्यायः। अथ तृतीय आरभ्यते तस्य चेदमादिसूत्रम्—

**सद्धर्मश्रवणादेवं नरो विगतकल्मषः। ज्ञाततत्त्वो महासत्त्वः परं संवेगमागतः ॥ १ ॥ इति**

सद्धर्मश्रवणात् पारमार्थिकधर्माकर्णनात् एवमुक्तरीत्या नरः श्रोता पुमान् विगतकल्मषः व्यावृत्ततत्त्वप्रतिपत्तिबाधकमिथ्यात्वमोहादिमालिन्यः सन्नत एव ज्ञाततत्त्वः करकमलतलकलितनिस्तलस्थूलामलमुक्ताफलवच्छास्त्रलोचनबलेनालो-

---

# અધ્યાય ત્રીજો.



બીજા અધ્યાયની વ્યાખ્યા કહી અને ત્રીજા અધ્યાયનો આરંભ કરે છે—તેનું આ પહેલું સૂત્ર છે.

**મૂલાર્થ—એ પ્રમાણે સદ્ધર્મના શ્રવણથી જેનું પાપ ગયેલું છે અને જેણે તત્ત્વને જાણેલું છે, અને જે મોટા પરાક્રમવાળો છે, એવો શ્રોતા પુરૂષ ઉત્કૃષ્ટ સંવેગને પામેલો જે તે. ૧**

ટીકાર્થ—સદ્ધર્મના શ્રવણથી એટલે પારમાર્થિક—સત્ય ધર્મના સાંભળવાથી. એવી રીતે ઉપર કહેલી રીતિએ શ્રોતા પુરૂષ પાપરહિત એટલે તત્ત્વની પ્રાપ્તિને બાધ કરનાર મિથ્યાત્વ મોહાદિકની મલિનતાથી રહિત, તેથી કરીને જ્ઞાતતત્ત્વ એટલે હસ્તરૂપી કમલના તલીયામાં રહેલ ગોળ મોટા મોતીની જેમ સર્વ જીવાદિ વસ્તુવાદને શાસ્ત્રરૂપી નેત્રના બલથી જેણે અવલોકન કરે-

कितसकलजीवादिवस्तुवादः तथा महच्चुद्धश्रद्धानोल्मीलनेन प्रशस्य सत्त्व पराक्रमो यस्य स तथा। पर प्रकृष्ट सवेगमुक्तलक्षणमागतोऽवतीर्णः सन् किं करोतीत्याह । १ ।

धर्मोपादेयता ज्ञात्वा संजातेच्छोऽत्र जावत ।
दृढं स्वशक्तिमालोच्य ग्रहणे संप्रवर्त्तते ॥ २ ॥ इति

धर्मोपादेयता " एक एव सुहृद्धर्मो मृतमप्यनुयाति यः । शरीरेण समं नाशं सर्वमन्यत्तु गच्छति, " इत्यादिवचनात् धर्मोपादेयता ज्ञात्वा अवगम्य संजातेच्छः लब्धचिकीर्षापरिणामः अत्र धर्मे दृढमतिसूक्ष्माभोगेन स्वशक्तिं स्वसामर्थ्यमालोच्य विमृश्य ग्रहणे वक्ष्यमाणयोगवन्दनादिशुद्धिविधिना प्रतिपत्तावस्यैव धर्मस्य संप्रवर्त्तते सम्यक्प्रवृत्तिमाधत्ते । अदृढालोचने हि अयथाशक्तिधर्मग्रहणप्रवृत्तौ जगसज्जवेन प्रत्युतानर्थजाव इति दृढग्रहण कृतमिति । २ ।

---

લ છે એવો, વલી મોટી શુદ્ધ શ્રદ્ધાના ઉદયથી પ્રશસા કરવા યોગ્ય છે પરાક્રમ જેનુ, તેમ વળી ઉત્કૃષ્ટ એવો સવેગ કે જેનુ લક્ષણ કહેવામા આવેલુ છે તેને પ્રાપ્ત થયેલો એવો શ્રોતા પુરૂષ શુ કરે છે ? તે કહે છે. ૧

મૂલાર્થ—'ધર્મ ગ્રહણ કરવા યોગ્ય છે' એમ જાણીને એ ધર્મને વિષે ભાવથી જેની ઇચ્છા થયેલ છે એવો તે પુરૂષ પોતાની શક્તિનો દૃઢ વિચાર કરીને ધર્મને ગ્રહણ કરવાને વિષે પ્રવર્ત્તે છે. ૨

ટીકાર્થ—'ધર્મ ગ્રહણ કરવા યોગ્ય છે' એમ જાણીને એટલે "આ જગતમા ધર્મજ એક ખરો સુહૃદ્ છે કે જે મરેલાની પાછળ જીવની જોડે જાય છે ધર્મ સિવાય બીજુ બધુ શરીરની સાથે નાશ પામી જાય છે " ઇત્યાદિ વચનોથી ધર્મ એજ ગ્રહણ કરવા યોગ્ય છે એવો ભાવ જાણીને જેને ઇચ્છા પ્રાપ્ત થઇ છે, એટલે જેને ધર્મ કરવાની ઇચ્છાના પરિણામ ઉપન્યા છે એવો પુરૂષ એ ધર્મને વિષે દૃઢ રીતે એટલે અતિ સૂક્ષ્મપણે કરી પોતાના સામર્થ્યનો વિચાર કરી એ ધર્મને સારી રીતે ગ્રહણ કરવામા પ્રવર્ત્તે છે એટલે આગળ કહેવામા આવશે એવા યોગ તથા વદન વગેરેની શુદ્ધિરૂપ વિધિએ કરીને એ ધર્મને સારી રીતે અગીકાર કરવામા પ્રવૃત્તિ કરે છે જો દૃઢ રીતે વિચાર ન કરવામા આવે અને પોતાની શક્તિનુ ઉલ્લઘન કરી ધર્મને ગ્રહણ કરવાની પ્રવૃત્તિ કરવામા આવે તો ધર્મનો ભગ થવા સભાવ છે અને તેથી કરીને ઉલટો અનર્થ થાય છે, માટે અહીં દૃઢ શબ્દનુ ગ્રહણ કરેલુ છે ૨

ननु किमर्थमस्यैव धर्मग्रहणप्रवृत्तिर्ज्ञाप्यते इत्याह—

**योग्यो ह्येवंविधः प्रोक्तो जिनैः परहितोद्यतैः ।**

**फलसाधनभावेन नातोऽन्यः परमार्थतः ॥ ३ ॥**

योग्योऽर्हो भव्य इति योऽर्थः हिर्यस्मादेवंविधः सद्धर्मश्रवणादित्यादिग्रंथोक्तविशेषणयुक्तः पुमान् धर्मप्रतिपत्तेः प्रोक्तः कैरित्याह, जिनैरर्हद्भिः परहितोद्यतैः सकलजीवलोककुशलाधानधनैः । केन कारणेनेत्याह । फलसाधनभावेन योग्यस्यैव धर्मग्रहणफलं प्रति साधकभावोपपत्तेः । व्यतिरेकमाह । न नैव अतः धर्मग्रहीतुः अन्यः पूर्वश्लोकद्वयोक्तविशेषणविकलः परमार्थतः तत्त्ववृत्त्या योग्य इति ३

**इति सद्धर्मग्रहणार्हो भक्तः । सांप्रतं तत्प्रदानविधिमनुवर्णयिष्याम इति ॥ ४ ॥**

---

અહીં કોઇ શંકા કરે કે, પૂર્વે કહેલા પુરૂષનીજ ધર્મને ગ્રહણ કરવામાં સમ્યક્ પ્રવૃત્તિ થાય એમ કહ્યું, તેનું શું કારણ ? તે શંકાનો ઉત્તર આપે છે—

**મૂલાર્થ—બીજાના હિતમાં ઉદ્યમવંત એવા જિનેશ્વરોએ ફળ સાધનના ભાવથી એવા પુરૂષનેજ યોગ્ય કહ્યો છે, તે સિવાયના બીજા પુરૂષને પરમાર્થપણે યોગ્ય પુરૂષ કહ્યો નથી. ૩**

**ટીકાર્થ**—યોગ્ય અર્હ અર્થાત્ ભવ્ય એવો એટલે સદ્ધર્મ સાંભળવાથી ઇત્યાદિ ગ્રંથમાં કહેલા વિશેષણોવડે યુક્ત એવો પુરૂષ ધર્મને ગ્રહણ કરવામાં યોગ્ય કહેલો છે, તે કોણે કહેલો છે ? બીજાના હિતમાં તત્પર એવા અને સર્વ જીવલોકના કલ્યાણને સ્થાપન કરવારૂપ ધનવાળા શ્રી અરિહંત પ્રભુએ કહેલો છે. તે કયા કારણથી કહેલ છે, તે કહે છે. ફળ સાધનના ભાવથી એટલે યોગ્ય પુરૂષનેજ ધર્મના ગ્રહણના ફળ પ્રત્યે સાધકભાવ ઘટે છે. હવે વ્યતિરેક કહે છે—આ ધર્મને ગ્રહણ કરનારા પુરૂષથી બીજો એટલે પ્રથમના બે શ્લોકમાં કહેલા વિશેષણોથી રહિત એવો પુરૂષ પરમાર્થથી એટલે તત્ત્વવૃત્તિથી યોગ્ય નથી. ૩

**મૂલાર્થ—એવી રીતે સદ્ધર્મને ગ્રહણ કરવાને યોગ્ય એવો પુરૂષ કહેલો છે. હવે તે ધર્મને આપવાના વિધિનું વર્ણન કરીશું. ૪**

एतत्सुगममेव । ४ ।

ननु धर्मः स्वचित्तपरिशुद्ध्यधीनः तत्किमस्यैव ग्रहणेनेत्याशङ्क्याह—

**धर्मग्रहणं हि सत्प्रतिपत्तिमद्विमलभावकारणमिति ॥५॥**

धर्मग्रहणमुक्तलक्षणं हि यस्मात् सत्प्रतिपत्तिमत् दृढशक्तिपर्यालोचनादिना शुद्धाभ्युपगमवत्किमित्याह । विमलभावकारणं स्वफलमसाधनावन्ध्यपरिणामनिमित्त सपद्यते इत्येवमस्य ग्रहणविधिर्वक्तुमुपक्रम्यते इति । ५ ।

तदेव कथं सपद्यते इत्याह—

**तच्च प्रायो जिनवचनतो विधिनेति ॥ ६ ॥**

---

એનો અર્થ સુગમજ છે, તેથી ટીકા આપી નથી

અહીં શકા કરે છે કે, ધર્મ પોતાના ચિત્તની શુદ્ધિને આધીન છે, તો પછી તેને ગ્રહણ કરવાનુ શુ છે ? એટલે ધર્મ પોતાના ચિત્તની શુદ્ધિથી થાય છે, તો પછી તે ધર્મને વિધિથી ગ્રહણ કરવાની શી જરૂર છે ? એ શકાના ઉત્તરમા કહે છે—

**મૂલાર્થ—ધર્મનુ ગ્રહણ સારી પ્રતિપત્તિવાળુ હોવાથી નિર્મળ ભાવનુ કારણ છે. ૫**

ટીકાર્થ—જેનુ લક્ષણ પ્રથમ કહેવામા આવેલુ છે, એવુ ધર્મનુ ગ્રહણ સત્પ્રતિપત્તિવાળુ એટલે પોતાની દૃઢ શક્તિનો વિચાર કરવો ઇત્યાદિકવડે શુદ્ધ અગીકારવાળુ છે, કેમકે તે વિમલભાવનુ કારણ છે એટલે પોતાના ફળના ઉત્કૃષ્ટ સાધનના સફળ (સાચા) પરિણામનુ કારણ છે, એટલે જે ધર્મને પોતાની દૃઢ શક્તિ વગેરેનો વિચાર કરી ગ્રહણ કરેલો હોય તો તેનુ ઉત્કૃષ્ટ ફળ મળ્યા વિના રહેતુ નથી એમ ધારીને એ ધર્મને ગ્રહણ કરવાના વિધિને કહેવાનો ઉપક્રમ કરીએ છીએ ૫

તે ધર્મનુ ગ્રહણ શી રીતે થાય ? તે કહે છે—

**મૂલાર્થ—તે ધર્મનુ ગ્રહણ પ્રાયે કરીને જિન પરમાત્માના વચનથી વિધિવડે થાય છે. ૬**

तच्च तत्पुनः सत्प्रतिपत्तिमद्धर्मग्रहणं प्रायो बाहुल्येन मरुदेव्यादौ क्वचिदन्यथापि संभवात् जिनवचनतो वीतरागराद्धांतात् यो विधिर्वक्ष्यमाणः तेन संपद्यत इति । ६ ।

एवं सति यत्संजायते तदाह—

**इति प्रदानफलवत्तेति ॥ ७ ॥**

इत्येवं सत्प्रतिपत्तिमतो विधिना धर्मग्रहणस्य विमलभावनिबंधनतायां सत्यां प्रदानस्य वितरणस्य धर्मगोचरस्य गुरुणा क्रियमाणस्य शिष्याय फलवत्ता शिष्यानुग्रहरूपफलयुक्तत्वमुपपद्यते । अन्यथोपरवसुंधराबीजवपनमिव निष्फलमेव स्यादिति । ७ ।

प्रागविशेषतो धर्मो ग्राह्यतयोक्तः तत्र च प्रायोऽभ्यस्तश्रावकधर्मो यतिधर्मयोग्यो भवतीति गृहस्थधर्मग्रहणविधिमेवादौ बिभणिषुरिदमाह—

---

**ટીકાર્થ**—તે એટલે સત્પ્રતિપત્તિવાળું ધર્મનું ગ્રહણ પ્રાયે કરીને જિનવચનથી એટલે વીતરાગના સિદ્ધાંતથી જે વિધિ આગળ કહેવામાં આવશે, તે વિધિથી સંપાદન થાય છે. અહીં 'પ્રાયે કરીને' એ શબ્દના ગ્રહણથી મરૂદેવી[1] માતા વગેરેની જેમ કોઇવાર જુદી રીતે પણ ધર્મનું ગ્રહણ થવાનો સંભવ છે એમ જણાવ્યું છે. ૬

એ પ્રકારે કરવાથી જે થાય છે તે કહે છે—

**મૂલાર્થ—એ પ્રકારે ધર્મનું દાન સફળ થાય છે. ૭**

**ટીકાર્થ**—એ પ્રકારે એટલે સત્પ્રતિપત્તિવાળા ધર્મનું વિધિવડે ગ્રહણ કરતાં તેથી વિમલ ભાવનું કારણ હોવાથી ગુરૂએ શિષ્યને કરેલ ધર્મ સંબંધી દાનની ફલવત્તા એટલે શિષ્યના અનુગ્રહરૂપ ( ઉપકાર કરવારૂપ ) ફળથી યુક્તપણું ઘટે છે. અર્થાત્ વિધિ સહિત શિષ્યને ધર્મ સમજાવી.તેનો ઉપકાર કરવો એજ ધર્મનું ફળ છે. જો અન્યથા—બીજી રીતે વિધિ રહિત અયોગ્યને ધર્મ આપે તો ખારી જમીનમાં વાવેલા બીજની જેમ તે નિષ્ફળજ થાય છે. ૭

પ્રથમ અવિશેષપણે ધર્મને ગ્રહણ કરવા યોગ્ય કહેલો છે, તેમાં પ્રાયે કરીને જેણે શ્રાવકધર્મ ( ગૃહસ્થધર્મ )નો અભ્યાસ કર્યો હોય, ( શ્રાવકનો ધર્મ જેણે પાળ્યો હોય ) તેવો પુરૂષ યતિધર્મને માટે યોગ્ય થાય છે, તેથી પ્રથમ ગૃહસ્થધર્મને ગ્રહણ કરવાનો વિધિ જણાવવાની ઇચ્છાએ કહે છે—

---

૧ ઋષભદેવની માતા મરૂદેવી માતાને ધર્મ ગ્રહણ કર્યા વિના પણ વિમલ ભાવ થયો હતો.

**सति सम्यग्दर्शने न्याय्यमणुव्रतादीनां ग्रहण नान्यथेति ॥ ८ ॥**

सति विद्यमाने सम्यग्दर्शने सम्यक्त्वलक्षणे न्याय्य उपपन्न अणुव्रतादीना अणुव्रतगुणव्रतशिक्षाव्रताना ग्रहण अभ्युपगमः न नैव । अन्यथा सम्यग्दर्शने असति निष्फलत्वप्रसगात् । यथोक्त—

" सस्यानीवोषरे क्षेत्रे निक्षिप्तानि कदाचन ।
न व्रतानि प्ररोहंति जीवे मिथ्यात्ववासिते ॥ १ ॥
सयमा नियमाः सर्वे नाश्यतेऽनेन पावनाः ।
क्षयकालानलेनेव पादपाः फलशालिनः ॥ २ ॥

सम्यग्दर्शनमेव यथास्यात्तथाह—

**जिनवचनश्रवणादे. कर्मक्षयोपशमादितः सम्यग्दर्श-**

---

**મૂલાર્થ—સમ્યગ્દર્શન પ્રાપ્ત થતા અણુવ્રત વગેરેનુ ગ્રહણ કરવુ ઘટિત ( ન્યાય ) છે, પણ અન્યથા નહીં. ૮**

ટીકાર્થ—સમ્યગ્દર્શન એટલે સમ્યક્ત્વ પ્રાપ્ત થતા અણુવ્રત વગેરેનુ એટલે પાચ અણુવ્રત, ત્રણ ગુણવ્રત અને ચાર શિક્ષાવ્રતનુ ગ્રહણ કરવુ ઘટિત છે અન્યથા એટલે જો સમ્યગ્દર્શન—સમકિત ન પ્રાપ્ત થયુ હોય તો તે અણુવ્રત વગેરેનુ ગ્રહણ ન કરવુ, કારણકે તેને નિષ્ફળપણાનો પ્રસ ગ આવે અર્થાત્ સમકિત વગર ગ્રહણ કરેલા અણુવ્રતાદિ નિષ્ફળ થાય છે તેને માટે કહેલુ છે કે—

" જેમ ખારી જમીનના ક્ષેત્રમા નાખેલા બીજ કદિ પણ ઉગતા નથી, તેમ મિથ્યાત્વથી વાસિત થયેલા જીવની અ દર આરોપિત કરેલા વ્રતો ઉગતા નથી—ઉદય થતા નથી એટલે કર્મ ક્ષય કરવાનુ નિમિત્ત થતા નથી ૧

પ્રલયકાળના અગ્નિવડે જેમ ફળવાળા વૃક્ષો નાશ પામે છે, તેમ એ મિથ્યાત્વવડે પવિત્ર એવા સર્વ સ યમો અને નિયમો નાશ પામે છે ૨-૮

જેવી રીતે સમ્યગ્દર્શન થાય, તેવી રીતે કહે છે—

**મૂલાર્થ—જિનવચનના શ્રવણાદિકથી અને કર્મના ક્ષયોપશ-**

नमिति ॥ ९ ॥

जिनवचनश्रवणं प्रतीतिरूपमेव आदिशब्दात्तथाभव्यत्वपरिपाकापादित-जीववीर्यविशेषलक्षणो निसर्गो गृह्यते । ततो जिनवचनश्रवणादेः सकाशात् यः कर्मक्षयोपशमादिः कर्मणः ज्ञानावरणदर्शनावरणमिथ्यात्वमोहादेः क्षयोपशमोपशमक्षयलक्षणो गुणः तस्मात् सम्यग्दर्शनं तत्त्वश्रद्धानलक्षणं विपर्ययव्यावृत्तिकारि असदभिनिवेशशून्यं शुद्धवस्तुप्रज्ञापनानुगतं निवृत्ततीव्रसंक्लेशं उत्कृष्टबंधाभावकृत् शुभात्मपरिणामरूपं समुज्जृंभते । कर्मक्षयादिरूपं चेत्थमत्रसेयं—

" खीणो निव्वायहुआसणो व्व,
छारपिहिय व्व उवसंता ।
दरविज्झायविहाडिय,
जलणोवम्मा खओवसमा ॥ १ ॥

विध्यातेति इति इतस्ततो विप्रकीर्ण इति । ९ ।

---

म वगेरेथी सम्यग्दर्शन थाय छे. ९

टीकार्थ—जिनवचननुं श्रवण प्रतीतिरूपज छे, एटले जिनवचनने श्रद्धाथी सांभळवुं. आदि शब्दथी ते प्रकारना भव्यपणाना परिपाकादिकथी उत्पन्न थयेल जीवनुं एक जातनुं वीर्य—शक्ति तेरूप स्वभावनु ग्रहण करवुं, ते जिनवचनना श्रवण वगेरे करवाथी कर्म एटले ज्ञानावरणीय, दर्शनावरणीय,अने मिथ्यात्व मोहादि कर्मनो क्षयोपशम, उपशम अने क्षयरूप जे गुण तेनाथी सम्यग्दर्शन उदय पामे छे. जे सम्यग्दर्शन छे ते तत्त्व उपर श्रद्धा राखवारूप विपर्यास—विपरीतपणाने नाश करनार, खोटा कदाग्रहथी रहित, शुद्ध वस्तुने जणावनार, तीव्र क्लेशथी वर्जित, उत्कृष्ट एवा बंधना अभावने करनारूं अने आत्माना शुभ परिणामरूप छे. ( अहीं निसर्ग अने अधिगम बंने भेद बताव्या छे. ) कर्मना क्षय वगेरेनुं स्वरूप शास्त्रमां आ प्रमाणे कहेलुं छे—

" क्षायिकभाव बुझाइ गयेला अग्निना जेवो छे, उपशम भाव राखोडीथी ढंकाई गयेला अग्निना जेवो छे, अने क्षयोपशम भाव ते थोडा बुझाएला अने थोडा आम तेम वेराइ गयेला अग्निना जेवो छे. १–९

कीदृशमित्याह—

**प्रशमसंवेगनिर्वेदानुकम्पास्तिक्याभिव्यक्तिलक्षणं तदिति ॥ १० ॥**

प्रशमः स्वभावत एव क्रोधादिक्रूरकषायविषविकारकटुफलावलोकनेन वा तन्निरोधः । संवेगो निर्वाणाभिलाषः । निर्वेदो भवादुद्वेजनं । अनुकम्पा दुःखितसत्त्वविषया कृपा । आस्तिक्यं तदेव सत्यं निःशङ्कं यज्जिनैः प्रवेदितमिति प्रतिपत्तिलक्षणं ततः प्रशमसंवेगनिर्वेदानुकम्पास्तिक्यानामभिव्यक्तिरुन्मीलनं लक्षणं स्वरूपसत्ताख्यापकं यस्य तत्तथा तदिति सम्यग्दर्शनम् । १० ।

एवं सम्यग्दर्शनशुद्धौ यद् गुरुणा विधेयं तदाह—

**उत्तमधर्मप्रतिपत्त्यसहिष्णोस्तत्कथनपूर्वमुपस्थितस्य**

---

તે સમ્યગ્દર્શન કેવું છે? તે કહે છે—

**મૂલાર્થ**—પ્રશમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા અને આસ્તિક્ય તેણે કરીને પ્રગટ થવારૂપ છે લક્ષણ જેનું તે સમ્યગ્દર્શન છે. ૧૦

**ટીકાર્થ**—સ્વભાવથીજ ક્રોધાદિ ક્રૂર કષાયરૂપ જે વિષ તેના વિકારના કડુ ફળને જોવાથી તે ક્રોધાદિકનો નિરોધ કરવો તે **પ્રશમ** કહેવાય છે નિર્વાણ—મોક્ષની અભિલાષા તે **સંવેગ** કહેવાય છે આ સંસારથી ઉદ્વેગ પામવો એ **નિર્વેદ** કહેવાય છે દુઃખી પ્રાણી ઉપર દ્રવ્યથી તેમજ ભાવથી દયા કરવી તે **અનુકંપા** કહેવાય છે, અને જે જિનભગવાને કહ્યું તેજ સત્ય છે, એ નિઃશંક સત્ય છે એમ અંગીકાર કરવું, તે **આસ્તિક્ય** કહેવાય છે તે પ્રશમ, સંવેગ, નિર્વેદ, અનુકંપા અને આસ્તિક્યની સ્પષ્ટતારૂપ લક્ષણ એટલે સ્વરૂપની સત્તાને જણાવવારૂપ લક્ષણ છે જેનું તે **સમ્યગ્દર્શન** કહેવાય છે ૧૦

એવી રીતે સમ્યગ્દર્શનની શુદ્ધિ થયા પછી ગુરૂએ જે કરવા યોગ્ય હોય તે કહે છે—

**મૂલાર્થ**—ઉત્તમધર્મ—યતિધર્મને ગ્રહણ કરવાને અસમર્થ અને પોતાની પાસે આવેલા એવા પુરૂષને તે અણુવ્રતના સ્વરૂપને

**विधिनाणुव्रतादिदानमिति ॥ ११ ॥**

इह भव्यस्य भवभीरोर्धर्मग्रहणोद्यममवलंबमानस्य गुरुणा प्रथमं क्षमामार्दवादिर्यतिधर्मः सप्रपंचमुपवर्ण्य प्रदातुमुपस्थापनीयः तस्यैव सर्वकर्मरोगविरेचकत्वात्। यदा चासावद्यापि विषयसुखपिपासादिभिरुत्तमस्य क्षमामार्दवादेर्यतिधर्मस्य प्रतिपत्तिः अभ्युपगमः तस्यामसहिष्णुः अक्षमः तदा तस्य तत्कथनपूर्वं स्वरूपभेदादिभिस्तेषामणुव्रतादीनां कथनं प्रकाशनं पूर्वं प्रथमं यत्र तत्तथा क्रियाविशेषणमेतत्। उपस्थितस्य गृहीतुमभ्युद्यतस्य किमित्याह। विधिना वक्ष्यमाणेनाणुव्रतादिदानं कर्त्तव्यमिति। ११।

अन्यथा प्रदाने दोषमाह—

**सहिष्णोः प्रयोगेऽतराय इति ॥ १२ ॥**

सहिष्णोः उत्तमधर्मप्रतिपत्तिसमर्थस्य प्रयोगे अणुव्रतादिप्रदानव्यापारणे

---

**સમજાવી વિધિવડે તે અણુવ્રત વગેરેનું દાન[1] કરવું. ૧૧**

**ટીકાર્થ**—અહીં સંસારથી ભય પામેલા અને ધર્મને ગ્રહણ કરવાના ઉદ્યમનું અવલંબન કરતા એવા ભવ્ય પ્રાણીની આગળ પ્રથમ ગુરૂએ ક્ષમા—કોમળતા વગેરે યતિધર્મનું સવિસ્તર વર્ણન કરી બતાવી પછી તેને તે યતિધર્મ આપવાને યોગ્ય કરવો, કારણકે તે યતિધર્મજ સર્વ કર્મરૂપી રોગને નાશ કરનારો છે. જ્યારે એ પ્રાણી હજુ પણ વિષયસુખની તૃષ્ણા વગેરેને લઈને ઉત્તમ એવા તે ક્ષમા, માર્દવતા વગેરે યતિધર્મને અંગીકાર કરવાને જો સમર્થ ન હોય, તો તે પુરૂષને તે અણુવ્રત વગેરેના સ્વરૂપ તથા ભેદાદિકને પ્રકાશ કરવાપૂર્વક ( એ ક્રિયાવિશેષણ છે ) તેને ગ્રહણ કરવાને પાસે આવેલા તે પુરૂષને શું કરવું ? તે કહે છે—તેને વિધિ કે જે આગળ કહેવામાં આવશે, તે વડે તે અણુવ્રત વગેરેનું દાન કરવું. ૧૧

પૂર્વે કહ્યાથી બીજી રીતે આપવાથી દોષ થાય છે, તે કહે છે—

**મૂલાર્થ—સમર્થને અણુવ્રતાદિ આપવાનો પ્રયોગ કરવાથી યતિધર્મમાં અંતરાય કર્યો એમ જાણવું. ૧૨**

**ટીકાર્થ**—સહિષ્ણુ એટલે ઉત્તમ ધર્મ--યતિધર્મને અંગીકાર કરવાને સમર્થ એવા પુરૂષને અણુવ્રતાદિક આપવાનો વ્યાપાર કરવાથી ચારિત્રધર્મને

---

૧ ગ્રહણ કરાવવું.

अंतरायः चारित्रप्रतिपत्तेः कृतो गुरुणा भवति । स च भवांतरे आत्मनश्चारित्रदुर्लभत्वनिमित्तमिति ॥ १२ ॥

अत्रैवोपचयमाह—

अनुमतिश्चेतरत्रेति ॥ १३ ॥

अनुमतिः अनुज्ञादोषः चकारो दूषणांतरसमुच्चये । इतरत्र अणुव्रतादिप्रतिपत्तौ प्रत्याख्यातसावद्यांशात् योऽन्यः अप्रत्याख्यातःसावद्यांशः तत्रापद्यते । तथा च यावज्जीवं सर्वथा सावद्यपरिहारप्रतिज्ञाया मनाग् मालिन्यं स्यादिति तत्कथनपूर्वकमित्युक्तम् ॥ १३ ॥

---

અંગીકાર કરવાનો અંતરાય ગુરૂએ કરેલો થાય છે તે અંતરાય આવતા ભવને વિષે તે અંતરાયના કરનારને ચારિત્રના દુર્લભપણાનું નિમિત્ત થાય છે અર્થાત્ જે જેને યોગ્ય હોય, તે તેને આપવું, એટલે જે મુનિધર્મને યોગ્ય હોય તેને મુનિધર્મ, અને શ્રાવકધર્મને યોગ્ય હોય તેને શ્રાવકધર્મ આપવો પણ તેમા ફેરફાર કરવાથી અંતરાય કર્મ બંધાય છે ૧૨

અહીં તે ઉપર કહેલ બાબતને વિશેષપણે કહે છે

મૂલાર્થ—શ્રાવક ધર્મને વિષે રહેલા સાવદ્ય અંશની અનુમોદના કરવાનો દોષ આવે. ૧૩

અનુમતિ એટલે અનુજ્ઞા દોષ મૂળમા ચ શબ્દ મુકયો છે, તે બીજા દૂષણના સમુચ્ચય અર્થમા છે ઇતર એટલે સાધુના વ્રતથી જુદા શ્રાવકના અણુવ્રત વિગેરે અંગીકાર કરવાથી અનુમોદના દોષ આવે છે જેમ કે, પચ્ચખાણ કરેલો એવો જે સાવદ્યનો અંશ, એટલે દેશથી સાવદ્યનો પરિહાર કર્યો છે અને તે વિના નહીં પચ્ચખાણ કરેલો એવો જે સાવદ્યનો અંશ, એટલે દેશ થકી સાવદ્યનો ત્યાગ ન કરેલો તેને વિષે, અનુમોદનારૂપ દોષ ઉત્પન્ન થાય છે વળી શ્રાવકને વ્રત ઉચરાવનાર મુનિને યાવજ્જીવિત (જાવજ્જીવ સુધી) સર્વ પ્રકારે સાવદ્ય વ્યાપારની પ્રતિજ્ઞા—નિયમનું જરાક મલિનપણું થાય છે એ કારણથીજ તત્કથન પૂર્વક કહ્યું એમ કહેવામા આવ્યુ છે એટલે મુનિનો ધર્મ પ્રથમ કહેતા તે અંગીકાર કરવાને તે સમર્થ ન હોય તો તેને શ્રાવક ધર્મનું સ્વરૂપ સમજાવી પછી શ્રાવકના વ્રત આપવા ૧૩

अथैतद्व्यतिरेके दोषमाह—

अकथन उभयाफल आज्ञाभंग इति ॥ १४ ॥

यदि उत्तमधर्मप्रतिपत्त्यसहिष्णोः अणुव्रतादिलक्षणं धर्मं न कथयति गुरुः तदा अकथने उभयं यतिश्राद्धधर्मलक्षणं न फलं यस्यासौ उभयाफलः आज्ञा भंगः भगवच्छासनविनाशनमत्यंतदुरंतं जायत इति ।

भगवदाज्ञा चेयं—

"श्रममविचिंत्यात्मगतं, तस्माच्छ्रेयः सदोपदेष्टव्यम् ।
आत्मानं च परं च हि, हितोपदेष्टानुगृह्णाति ॥ १ ॥ इति । १४

ननु सर्वसावद्ययोगप्रत्याख्यानाक्षमस्याणुव्रतादिप्रतिपत्तौ सावद्यांशप्रत्या-

---

ઉપર કહેલાથી જુદી રીતે કહેવામાં દોષ આવે છે, તે કહે છે.

મૂલાર્થ—ન કહેવાથી બંને ધર્મના ફળથી રહિત એવો આજ્ઞાનો ભંગ થાય છે. ૧૪

જો ગુરૂ ઉત્તમ ધર્મ—ચારિત્ર ધર્મને અંગીકાર કરવાને અસમર્થ એવા પુરૂષને અણુવ્રત વગેરે લક્ષણવાળા ધર્મને કહેતા નથી, ત્યારે તે શ્રાવકધર્મને ન કહેવાથી ઉભય એટલે યતિધર્મ તથા શ્રાવકધર્મરૂપ જેનું ફળ નથી એવો આજ્ઞાભંગ એટલે દુષ્ટ અંતવાળો ભગવાનના શાસનનો નાશરૂપ આજ્ઞાભંગ દોષ થાય.

તે ભગવાનની આજ્ઞા આ પ્રમાણે છે—

"ઉપદેષ્ટા ગુરૂએ પોતાને ઉપદેશ કરતાં શ્રમ પડશે એવો વિચાર કર્યા વગર સદા કલ્યાણનો ઉપદેશ કરવો. હિતનો ઉપદેશ કરનાર ગુરૂ પોતાનો અને બીજાનો અનુગ્રહ કરે છે." ૧ ૧૪

અહિં કોઈ શંકા કરે કે, સર્વ સાવદ્ય યોગ એટલે પાપસહિત વ્યાપારનો ત્યાગ કરવાને અસમર્થ એવા પુરૂષને અણુવ્રતાદિ અંગીકાર કરાવતાં એટલે દેશથી સાવદ્ય વ્યાપારનો ત્યાગ કરાવતાં બીજો સાવદ્યના અંશરહેતા એ-

ख्यानप्रदाने कथमितरजातो नानुमतिदोषप्रसगो गुरोः इत्याशंक्याह—

**भगवद्वचनप्रामाण्यादुपस्थितदाने दोषाभाव इति ॥ १५ ॥**

उपासकदशादौ हि भगवता स्वयमेवानंदादिश्रमणोपासकानामणुव्रतादिप्रदानमनुष्ठितमिति श्रूयते नच भगवतोऽपि तत्रानुमतिप्रसंग इति ज्ञेय भगवदनुष्ठानस्य सर्वांगसुंदरत्वेनैकांततो दोषविकलत्वादृइति भगवतो वचनस्य प्रामाण्यादुपस्थितस्य गुर्हीनुमुद्यतस्य व्रतोरणुव्रतादिप्रदाने साक्षिमात्रभावमवलम्बमानस्य सावद्यांशानिरोधेऽपि नानुमतिप्रसगो गुरोः प्रागेव तस्य स्वयमेव तत्र प्रवृत्तत्वादिति ।१५

कुत एतदिति चेदुच्यते—

**गृहपतिपुत्रमोक्षज्ञातादिति ॥ १६ ॥**

---

ટલે દેશથી પાપનો વ્યાપાર રહેતા તેને વિષે ગુરૂને અનુમોદનારૂપ દોષનો પ્રસંગ કેમ ન આવે ? આ શંકાનો ઉત્તર આપે છે

**મૂલાર્થ—ભગવાન્‌ના વચનના પ્રમાણથી અણુવ્રત લેવા પ્રાપ્ત થયેલા પ્રાણીને તે અણુવ્રત આપવાથી દોષ લાગતો નથી. ૧૫**

ટીકાર્થ—ઉપાસક દશા વગેરે સૂત્રોને વિષે આનંદ પ્રમુખ શ્રાવકોને ભગવાને પોતેજ અણુવ્રતાદિ આપેલ છે, એમ સાભળવામા આવ્યું છે કદિ અહિ એમ કહેવામા આવે કે, તેમા ભગવાનને પણ અનુમોદના દોષનો પ્રસંગ આવે પણ એમ જાણવું નહીં કારણકે, ભગવાનનું આચરણ સર્વ અંગે સુંદર હોવાથી એકાંતે દોષથી રહિત છે વળી ભગવાનના વચનની પ્રમાણિકતાથી અણુવ્રત લેવા ઉજમાળ થયેલા પ્રાણીને અણુવ્રતાદિ આપવામા માત્ર સાક્ષીપણાને આલંબન કરતા એવા ગુરૂને સાવદ્યનો અંશ ન રોકવાથી પણ અનુમોદનાનો પ્રસંગ નહીં આવે કારણકે, પ્રથમથીજ વ્રતને ગ્રહણ કરનાર પુરૂષને પોતાની મેળેજ તે દેશ સાવદ્યને વિષે પ્રવર્ત્તવાપણું છે ૧૫

અણુવ્રત આપ્યા છતા પણ દેશથી સાવદ્યના અંશનું અનુમોદન ગુરૂને નથી આવતું, એ તમે શા ઉપરથી કહો છો ? તેનો ઉત્તર આપે છે—

**મૂલાર્થ—ગૃહપતિના પુત્રને મુકાવવાના દૃષ્ટાંત ઉપરથી તે જાણી લેવું. ૧૬**

गृहपतेः वक्ष्यमाणकथानकाभिधास्यमाननामधेयस्य श्रेष्ठिनः राजग्रहाद्यः पुत्राणां मोक्षो विमोचनं तदेव ज्ञातं दृष्टांतः तस्मात्। भावार्थश्च कथानकगम्यः तच्चेदं

कथा

समस्ति सकलसुरसुंदरीमनोहरविलासोपहासप्रदानप्रवणसीमंतिनीजनकटाक्षच्छटाक्षेपोपलक्ष्यमाणनिखिलरामणीयकप्रदेशो देशो मगधाभिधानः तत्र च तुषारगिरिशिखरधवलप्रासादमालाविमलकूटकोटिभिरकालेऽपि शरदभ्रलीलां कुर्वाणमिव बभूव वसंतपुरं नाम नगरं तस्य च पालयिता सेवावसररभसप्रणतनिखिलभूपालविमलमौलिमुकुटकोटीविलग्नमाणिक्यमयूखव्राताभिरंजितक्रमकमलयुगः चंडदोर्दंडव्यापारितमंडलाग्रखंडितारातिमत्तमातंगकुंभस्थलगलितमुक्ताफलप्रकरप्रसाधिताशेषसंग्राममहीमंडलः समजायत जितशत्रुनामा नृपतिः।

तस्य च सकलजननयनमनोहारिणी पूर्वभवपरंपरोपार्जितपुण्यप्राग्भारनि-

---

**ટીકાર્થ**—હવે કહેવામાં આવશે એવા કથાનકમાં ગૃહપતિ એવા નામના ગૃહસ્થના પુત્રોને રાજાના આગ્રહથી જે મુકાવવા, એ દૃષ્ટાંતથી તે જાણી લેવું. તેનો ભાવાર્થ કથા ઉપરથી સમજાય તેવો છે. તે કથા આ પ્રમાણે છે—

કથા.

સર્વ દેવીઓના મનોહર વિલાસનું હાસ્ય કરવામાં તત્પર એવી સ્ત્રીઓના કટાક્ષોના ફેંકવાથી જેની સર્વ રમણીયતાનો પ્રદેશ ઓળખાય છે, એવો **મગધ** નામે દેશ છે. તેની અંદર હિમાલય પર્વતના શિખરના જેવા ધોળા મેહેલોની શ્રેણીઓના શિખરના અગ્ર ભાગથી અકાલે પણ શરદૃતુના વાદળાનો દેખાવ આપતું **વસંતપુર** નામે નગર હતું. તે નગરનો પાલનાર **જિતશત્રુ** નામે રાજાહતો. સેવાને વખતે વેગ સહિત નમતા એવા સર્વ રાજાઓના નિર્મળ મસ્તકના મુગટોના અગ્ર ભાગમાં રહેલ માણેકના કિરણોના સમૂહથી તે રાજાના બંને ચરણકમલ રંગાએલાં હતાં. પ્રચંડ ભુજાથી વાપરેલ ઉંચી જાતની તરવારોથી ઘાયલ કરેલા શત્રુઓના ઉન્મત્ત હાથિઓના કુંભસ્થલમાંથી પડતા મુક્તા ફળ ( મોતી )ના સમૂહથી તેણે સંગ્રામની ભૂમિના બધાં મંડળને શણગાર્યાં હતાં. તે રાજા જિતશત્રુને **ધારિણી** નામે પ્રિયા હતી. તેણી સર્વ લોકોના નેત્ર તથા મનને હરણ કરનારી હતી. પૂર્વ ભવની પરંપરાથી ઉપા-

र्मोपितफलसंबंधानुकारिणी त्रिदशवधूविलासावलेपापहारिणी बभूव प्रेयसी धारिणी ।

तया च सार्द्धमसौ महीपतिः प्रणताशेषक्षितिपतिः दूरतो निराकृतनिकृतिर्मनोहरपंचप्रकारभोगान् भुजानो महान्तमनेहासमनैषीत् ।

इतश्च तत्रैव पुरे प्रचुरतरद्विपदचतुष्पदापदहिरण्यसुवर्णधनधान्यशंखशिलामुक्ताप्रवालपद्मरागवैडूर्यचन्द्रकान्तेन्द्रनीलमहानीलराजपट्टप्रभृतिप्रवरपदार्थसार्थपरिपूर्णसमृद्धिसमुपहसितश्रीकान्तसखदर्पोद्रेको दीनानाथान्धपङ्गुप्रमुखप्राणिप्रणाशिताशेषशोकः समजनि समुद्रदत्ताभिधानो निखिलवणिग्वर्गप्रधानो गुणगणगरिष्ठः श्रेष्ठी ।

---

र्जन करेला पुण्यना सबधवडे निर्माण थयेल फळना सबधने ते अनुसरनारी हती अने ते देवताओनी स्त्रीओना गर्वने हरनारी हती

સર્વે રાજાઓ જેને નમેલા છે અને દૂરથી જેણે દૂષણોને નાશ કરેલા છે એવો તે જિતશત્રુ રાજા તે રાણીની સાથે પાચ પ્રકારના ભોગ ભોગવતો ઘણોકાળ નિર્ગમન કરતો હતો

એ અરસામા તેજ નગરમા **સમુદ્રદત્ત** નામે એક શેઠ રહેતો હતો ઘણા સેવકો, પશુઓ, વાહનો, આભૂષણો, સુવર્ણ, ધન, ધાન્ય, શખ, શિલા, મોતી, પરવાળા, પદ્મરાગ (પોખરાજ) વૈડુર્ય, ચદ્રકાત, ઇદ્રનીલ, મહાનીલ, રાજપટ્ટ વગેરે ઉત્તમ પ્રકારના પદાર્થોના સમુદાયથી પરિપૂર્ણ એવી સમૃદ્ધિવડે તે કુબેરના અતિશય ગર્વને પણ હસી કાઢતો હતો દીન, અનાથ, અધ અને પાગળા વિગેરે અપગ પ્રાણીઓના શોકનો તેણે નાશ કર્યો હતો તે સર્વે વ્યાપારી વર્ગમા પ્રધાન હતો અને ગુણોના ગણથી મહાન હતો તે શેઠને લાવણ્યના ગુણોનુ જાણે આશ્રય હોય સર્વ શ્રેય વસ્તુઓનુ ઉદાહરણ હોય, પુણ્યરત્નોનો મોટા ભડાર હોય, પોતાની કુળ સતતિનુ આભૂષણ હોય અને કોમલતારૂપી વનની લતાનુ વૃક્ષ હોય તેવી **સુમગલા** નામે સધર્મચારિણી સ્ત્રી હતી તે સ્ત્રીને વિષે જેને ગાઢ અનુરાગ બધાએલો છે એવો તે શેઠ જીવલોકમા ઉત્પન્ન થયેલા મોટા વિષય સુખના સમુદ્રમા મગ્ન થઇ ઘણોકાળ નિર્ગમન કરતો હતો

तस्य चाश्रय इव लावण्यगुणानां, उदाहरणमिव सर्वश्रेयोवस्तूनां, महानिधानमिव पुण्यरत्नानां, भूषणमिव स्वकुलसंततेः, पादप इव सौकुमार्यवनलतायाः, समजनवसुमंगलाभिधाना सधर्मचारिणी। तस्यामसौ निविडबद्धानुरागो जीवलोकोद्भवभाव्यवैषयिकशर्मसागरोदरमध्यमग्नोऽनल्पं कालमतिवाहयांचकार। प्रस्तावे च समजनिषत तयोर्विशदसमाचारसमाचरणपवित्राः पुत्राः क्रमेण प्रियंकर–क्षेमंकर–धनदेव–सोमदेव–पूर्णभद्र–माणिभद्रनामानः षट्। ते च निसर्गत एव गुरुजनविनयपरायणाः परमकल्याणप्रदानप्रवणपरिशुद्धत्रिवर्गबद्धानुरागाः अनुरागभरसमाकृष्यमाणकीर्त्तिकामिनीवाढोपगूढाः सकलसज्जनमनःसंतोषकातुच्छसमुच्छलदयादाक्षिण्यप्रायप्राज्यगुणालंकृतशरीराः शरीरसौंदर्योत्कर्षतिरस्कृतमकरकेतनलावण्यदर्पातिरेकाः वणिज्जनोचितव्यवहारसारतया पितरमतिदूरमतिक्रांतकुटुंबचिंताभारमकार्षुः। अन्यदा धारिणी देवी अंतःपुरांतः नरपतौ पटुपटहप्रवादनप्रवृत्ते अनेककरणभंगसुंदरं राजहृदयानंदातिरेकदायकं नृत्यविधिं व्यधात्। ततः संतोषभरतरलितमनाः महीपतिः प्रियायै वरं प्रायच्छत्। सा चोवाच अद्यापि तवान्तिक एव वरस्तिष्ठतु प्रस्तावे याचिष्यत इति। एवं च गच्छति

---

સમય પ્રાપ્ત થતાં તે સમુદ્રદત્ત અને સુમંગલા ને તેમના ઉજ્વળ આચારને આચરવાથી પવિત્ર એવા **પ્રિયંકર, ક્ષેમંકર, ધનદેવ, સોમદેવ, પૂર્ણભદ્ર** અને **માણિભદ્ર**—એવા નામના ૭ પુત્રો અનુક્રમે ઉત્પન્ન થયા. તેઓ સ્વભાવેજ ગુરૂ જનનો વિનય કરવામાં તત્પર હતા. પરમ કલ્યાણને આપવામાં ઉદાર એવા શુદ્ધ ત્રિવર્ગ—ધર્મ, અર્થ અને કામને વિષે તેની પ્રીતિ બંધાણી હતી. પ્રેમનો સમૂહથી ખેંચાએલી કીર્ત્તિરૂપી કામિનીએ તેમને ગાઢ આલિંગન કરેલું હતું. સર્વ સજ્જનોના મનને સંતોષ આપનારી અને મોટી એવી દયા તથા દાક્ષિણ્યતા વગેરે ઉત્તમ ગુણોથી તેમના શરીર અલંકૃત હતાં. પોતાના શરીરના સૌંદર્યના ઉત્કર્ષથી તેમણે કામદેવના લાવણ્યના અધિક ગર્વનો તિરસ્કાર કર્યો હતો. એવા તે ૭ પુત્રોએ વણિક જનને યોગ્ય એવા શ્રેષ્ઠ વ્યવહારને લઇને પોતાના પિતાને કુટુંબની ચિંતાના બોજાથી અતિશય મુક્ત કર્યો હતો,

એક વખત અંતઃપુરની અંદર રાજા સુંદર વાદ્ય વગાડવામાં પ્રવર્ત્તેલો તે વખતે ધારિણી દેવીએ અનેક અવયવોના હાવભાવથી સુંદર અને રાજાના

काले समायया अन्यदा। कामुकलोकविलासोल्लाससाहाय्यकारी कौमुदीदिवसः विज्ञप्तश्च देव्या वसुधराधिपतिः देव क्रियतां वरेण प्रसादः यथाद्य कर्पूरपूरप्रतिम शशधरकरनिकरपरिपूरितनिखिलाशाया निशायामिमां नगरीं गरीयसा स्वपरिवारेण शेषांतःपुरेण च परिकरिता सती त्रिकचतुष्कादिरमणीयप्रदेशसौंदर्यावलोकनकुतूहलेनास्खलितप्रसरा परिभ्रमामीति। तदन्वेव राजा सर्वत्र नगरे पटहप्रदानपूर्वकं सकलपुरुषव्यक्तीनां रजनीनगरनिर्वासनामुद्घोषयामास। ततः प्रातःक्षणादारभ्य यथासंवाहं सर्वेष्वपि पुरुषेषु नगराद्बहिर्गंतुं प्रवृत्तेषु समुचितसमये स्वयमेव महीपतिर्मंत्रिप्रमुखनगरप्रधाननरपरिकरपरिकरितो नगराद्बहिरीशानदिग्भागवर्त्तिनि मनोरमोद्याने जगाम। ते च षमपि श्रेष्ठिसूनवो लेख्यककरणव्यग्रा

---

હૃદયને અતિશય આનંદ આપનારૂ નૃત્ય કર્યું, તેથી રાજાનુ મન અતિશય સંતોષથી ચપળ થઇ ગયુ, તેણે પોતાની પ્રિયાને વરદાન માગવાને કહ્યુ રાણી બોલી—" સ્વામી, અત્યારે તો એ વરદાન તમારી પાસેજ રહો હુ અવસરે માગી લઇશ "

એવી રીતે કેટલોક કાળ નિર્ગમન થયા પછી એક દિવસે કામી લોકોના વિલાસોના ઉલ્લાસને સહાય કરનાર કૌમુદી ( શરદ ઋતુનો ) મહોત્સવ આવ્યો તે વખતે રાણીએ રાજાને વિનતિ કરી કે, દેવ, પ્રથમ પ્રતિજ્ઞા કરેલા વરદાનને આપી મારી ઉપર પ્રસાદ કરો આજે કપૂરના પુંજ જેવા ચંદ્રના કિરણોના સમૂહથી જેમા બધી દિશાઓ પૂરાએલી છે, એવી આ રાત્રિને વિષે મારા પોતાના મોટા પરિવારથી અને અવશેષ અંતપુરથી પરિવારિત થઇ ત્રણ રસ્તાવાળા ત્રિક અને ચોક વગેરે રમણીય પ્રદેશના સૌંદર્યને જોવાના કૌતુકથી અસ્ખલિત વેગવાળી હુ બધે ભ્રમ્યા કરૂ

તે પછી રાજાએ નગરમા પડો વગડાવી સર્વ પુરૂષ જાતિઓને રાત્રે નગરની બાહેર નીકળી જવાની ઉદ્ઘોષણા કરાવી તે પછી પ્રાતઃકાળથી માંડીને જેને જેમ ઘટે તેમ સર્વ પુરૂષો નગરની બાહેર નીકળવાને પ્રવર્ત્યા જ્યારે યોગ્ય સમય થયો એટલે રાજા મંત્રિ વગેરે સેહેરના મુખ્ય માણસોના પરિવારથી પરિવૃત થઇ નગરની બાહેર ઇશાન દિશામા આવેલા એક મનોરમ ઉદ્યાનમા ગયો

एते व्रजाम एते व्रजाम इति निविडव्यवहारासंचयेऽपि संध्यासमयं यावदापण एव तस्थुः । इतश्चास्ताचलचूडामलंचकार सहस्रकरः । ते च त्वरापरिगता यावदायांति गोपुरसमीपे तावत्तज्जीविताशयेव सहोभयकपाटपुटसंघटनेन निरुद्धानि प्रतोलीद्वाराणि । तदनु चकितचकिताः केनाप्यलक्ष्यमाणास्ते प्रत्यावृत्य हृद्यांतर्गतगुप्तभूमिगृहैकदेशे निलिलियिरे । धारिण्यपि राज्ञी कृतोदारशृंगारांतःपुरेण सह निर्गतनरे नगरे यथाभिप्रायमभिरेमे । संजाते च प्रातः समये समुन्थिते कमलखंडप्रबोधप्रदानप्रवणे किंशुककुसुमसमच्छायातुच्छोच्छलद्रागरंजितदिग्मंडले जगदेकनेत्रे मित्रे नगराभ्यंतरमप्रविष्टेष्वेव पुरुषेषु । महीपालो नगरारक्षकानादिदेश । यथा निभालयत नगरं मा कश्चिदस्मदाज्ञाभंगकारी मानवः समजनीति । सम्यग्गवेषयद्भिश्च तैः कृतांतदूतैरिव प्रापिरे श्रेष्ठिनंदनाः निवेदिताश्च तत्समयमेव

---

તે છએ પણ શેઠના પુત્રો લેખા કરવામાં વ્યગ્ર હતા, તેથી ‘ આપણે હમણાં જઈએ, ’ ‘ આપણે હમણાં જઈએ ’ એમ કરતાં સંધ્યાકાળ સુધી પોતાની દુકાનમાં રહ્યા હતા.

આ તરફ સૂર્ય અસ્તાચળ પર્વતના શિખરને શોભાવ્યું એટલે સૂર્ય અસ્ત થઈ ગયો. પછી તેઓ ઉતાવળા જેવામાં નગરના દરવાજાની પાસે આવ્યા, તેવામાં તેમના જીવવાની આશાની સાથેજ હોય તેમ બંને કમાડના સંઘટનથી તે દોઢીના દ્વાર અટકાઇ ગયાં, એટલે દરવાજાના કમાડ બંધ થયાં અને તેમના જીવવાની આશા પણ બંધ થઇ. તે પછી તેઓ અતિશય ભય પામી, કોઈ ન ઓળખી શકે તેવી રીતે પાછા ફરીને સુંદર અંદર રહેલા ગુપ્ત ભૂમિના એક ભાગમાં સંતાઈ ગયા. રાણી ધારિણી પણ જેણે શ્રેષ્ઠ શ્રૃંગાર ધારણ કરેલો છે એવા અંતઃપુરની સાથે જેમાંથી પુરૂષો નીકળી ગયેલા છે, એવા નગરમાં પોતાની ઇચ્છા પ્રમાણે રમવા લાગી, જ્યારે પ્રાતઃકાળ થયો, કમળના ખંડને વિકાશ આપવામાં પ્રવીણ અને કેશુંડાના પુષ્પના જેવી કાંતિવાળા મોટા ઉછળતા રંગથી દિશાઓના મંડળને રંગનાર જગત્‌ના એક નેત્રરૂપ સૂર્ય ઉદય પામતાં. હજુ પુરૂષો તો નગરની અંદર પેઠાજ નથી. તે વખતે રાજાએ નગરના રક્ષકોને આજ્ઞા કરી કે, તમે નગરમાં તપાસ કરો. “કોઈ મારી આજ્ઞાને ભંગ કરનારો મનુષ્ય થયો છે કે નહીં ?” પછી તેઓ નગરમાં તપાસ કરવા લાગ્યા, તેવામાં જાણે યમરાજાના દૂતો હોય, તેવા તેઓએ પેલા શેઠના છ પુત્રોને પકડ્યા અને તેજ વખતે તેમણે રાજાને તેમની વાત નિવે-

राज्ञः । ततोऽसौ कुपितकृतान्तवत्त्रीषणभ्रुकुटिभंगसंगिललाटपट्टमाधाय तच्छ्रेष्ठिपुत्रवधाय तान् व्यापारयाचकार । अत्रान्तरे समाकर्ण्याकाण्डे एव मुद्गराघातपातसदृशमेनं वृत्तान्तं श्रेष्ठी शान्त इव भ्रान्त इव पीडित इव करिमकरनिकरकरास्फालनसमुच्छलद्बहलकल्लोलाकुलितमहाजलनिधिमध्यसञ्छिन्नयानपात्रान्तर्लीयमानमानव इव किंकर्त्तव्यतामूढः क्षणं कामप्यवस्थां दारुणामन्वभूत् । तदनु निराकृत्य कातरनरविलसितं अपास्य स्त्रीजनोचितं शोकावेगं समालम्ब्य धीरनरोचितं धैर्यं अवगणय्य दीनभावं नगरप्रधानलोकसहायः प्रवररत्नभृतपाणिः सहसैव राज्ञो विज्ञापनायोपतस्थौ । विज्ञप्तवांश्च यथा न कुतोऽपि चित्तदोषादमी मत्पुत्रा नगरादनिर्गमभाजो बभूवुः किंतु तथाविधलेख्यकव्यग्रतया निर्गन्तुमपारयतामादित्यास्तसमये समयागमे च प्रचलितानामप्यमीषां प्रतोलीद्वारपिधानवशेन निर्गमो नाभूत् ।

---

દન કરી તે પછી કોપ પામેલા યમરાજના જેવી ભયંકર ભ્રુકુટીના ભંગવાળુ લલાટ કરી રાજાએ તે શેઠના છ પુત્રોનો વધ કરવાને તેમને આજ્ઞા આપી આ અરસામા મુદ્ગરનો ઘા પડવા સમાન એ વૃત્તાંત અકસ્માત્ સાભળી તે શેઠ જાણે શાંત હોય, ભ્રાંત હોય અને પીડિત હોય અને હાથી જેવા મોટા મગરના સમૂહના હાથના અફડાવાથી ઉછળતા ઘણા મોજાઓવડે આકુળ-વ્યાકુળ એવા મોટા સમુદ્રના મધ્ય ભાગે ભાગી ગયેલા વહાણની અંદર રહેલા મનુષ્યની જેમ ' શુ કરવુ ' એવી ચિંતામા મૂઢ થઇ ગયો અને ક્ષણવાર તો તે કોઇ દારૂણ અવસ્થાને અનુભવવા લાગ્યો તે પછી કાયર પુરૂષના જેવા ચેષ્ટિતને છોડી દઈ, સ્ત્રીજનને યોગ્ય એવા શોકના આવેગને દૂર કરી, વીર પુરૂષને ઘટે તેવુ ધૈર્ય ધારણ કરી અને દીન ભાવની અવગણના કરી તેમજ નગરના મુખ્ય લોકોની સહાય લઈ અને હાથમા ઉત્તમ જાતના રત્નો ધારણ કરી તત્કાળ રાજાને વિનંતિ કરવાને આવ્યો તેણે રાજાને વિજ્ઞપ્તિ કરી કે, "મહારાજા ! કોઇ પણ મનના દોષથી મારા પુત્રો નગરમાથી નીકળી શક્યા નથી કિંતુ તેવી જાતના લેખા કરવામા તેઓ વ્યગ્ર થવાથી ન નીકળી શકવાથી સૂર્યના અસ્ત સમયે નગર બાહેર નીકળવાને ઉતાવળા ચાલ્યા પણ તે કાળે દરવાજાના દ્વાર બંધ થવાને લઈને તેમનુ બાહેર નીકળવુ ન થયુ, એથી તેમનો આ એક અપરાધ ક્ષમા કરો અને મારા પ્રિય પુત્રને જીવિતદાન આપવાની મહેરબાની કરો " શેઠે આ પ્રમાણે વારવાર કહ્યુ, તોપણ રાજા પોતાના કોપને સફલ માની તેને છોડી મુકવાને ઉત્સાહિત થયો નહી

अतः क्षम्यतामेकोऽपराधः क्रियतां प्रियपुत्रजीवितव्यप्रदानेन प्रसादः एवं च पुनः पुनः ज्ञाप्यमानोपि राजा अवंध्यकोपमात्मानं मन्यमानो यदा न मोक्तुमुत्सहते तदा तत्कोपनिर्यापणायैकपुत्रोपेक्षणेन पंच मोचयितुमारब्धाः यदा तानपि न मुंचति तदा द्वयोरुपेक्षणेनैव चत्वारः एवं तदमोचनेऽपि त्रयो द्वौ यावच्छेषोपेक्षणेन एको ज्येष्ठ इति। ततः संनिहितामात्यपुरोहितात्यंतात्यर्थनेन निर्मूलकुलोच्छेदो महते पापायेति पर्यालोचनेन च मनागमंदीकृतकोपोद्रेको महीपतिर्ज्येष्ठपुत्रमेकं मुमोचेति।

अयमत्रार्थोपनयः। यथा तद्वसंतपुरं तथा संसार यथा राजा तथा श्रावकः यथा श्रेष्ठी तथा गुरुः यथा च षट् पुत्रास्तथा षट् जीवनिकयाः यथा च तस्य पितुः शेषपुत्रोपेक्षणेनैकं पुत्रं मोचयतोऽपि न शेषपुत्रवधानुमतिः एवं गुरुर्निजपुत्रप्रायान् षडपि जीवनिकायांस्तैस्तैः प्रव्रज्योत्साहनोपायैर्गृहस्थतया तद्वधप्रवृत्तात् श्रावका-

---

ત્યારે તેના કોપને શમાવવાને એક પુત્રની ઉપેક્ષા કરી બાકીના પાંચ પુત્રોને છોડાવાનો આરંભ કર્યો. રાજાએ તેઓને ન છોડ્યા એટલે બે પુત્રોની ઉપેક્ષા કરી ચારને છોડાવા માંડ્યા. તેટલાને પણ છોડયા નહીં એટલે ત્રણ અને છેવટે બે પુત્રોને બચાવા માંડયા. તેમ પણ ન થઇ શક્યું એટલે પાંચ પુત્રો સોંપી બાકીના એક જ્યેષ્ટ પુત્રને બચાવા માંડયો. તે પછી પાસે રહેલ મંત્રી અને પુરોહિતની અતિ પ્રાર્થનાથી અને ' નિર્મૂલ કુળનો ઉચ્છેદ કરવથી મહા પાપ લાગે છે, ' એવા વિચારથી જેના કોપનો વધારો જરા મંદ થયેલો છે એવા રાજાએ તે શેઠના જ્યેષ્ટ પુત્રને છોડી મુકયો હતો.

આ કહેલ દ્રષ્ટાંત—કથાનો ઉપનય આ પ્રમાણે છે—જે વસંતપુર નગર તે આ આ સંસાર છે. જે રાજા તે શ્રાવક છે, જે શેઠ તે ગુરૂ છે અને જે શેઠના ૬ પુત્રો તે ૬ જીવનિકાય છે. જે તે પિતા શેઠ બાકીના પુત્રોની ઉપેક્ષા કરી એક પુત્રને છોડાવે છે, તથાપિ બાકીના પુત્રોનો વધ થવામાં તેની અનુમતિ નથી, તેમ ગુરૂ પોતાના પુત્ર જેવા ૬ જીવનિકાયોને દીક્ષા લેવાનો ઉત્સાહ થાય એવા તેતે ઉપાયોથી ગૃહસ્થપણાને લઇને તે ૬ જીવ નિકાયનો વધ કરવાને પ્રવર્ત્તેલા શ્રાવક પાસેથી છોડાવે છે. જ્યારે તે શ્રાવક અવાપિ તે ૬

न्मोचयति । यदा चासौ नान्यापि तान् मोक्तुमुत्सहते तदाज्येष्ठपुत्रन्याय त्रसकाय शेषोपेक्षणेन मोचयतोऽपि गुरोर्न शेषकायवधानुमतिदोष इति ॥ ४ ॥

विधिनाणुव्रतादिप्रदानमित्युक्त प्रागतस्तमेवदर्शयति—

**योगवंदननिमित्तदिगाकारशुद्धिर्विधिरिति ॥ ५ ॥**

इह शुद्धिशब्दः प्रत्येकमभिसबध्यते । ततो योगशुद्धिर्वंदनशुद्धिर्निमित्तशुद्धिर्दिक्शुद्धिराकारशुद्धिश्च विधि. अणुव्रतादिप्रतिपत्तौ भवति । तत्र योगाः कायवाङ्मनोव्यापारलक्षणाः तेषा शुद्धिः सोपयोगात्वरगमननिरवद्यभाषणशुभचिंतनादिरूपा । वंदनशुद्धिः अस्खलितामिलितप्रणिपातादिदंडकसमुच्चारणासंभ्रातकायोत्सर्गकरणलक्षणा । निमित्तशुद्धिः तत्कालोच्छलितशंखपणवादिनिना-

જીવનિકાયોને છોડવા ઉત્સાહિત થતો નથી, એટલે જ્યેષ્ઠ પુત્ર સમાન ત્રસકાય જીવને બાકીના નિકાયોની ઉપેક્ષા કરી છોડાવતા એવા ગુરૂને તે બાકીના નિકાયનો વધ કરવાની અનુમતિનો દોષ લાગતો નથી કારણ કે, ગુરૂનો અભિપ્રાય હિંસા માત્રને છોડાવવાનો છે ૪

પ્રથમ કહ્યુ છે કે, વિધિ સહિત અણુવ્રતાદિ આપવા—તેજ વિધિને કહે છે—

**મૂલાર્થ—યોગશુદ્ધિ, વંદનશુદ્ધિ, નિમિત્તશુદ્ધિ, દિક્શુદ્ધિ અને આકાર [ આગાર ] શુદ્ધિ—એ સર્વ શુદ્ધિ કરવી તે અણુવ્રતાદિકની પ્રાપ્તિને માટે વિધિ છે. ૫**

ટીકાર્થ—અહિં જે મૂલમા શુદ્ધિ શબ્દ છે, તેનો યોગાદિ પ્રત્યેક શબ્દની સાથે સબંધ કરવો એટલે યોગશુદ્ધિ, વંદનશુદ્ધિ, નિમિત્તશુદ્ધિ, દિક્શુદ્ધિ અને આકારશુદ્ધિ એ અણુવ્રત વિગેરેની પ્રાપ્તિને માટે વિધિ છે, તેમા યોગ એટલે કાયા, વાણી અને મનના વ્યાપારરૂપ લક્ષણવાળા, તેમની શુદ્ધિ એટલે કાયાથી ઉપયોગ સાથે ( ત્વરા રહિત ) ગમન કરવુ વાણીથી નિર્દોષ ભાષણ કરવું, અને મનથી શુભ ચિંતવવું, એ પ્રસાદિ પ્રવૃત્તિ એ યોગશુદ્ધિ કહેવાય છે વંદનશુદ્ધિ એટલે સ્ખલના રહિત, એક બીજાને મળી ન જવાય તેમ પ્રણિપાતાદિ કરવો, દંડકનો ઉચ્ચાર કરવો અને ભ્રાંતિરહિત કાયોત્સર્ગ કરવો તે વંદનશુદ્ધિ છે નિમિત્તશુદ્ધિ એટલે તત્કાલ ઉત્પન્ન થયેલ

दश्रवणपूर्णकुंभभृंगारच्छत्रध्वजचामराद्यवलोकनशुभगंधाघ्राणादिस्वभावा । दिक्शुद्धिः प्राच्युदीचीजिनजिनचैत्याद्यधिष्ठिताशासमाश्रयणस्वरूपा । आकारशुद्धिस्तु राजाद्यभियोगादिप्रत्याख्यानापवादमुक्तीकरणात्मिकेति ॥ ५ ॥

तथा उचितोपचारश्चेति ॥ ६ ॥

उचितो देवगुरुसाधर्मिकस्वजनदीनानाथादीनामुपचारार्हाणां यो यस्य योग्य उपचारो धूपपुष्पवस्त्रविलेपनासनदानादिर्गौरवात्मकः सच विधिरित्यनुवर्त्तत इति ॥ ६ ॥

अथाणुव्रतादीन्येव क्रमेण दर्शयन्नाह—

स्थूलप्राणातिपातादिभ्यो विरतिरणुव्रतानि पंचेति ॥७॥

इह प्राणातिपातः प्रमत्तयोगात् प्राणिव्यपरोपणरूपः स च स्थूलः सूक्ष्म-

---

શંખ તથા નોબત વગેરેનો શબ્દ સાંભળવો, પૂર્ણકુંભ, ઝારી, છત્ર, ધ્વજ અને ચામર વગેરેનું અવલોકન કરવું, શુભ ગંધનું આઘ્રાણ વગેરે કરવું તે નિમિત્તશુદ્ધિ કહેવાય છે. દિક્શુદ્ધિ એટલે પૂર્વ ઉત્તર દિશાનો અને જિન તથા જિનચૈત્ય જેમાં રહેલ હોય એવી દિશાનો આશ્રય કરવો. આકારશુદ્ધિ એટલે રાજા વગેરેના અભિયોગથી પચ્ચખાણને અપવાદમાં મુકવા તે રૂપ આગારની શુદ્ધિ કહેવાય છે.

મૂલાર્થ—વળી દેવગુરૂ વગેરેને ઘટે તેવો ઉપચાર કરવો. ૬

ટીકાર્થ—ઉચિત એટલે દેવ, ગુરૂ, સાધર્મી, સ્વજન, દીન અને અનાથ જેઓ ઉપચાર કરવાને યોગ્ય છે, તેમને જેને ઘટે તેવો ઉપચાર કરવો, એટલે ધૂપ, પુષ્પ, વસ્ત્ર, વિલેપન અને આસન આપવા વગેરેથી ગૌરવ કરવું—બહુમાન કરવું, તે ઉપચાર તે વિધિ જાણવો. ૬

હવે અનુક્રમે આણુવ્રત વગેરે દર્શાવે છે—

મૂલાર્થ—સ્થૂલ હિંસા વગેરેથી વિરામ પામવું, તે પાંચ અણુવ્રત કહેવાય છે. ૭

ટીકાર્થ—અહિં પ્રાણાતિપાત એટલે પ્રમત્તપણાના યોગથી પ્રાણીનો નાશ કરવો તે છે. તે પ્રાણાતિપાત સ્થૂલ અને સૂક્ષ્મ એમ બે પ્રકારનો છે, તેમાં

श्च तत्र सूक्ष्मः पृथिव्यादिविषयः स्थूलश्च द्वींद्रियादित्रसगोचरः स्थूलश्चासौ प्राणातिपातश्चेति स्थूलप्राणातिपातः आदिशब्दात् स्थूलमृषावादादत्तादानाब्रह्मपरिग्रहाः परिगृह्यते ते च प्राय' प्रतीतरूपा एव तत्स्तेभ्यः स्थूलप्राणातिपातादिभ्य' पचभ्यो महापातकेभ्यो विरतिर्विरमण । किमित्याह । साणुव्रतेभ्यः सकाशात् अणूनि लघूनि व्रतानि नियमरूपाणि अणुव्रतानि । कियतीत्याह । पचेति पंचसंख्यानि पचाणुव्रतानि बहुवचननिर्देशेऽपि यद्विरतिरित्येकवचननिर्देशः स सर्वत्र विरतिसामान्यापेक्षयेति ॥ ७ ॥

अथ दिग्व्रतभोगोपभोगमानानर्थदंडविरतयस्त्रीणि गुणव्रतानीति ॥ ८ ॥

दिशो ह्यनेकप्रकाराः शास्त्रे वर्णिताः तत्र सूर्योपलक्षिता पूर्वा शेषाश्च पूर्वदक्षिणादिकाः सप्त तथा ऊर्ध्वमधश्च द्वे एव दशसु दिक्षु विषये गमनपरिमाणकरणलक्षण व्रत नियमो दिग्व्रत । भुज्यते सकृदेवासेव्यते यदशनादि तद्भोगः

---

પૃથ્વી વગેરે સબધી તે સૂક્ષ્મ અને બે ઇંદ્રિયથી માડી ત્રસકાય સબધી તે સ્થૂલ પ્રાણાતિપાત છે. સ્થૂલ એવો પ્રાણાતિપાત તે સ્થૂલ પ્રાણાતિપાત આદિ શબ્દથી સ્થૂલ મૃષાવાદ, સ્થૂલ અદત્તાદાન, સ્થૂલ અબ્રહ્મચર્ય અને સ્થૂલ પરિગ્રહ ગ્રહણ કરી લેવા તે પ્રાયે કરીને પ્રસિદ્ધજ છે તે સ્થૂલ પ્રાણાતિપાત વગેરે પાચ મહા પાપથી વિરતિ—વિરામ પામવુ. તે વ્રતો કેવા છે ? તે મહાવ્રત એટલે પચમહાવ્રતથી અણુ—લઘુ છે એટલે તે અણુ એટલે લઘુ એવા વ્રત એટલે નિયમરૂપ તે અણુવ્રત કહેવાય છે તે વ્રતો કેટલા છે ? પાચ છે. એટલે પાચ સખ્યાવાળા અણુવ્રત છે સૂત્રમા 'અણુવ્રતાદિપચ' એ ઠેકાણે બહુવચન મુકેલુ છે અને ' વિરતિ ' એ શબ્દમા એકવચન મુકેલુ છે, તે સર્વે ઠેકાણે વિરતિની સામાન્ય અપેક્ષાએ છે, એમ સમજવુ ૭

મૂલાર્થ—દિશાપરિમાણવ્રત, ભોગોપભોગનુ પ્રમાણ, અને અનર્થદડથી વિરામ પામવુ, એ ત્રણ ગુણવ્રત કહેવાય છે. ૮

ટીકાર્થ—દિશાઓને શાસ્ત્રમા અનેક પ્રકારની વર્ણવેલી છે, તેમા સૂર્યના ઉદયથી જે ઓળખાય છે, તે પૂર્વદિશા બાકીની પૂર્વદક્ષિણ એટલે એટલે અગ્નિ ખૂણ વગેરે સાત છે તથા, ઉર્ધ્વ—ઉપરની અને નીચેની એ બે

पुनःपुनर्भुज्यते वसनवनितादि यत्तदुपभोगः भोगश्चोपभोगश्च भोगोपभोगौ तयोर्मानं परिमाणं भोगोपभोगमानं । अर्थः प्रयोजनं धर्मस्वजनेंद्रियगतशुद्धोपकारस्वरूपं तस्मै अर्थाय । दंडः सावद्यानुष्ठानरूपस्तत्प्रतिषेधादनर्थदंडः । स च चतुर्धा अपध्यानाचरित प्रमादाचरितहिंस्रप्रदानपापकर्मोपदेशभेदात् तस्य विरतिरनर्थदंडविरतिः ततः दिग्व्रतं च भोगोपभोगमानं चानर्थदंडविरतिश्चेति समासः । किमित्याह । त्रीणि त्रिसंख्यानि गुणव्रतानि गुणाय उपकाराय व्रतानि भवंति गुणव्रतप्रतिपत्तिमंतरेणाणुव्रतानां तथाविधशुद्ध्यभावादिति ॥ ८ ॥

**मूल—तथा सामायिकदेशावकासिकपोषधोपवासातिथि-**

---

દિશા—એવી રીતે દશે દિશાઓમાં ગમન—જવાનું પરિમાણ કરવું, એવો જે નિયમ તે દિગ્વ્રત કહેવાય છે, જે એકજ વાર ભોગવાય તે ભોગ કહેવાય છે. તે ભોજનાદિ ગણાય છે, અને જે વારંવાર ભોગવાય, તે ઉપભોગ કહેવાય છે, તેમાં વસ્ત્ર વનિતા વગેરે ગણાય છે. તે ભોગ તથા ઉપભોગનું પરિમાણ કરવું, તે ભોગોપભોગવ્રત કહેવાય છે. અર્થ કહેતા પ્રયોજન એટલે ધર્મ, સ્વજન તથા ઈંદ્રિયો સંબંધી શુદ્ધ ઉપકારરૂપ પ્રયોજન તેને અર્થદંડ એટલે સાવદ્ય અનુષ્ઠાન કરવારૂપ તે અર્થ દંડ કહીએ, તેનો નિષેધ એટલે અર્થદંડ ન કરવો તે અનર્થદંડ કહેવાય છે. તે *અનર્થદંડ ૧ અપધ્યાનાચરિત, ૨ પ્રમાદાચરિત, ૩ હિંસાપ્રદાન અને ૪ પાપકર્મોપદેશ—એમ ચાર પ્રકારનો છે. તે અનર્થદંડની વિરતિ—વિરામ પામવું, તે અનર્થદંડવિરતિ કહેવાય. દિગ્વ્રત, ભોગોપભોગમાન અને અનર્થદંડ વિરતિ—એ પદનો દ્વંદ્વ સમાસ થાય છે. તે વ્રતો કેટલા છે? તે કહે છે. તે ગુણવ્રત ત્રણ પ્રકારના છે. ગુણ એટલે ઉપકારને અર્થે જે વ્રત તે **ગુણવ્રત** કહેવાય છે, કારણ કે, ગુણવ્રતની પ્રાપ્તિ વિના અણુવ્રતની શુદ્ધિ જેવી જોઇએ તેવી થતી નથી. ૮

**મૂલાર્થ—૧ સામાયિક, ૨ દેશાવકાશિક, ૩ પોષધ અને**

---

* નઠારૂં ધ્યાન કરવું તે **અપધ્યાનાચરિત,** પ્રમાદ કરવો તે **પ્રમાદાચરિત,** હથીઆર વગેરે હિંસાના સાધનો આપવા તે **હિંસાપ્રદાન** અને પાપ કર્મનો ઉપદેશ કરવો તે **પાપકર્મોપદેશ.**

## सविभागश्चत्वारि शिक्षापदानीति ॥ ए ॥

समाना मोक्षसाधनं प्रति सदृशसामर्थ्याना सम्यग्दर्शनज्ञानचारित्रिणा-मायो लाभः समायः । वा समस्य रागद्वेषान्तरालवर्त्तितया मध्यस्थस्य सतः आयः सम्यग्दर्शनादिलक्षणः समायः । साम्नो वा सर्वजीवमैत्रीभावलक्षणस्य आयः समायः सर्वत्र स्वार्थिकेकप्रत्ययोपादानात् समायिकं सावद्ययोगपरिहारनिरवद्ययो-गानुष्ठानरूपो जीवपरिणामः । देशे विभागे प्राक्प्रतिपन्नदिग्व्रतस्य योजनशता-दिपरिमाणरूपस्य अवकाशो गोचरो यस्य प्रतिदिनं प्रत्याख्येयतया तत्तथा । पो-षं धत्ते पोषधः अष्टमीचतुर्दश्यादिः पर्वदिवसः उपैति सह अपवृत्तदोषस्य सतो गुणैराहारपरिहारादिरूपैर्वासः उपवासः । यथोक्तम्—

---

४ अतिथिसंविभाग, એ ચાર શિક્ષાવ્રત છે. ૯

**ટીકાર્થ**—सम એટલે મોક્ષના સાધન પ્રત્યે સમાન શક્તિવાળા સમ્ય-ગ્દર્શન, જ્ઞાન અને ચારિત્રનો आय એટલે લાભ તે समाय કહેવાય છે અથવા सम એટલે મધ્યસ્થ અર્થાત્ રાગદ્વેષના મધ્યમાં વર્તનાર, તેને સમ્યગ્ દર્શ-નાદિનો આય એટલે લાભ તે **સમાય** કહેવાય છે અથવા **સામ** એટલે સર્વ જીવોની સાથે મૈત્રીભાવ, તેનો આય એટલે લાભ તે સામાય કહેવાય તે પછી સર્વને સ્વાર્થમાં इक પ્રત્યય લાગવાથી 'सामायिक' એવું રૂપ સિદ્ધ થાય છે એટલે સાવદ્ય યોગનો ત્યાગ અને નિરવદ્ય યોગનું આચરણ કરવા-રૂપ જીવનો પરિણામ, તે સામાયિક કહેવાય છે

દેશ એટલે વિભાગમાં પ્રથમ ગ્રહણ કરેલ જે દિગ્વ્રત, તેની અંદર સો યોજન વગેરેનું પરિમાણ કરવારૂપ અવકાશ તે દેશાવકાશિક વ્રત કહેવાય છે તે વ્રતમાં પ્રતિદિન પચ્ચખાણ કરવા કે 'આજ મારે આટલા યોજન સુધી જવાય બાકીનું પચ્ચખાણ' એમ નિયમ લેવામાં આવે છે

પોષ એટલે ગુણની પુષ્ટિ તેને ધ કહેતા ધારણ કરે તે **પોષધ** કહેવાય છે અર્થાત્ આઠમ, ચૌદશ વગેરે પર્વના દિવસો, તેને વિષે उप એટલે સાથે નિવૃત્તિ પામ્યા છે દોષ જેના એવા પુરૂષને આહારનો ત્યાગ કરવા વગેરે ગુણોની સાથે નિવાસ કરવો તે **ઉપવાસ** કહેવાય છે

તેને માટે શાસ્ત્રમાં કહ્યું છે કે—

" अपवृत्तस्य दोषेभ्यः सम्यग्वासो गुणैः सह ।
उपवासः स विज्ञेयो न शरीरविशोषणम् " ॥ १ ॥

ततः पोषधेषूपवासः पोषधोपवासः । अतिथयो वीतरागधर्मस्थाः साधवः साध्व्यः श्रावकाः श्राविकाश्च तेषां न्यायागतकल्पनीयादिविशेषणानामन्नपानादीनां संगतवृत्त्या विभजनं वितरणं अतिथिसंविभागः । तथाच उमास्वातिवाचकविरचितश्रावकप्रज्ञप्तिसूत्रं यथा अतिथिसंविभागो नाम अतिथयः साधवः साध्व्यः श्रावकाः श्राविकाश्च एतेषु गृहमुपागतेषु भक्त्याभ्युत्थानासनदानपादप्रमार्जननमस्कारादिभिरर्चयित्वा यथाविभवशक्ति अन्नपानवस्त्रौषधालयादिप्रदानेन संविभागः कार्य इति । ततः सामायिकं च देशावकाशं च पोषधोपवासश्चातिथिसंविभागश्चेति समासः । चत्वारि चतुःसंख्यानि किमित्याह—शिक्षापदानि शिक्षा साधुधर्माभ्यासः तस्य पदानि स्थानानि भवंति ॥ ए ॥

---

" દોષથી નિવૃત્ત થઇ ગુણોની સાથે સારી રીતે રહેવું, તે ઉપવાસ કહેવાય છે, કાંઇ ગુણ વિના કેવળ શરીરને શોષવું, તે ઉપવાસ કહેવાતો નથી."૧

તે પોષધમાં જે ઉપવાસ તે પોષધોપવાસ કહેવાય છે.

શ્રી વીતરાગના ધર્મને વિષે રહેલા સાધુઓ, સાધ્વીઓ, શ્રાવકો અને શ્રાવિકાઓ—એ અતિથિ કહેવાય છે. તેઓને ન્યાયથી મેળવેલ અને [1]કલ્પનીય વગેરે વિશેષણવાળું અન્નપાનાદિક જેમ જેને ઘટે તેમ તેને આપવું, તે અતિથિસંવિભાગ વ્રત કહેવાય છે. તે વિષે ઉમાસ્વાતિવાચકના રચેલા શ્રાવક પ્રજ્ઞપ્તિ સૂત્રમાં આ પ્રમાણે લખેલુ છે—" અતિથિસંવિભાગ એટલે અતિથિ જે સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા ઘેર આવે ત્યારે ભક્તિથી તેમથી સામે ઊભા થવું, આસન આપવું, પગ ધોવા, અને નમસ્કાર કરવો વગેરેથી તેમની પૂજા કરી, પોતાની સમૃદ્ધિની શક્તિ પ્રમાણે અન્ન, પાન, વસ્ત્ર, ઔષધ અને સ્થાન વગેરે આપી તે સંવિભાગ કરવો. સામાયિક, દેશાવકાશિક, પોષધોપવાસ અને અતિથિસંવિભાગ એ ચાર શિક્ષાપદ છે. શિક્ષા એટલે સાધુના ધર્મનો અભ્યાસ, તેના પદો એટલે સ્થાનો છે. ૯

---

૧ જે લઇ શકાય તેવું હોય, તે કલ્પનીય કહેવાય છે.

ततश्च एतदारोपणं दानं
यथार्हं साकल्यवैकल्याभ्यामिति ॥ १० ॥

इहैतेषामणुव्रतादीनां प्रागुक्तलक्षणे धर्मार्हे प्राणिनि यदारोपणं उक्तविधिनैव निक्षेपणं तत्किमित्याह दानं प्रागुपन्यस्तमभिधीयते । कथमित्याह साकल्यवैकल्याभ्यां साकल्येन समस्ताणुव्रतगुणव्रतशिक्षापदानां यारोपलक्षणेन वैकल्येन वा अणुव्रतादीनामन्यतमारोपणेनेति ॥ १० ॥

एवं सम्यक्त्वमूलकेष्वणुव्रतादिषु समारोपितेषु यत्करणीयं तदाह—

गृहीतेष्वनतिचारपालनमिति ॥ ११ ॥

गृहीतेषु प्रतिपन्नेषु सम्यग्दर्शनादिषु गुणेषु किमित्याह निरतिचारपा-

---

મૂલાર્થ—તે માટે જેમ ઘટે તેમ સકલપણે અને વિકલપણે એટલે સર્વ અણુવ્રત અથવા એક બે વ્રત–એમ આપી જે વ્રતનુ આરોપણ કરવુ તે વ્રતદાન કહેવાય છે. ૧૦

ટીકાર્થ—અહીં પ્રથમ જેનુ લક્ષણ કહેલ છે એવા ધર્મને યોગ્ય પ્રાણીને વિષે અણુવ્રત વગેરેનુ આરોપણ કરવુ એટલે પ્રથમ કહેલા વિધિથી સ્થાપન કરવુ. તે વ્રતદાન કહેવાય છે તે *વ્રતદાન કેવીરીતે કરાય છે? સકલપણે એટલે બધા અણુવ્રત, ગુણવ્રત અને શિક્ષાપદના આરોપણ કરાવવા અને વિકલપણે એટલે અણુવ્રત વગેરેમાંથી કોઈએ બે વ્રતના આરોપણ કરાવવાં. ૧૦

એવીરીતે સમકિત છે મૂળ જેમનુ એવા અણુવ્રતાદિનુ આરોપણ કર્યાં પછી શુ કરવુ ? તે કહે છે—

મુલાર્થ—તે વ્રત ગ્રહણ કરીને અનતિચારનુ પાલન કરવુ એટલે અતિચાર ન લાગવા દેવા. ૧૧

ટીકા—સમ્યગ દર્શનાદિ ગુણો ગ્રહણ કરીને શુ કરવુ, તે કહે છે નિરતિચારનુ પાલન કરવુ અતિચાર કહો, વિરાધના કહો, અથવા દેશભગ

---

* વ્રતનુ આરોપણ બે પ્રકારે થાય છે, એક સકલપણે આરોપણ થાય અને બીજુ વિકલપણે આરોપણ થાય

लनमिति अतिचारो विराधना देशभंग इत्येकोऽर्थः अविद्यमानोऽतिचारो येषु तानि अनतिचाराणि तेषां अनुपालनं धरणं कार्यं । अतिचारदोषोपघातेन हि कुवातोपहतसस्यानामिव स्वफलप्रसाधनं प्रत्यसमर्थत्वादमीषामिति अनतिचारपालनमित्युक्तम् ॥ ११ ॥

अथातिचारानेवाह—

शंकाकांक्षाविचिकित्साऽन्यदृष्टिप्रशं-
सासंस्तवाः सम्यग्दृष्टेरतिचारा इति ॥ १२ ॥

इह शंका कांक्षा विचिकित्सा च ज्ञानाद्याचारकथनमिति सूत्रव्याख्यानोक्तलक्षणा एव । अन्यदृष्टीनां सर्वज्ञप्रणीतदर्शनव्यतिरिक्तानां शाक्यकपिलकणादाक्षपादादिमतवर्त्तिनां पाषंडिनां प्रशंसासंस्तवौ । तत्र 'पुण्यभाज एते' 'सुलब्धमेषां जन्म' 'दयालव एते' इत्यादिका प्रशंसा । संस्तवश्चेह संवास-

---

કહો તે એકજ અર્થ છે. જેમાં અતિચાર નથી તે અનતિચાર કહેવાય છે, તેમનું પાલન એટલે ધારણ કરવું. જેમ નઠારા વાયુના ઉપઘાતથી ધાન્યો પોતાના ફલને સાધવાને—નીપજાવવાને સમર્થ થતા નથી. તેમ અતિચાર દોષના ઉપઘાતથી વ્રતપણ પોતાનું ફલ આપવાને સમર્થ થતાં નથી, તેથી અનતિચારનું પાલન કરવું એમ કહેલું છે. ૧૧

હવે તે અતિચારનેજ કહે છે—

**મૂલાર્થ—શંકા, કાંક્ષા, વિચિકિત્સા, અન્ય દૃષ્ટિની પ્રશંસા કરવી, તેમનો પરિચય કરવો—એ સમ્યગ્ દૃષ્ટિવાળા પુરૂષને અતિચાર છે. ૧૨.**

**ટીકાર્થ**—અહિં શંકા, કાંક્ષા અને વિચિકિત્સા તેમના 'જ્ઞાનાદ્યાચાર કથનં' એ સૂત્રની વ્યાખ્યામાં લક્ષણો કહેલાં છે. અન્ય દૃષ્ટિ એટલે સર્વજ્ઞ પ્રણીત દર્શન શિવાયના બૌદ્ધ, કપિલ, કણાદ, અક્ષપાદ ઇત્યાદિ આચાર્યોના મતમાં વર્ત્તનારા પાખંડીઓની પ્રશંસા કરવી અને તેમનો પરિચય રાખવો. 'આ પુણ્યવંત છે' એમનું જન્મ ઉત્તમ છે' એ દયાલુ છે' ઇત્યાદિ કહેવું, તે પ્રશંસા કહેવાય છે. સંસ્તવ એટલે સહવાસથી થયેલો પરિચય. તે પરિચય

जनितः परिचयः वसनभोजनदानालापादिलक्षणः परिगृह्यते न स्तवरूपः । तथाच लोके प्रतीत एव सपूर्वः स्तौतिः परिचये । असंस्तुतेषु प्रसज्ज भयेष्वित्यादाविवेति । ततः शङ्का च काङ्क्षा च विचिकित्सा च अन्यदृष्टिप्रशंसासंस्तवौ चेति समासः । किमित्याह । सम्यग्दृष्टेः सम्यग्दर्शनस्य अतिचारा विराधनाप्रकाराः सपद्यते शुद्धतत्त्वश्रद्धानबाधाविधायित्वादिति ॥ १२ ॥

## तथा व्रतशीलेषु पच पच यथा क्रममिति ॥ १३ ॥

व्रतेष्वणुव्रतेषु शीलेषु च गुणव्रतशिक्षापदलक्षणेषु पंच पच यथाक्रम यथापरिपाटि अतिचारा भवतीति सर्वत्रानुवर्त्तते इति ॥ १३ ॥

तत्र प्रथमाणुव्रते—

## वधवधच्छेदविच्छेदातिभारारोपणान्नपाननिरोधा इति ॥१४॥

---

વસ્ત્ર, ભોજન દાન આલાપ કરવા વિગેરે લક્ષણવાળો સમજવો. સ્તુતિ કરવા રૂપ સમજવો નહી તેમ વળી લોકમા પણ પ્રખ્યાત છે કે, સમ્ ઉપસર્ગ પૂર્વક સ્તુ ધાતુ પરિચય અર્થમા પ્રવર્તે છે તેને માટે ' असस्तुतेषु प्रसज्ज भयेषु ' એ શ્લોકનુ ઉદાહરણ છે તેમા અસસ્તુત એટલે અપરિચિત એવો અર્થ થાય છે તે પછી શકા, કાક્ષા, વિચિકિત્સા, અન્યદૃષ્ટિ પ્રશસા અને અન્ય દૃષ્ટિ પરિચય એ સર્વનો સમાસ કરવો તે શુ ? તે કહે છે તે સમ્યગ્દૃષ્ટિ એટલે સમ્યગ્ દર્શનના અતિચાર છે—વિરાધનાના પ્રકાર છે કારણ કે, તેઓ શુદ્ધતત્ત્વની શ્રદ્ધાને બાધ કરનાર છે ૧૨

મૂલાર્થ—વળી અણુવ્રત તથા શીલવ્રતને વિષે પાચ પાચ અતિચાર હોય છે ૧૩

ટીકાર્થ—વ્રત એટલે અણુવ્રત અને શીલ એટલે ગુણવ્રત તથા શિક્ષા પદને વિષે અનુક્રમે પાચ પાચ અતિચાર હોય છે

તેમા પેહેલા અણુવ્રતને વિષે—અતિચાર કહે છે—

મૂલાર્થ—૧ બાધવુ. ૨ તાડન કરવુ. ૩ શરીરને છેદવુ ૪ અતિ ભાર ભરવો અને, ૫ અન્ન પાનનો અટકાવ કરવો—એ પાચ અતિચાર પેહેલા અણુવ્રતને વિષે જાણવા. ૧૪

स्थूलप्राणातिपातविरतिलक्षणस्याणुव्रतस्य बंधो वधः छविच्छेदोऽतिभारारोपणमन्नपाननिरोधश्चेत्यतिचाराः तत्र बंधो रज्जुदामनकादिना संयमनं वधः कशादिभिर्हननं छविः त्वक् तद्योगाच्छरीरमपि छविः तस्य छेदः असिपुत्रिकादिभिः पाटनं तथाऽतीव भारोऽतिभारः प्रभूतस्य पूगफलादेर्गवादिपृष्ठादावारोपणं तथान्नपानयोर्भोजनोदकयोर्निरोधः व्यवच्छेदः अन्नपाननिरोधः । एते च क्रोधलोभादिकषायमलकलंकितांतःकरणस्य प्राणिप्राणप्रहाणनिरपेक्षस्य सतो जंतोरतिचारा भवंति सापेक्षस्य तु बंधादिकरणे ऽपि सापेक्षत्वान्नातिचारत्वमेषामिति अत्र चायमावश्यकचूर्ण्याद्युक्तो विधिः —बंधो द्विपदानां चतुष्पदानां वा स्यात् सोऽप्यर्थायानर्थाय वा तत्रानर्थाय तावन्नासौ विधातुं युज्यते । अर्थाय पुनरसौ द्विविधः

---

टीकार्थ—स्थूल प्राणातिपातथी विराम पामवा रूप लक्षणवाळा अणुव्रतना बंध, वध, छबिच्छेद, अतिभारारोपण अने अन्नपाननो निरोध— ए पांच अतिचार छे. तेमां बंध एटले दोरी, रसी वगेरेनुं बांधवु. वध एटले चाबुख विगेरेथी मारवुं. छबि एटले त्वचा. तेना योगथी शरीर पण थाय. तेनो छेद एटले छुरी वगेरेथी तेने कापवुं. अतिभारारोपण एटले सोपारी वगेरेनो घणो बोजो बैल वगेरेना पृष्ठ उपर आरोपवो. अन्नपान एटले अन्न तथा जलनो निरोध एटले विच्छेद करवो. क्रोध तथा लोभादि कषाय मलथी जेनुं अंतःकरण कलंकित थयेलुं छे अने प्राणीओना प्राणने नाश करवामां जे अपेक्षा रहित छे, तेने आ अतिचार लागे छे. पण जे बंध वगेरे करवामां अपेक्षा सहित छे, तेने सापेक्षपणाने लइने अतिचार लागता नथी. आ विषे आवश्यक चूर्णी वगेरेमां जे विधि कहेलो छे, ते आ प्रमाणे छे—बंध ए मनुष्योने ( बे पग वाळाओने ) अथवा पशुओने ( चोपगाओने ) थाय छे. ते बंध बे प्रकारनो छे, तेमां एक अर्थने माटे छे अने बीजो अनर्थने माटे छे. तेमां जे अनर्थने माटे छे, ते करवो युक्त नथी. अने जे अर्थ माटे छे, ते बे प्रकारनो छे. १ सापेक्ष अने निरपेक्ष. जे निश्चलपणे अतिशय बांधवामां आवे ते निरपेक्ष कहेवाय छे. अने जे दोरीनी गांठवडे बांधवामां आवे पण अग्निनी सहाय लागवानुं कारण बने तो ते बंध छोडी शकाय अथवा छेदी शकाय, ते सापेक्ष बंध कहेवाय छे. एवी रीते चोपगा प्राणीओना बंध विषे कह्युं. हवे बे पगा--मनुष्यना बंधने माटे

स्यात् सापेक्षो निरपेक्षश्च, तत्र निरपेक्षो नामयन्निश्चलमत्यर्थं बध्यते सापेक्षः पुनर्येनामग्रथिना यश्च बद्धः सन् शक्यते प्रदीपनकादिषु विमोचयितुं वा छेत्तुं वा एव तावच्चतुष्पदानां बधः । द्विपदानां पुनरेवं दासो वा दासी वा चौरो वा पाठादिप्रमत्तपुत्रो वा यदि बध्यते तदा स विक्रमेणैव बधनीयो रक्षणीयश्च तथा यथाग्निभयादिषु नविनश्यति । तथा ते किल द्विपदचतुष्पदाः श्रावकेण संगृहीतव्याः ये अबद्धा एवासत इति । बधोऽपि तथैव नवरं निरपेक्षबधो निर्दयताडना सापेक्षबधः पुनरेवमादित एव भीतपर्षदा श्रावकेण भवितव्यं यदि पुनर्न करोति कोपि विनय तदा त मर्माणि मुक्त्वा लतया दवरकेण वा सकृद् द्विर्वा ताडयेदिति छविच्छेदोपि तथैव नवरं निरपेक्षो हस्तपादकर्णनासिकादि यन्निर्दयं छिनत्ति

---

આ પ્રમાણે છે દાસ, અથવા દાસી, અથવા ચોર વા ભણવામા પ્રમાદી થયેલા પુત્રને જો બાધવામા આવે તો તે હાલી ચાલી શકે એવી રીતે બાધવા યોગ્ય અને રક્ષણ કરવા યોગ્ય છે કે, તે અગ્નિના ભય વગેરેમા નાશ ન પામી જાય વળી શ્રાવકે તે બે પગા અને ચોપગા તેવા પ્રાણીઓનો સગ્રહ કરવો કે જે બાધ્યા વગર હોય તો પણ રહી શકે વધ પણ તેની રીતેજ જાણવો તેમા એટલો વિશેષ છે કે, જે નિર્દય રીતે મારવુ, તે નિરપેક્ષવધ છે, તેનો સર્વથા ત્યાગજ છે અને જે સાપેક્ષવધ છે, તે આ પ્રમાણે છે—પ્રથમ તો શ્રાવકે એવા થવુ કે, જેનાથી બધી પર્ષદા ભય પામી જાય તેમ છતા જો કોઈ વિનય ન કરે તો તેને મર્મસ્થળની જગ્યા છોડીને બીજી જગ્યાએ લાતથી અથવા દોરીથી એકવાર અથવા બે વાર તાડન કરવુ છવિચ્છેદ પણ તેનીજ રીતેજ સમજવો તેમા વિશેષ એટલો કે, જે હાથ, પગ, કાન અને નાસિકા વગેરેને નિર્દયતાથી કાપી નાખે, તે નિરપેક્ષ અને જે ગડ ગુમડ, વ્રણ વગેરેને છેદે અથવા ડામ દે તે સાપેક્ષ છવિચ્છેદ કહેવાય છે તેમ અતિ ભાર આરોપણ કરવો નહીં પ્રથમ તો જે દ્વિપદ વગેરે વાહનવડે જે આજીવિકા હોય તે શ્રાવકે છોડી દેવી જોઈએ જો તે શિવાય બીજી આજીવિકા મળે તેમ ન હોય તો આ બે પગા પ્રાણી જેટલો ભાર પોતાની મેળે ઉપાડે અને ઉતારે તેટલો ભાર તેની પાસે ઉપડાવવો ચોપગા પ્રાણીને જેટલો ભાર ધરે તેનાથી ઓછો કરવો અને હળ, ગાડા વગેરેમા તેમને જોડ્યા હોય તો જ્યારે યોગ્ય વેળા થાય ત્યારે તેમને છોડી દેવા

सापेक्षः पुनर्यन्नमं चारुवा क्रियाडा दहेदेति। तथातिनारो नारोपयितव्यः पूर्वमेव हि या च द्विपदादिवाहनेन जीविका सा श्राद्धेन मोक्तव्या अथान्यासौ न नवेत्तदा द्विपदोऽयं नारं स्वयमुत्क्षिपत्यवतारयति च तं वायने चतुष्पदस्य तु यथोचितनारादसौ किंचिदूनः क्रियते हलशकटादिषु पुनरुचितवेलायामसौ मुच्यत इति। तथा नक्तपानव्यवच्छेदो न कस्यापि कर्त्तव्यः तीक्ष्णनुनुक्षो ह्यन्यथा म्रियते। सोऽप्यर्थानर्थादिनेदो बंधवत् दृष्टव्यः नवरं सापेक्षो रोगचिकित्सार्थं स्यात् अपराधकारिणि च वाचैव वदेत यदद्य ते न दास्यते नोजनादि शांतिनिमित्तं चोपवासं कारयेत्किंबहुना यथा मूलगुणस्य प्राणातिपातविरमणस्यातिचारो न नवति तथा सर्वत्र यतनया यतितव्यमिति। ननु प्राणातिपात एव व्रतिना प्रत्याख्यातः ततो बंधादिकरणेऽपि न दोषो विरतेरखंमितत्वात्। अथबंधादयोऽपि प्रत्याख्यातास्तदा तत्करणे व्रतनंग एव विरति-

---

કોઈપણ પ્રાણીને ભોજન અને પાનનો વિચ્છેદ ન કરવો, નહીંતો તીવ્રક્ષુધાવાળો પ્રાણી મૃત્યુ પામી જાય છે. તે અર્થ તથા અનર્થ વગેરેના ભેદ પણ બંધની પેઠે જાણવા. પણ તેમાં એટલો વિશેષ છે, કે જે સાપેક્ષ નિરોધ છે, તે રોગની ચિકિત્સાને માટે થાય છે, પણ અપરાધ કરનાર મનુષ્યને તો વાણીથી જ અન્નપાનનો નિષેધ કહેવો. પણ વસ્તુથી કરવો નહીં. જેમકે, 'આજે તને અન્ન પાન આપવામાં નહીં આવે.' એમ ભય બતાવવો. અને રોગની શાંતિ નિમિત્ત ઉપવાસ કરાવવો. અહિં વધારે શું કહેવું, પણ જેવી રીતે મૂળગુણ જે પ્રાણાતિપાત વિરમણ તેનો અતિચાર ન થાય તેવી રીતે સર્વ સ્થળે યતનાથી વર્તવું.

અહિં કોઈ શંકા કરે કે, વ્રત અંગીકાર કરનાર પુરૂષે પ્રાણાતિપાતનું પચ્ચખ્ખાણ કર્યું, તેથી બંધાદિક કરવાથી પણ તેને દોષ નહીં લાગે, કારણ કે, વિરતિનું અખંડિતપણું છે. હવે બંધાદિકનું પણ પચ્ચખ્ખાણ કરતાં વ્રતનો ભંગજ થાય, કારણકે, તેથી વિરતિનું ખંડનજ થયું છે. તેમ વળી બંધાદિકનું પચ્ચખાણ કર્યું છે, એમ કહેશો તો બંધાદિકનું પચ્ચખાણ કર્યે છતે ઉચ્ચારણ કરેલું જે વ્રત તે આટલુંજ છે, એવા પ્રમાણનો નાશ થશે, કેમકે દરેક વ્રતે પાંચ પાંચ અતિચાર (મૂળમાં જુવો.) વ્રતથી અધિકપણું આવશે, આ પ્રમાણે બંધાદિકને અતિચારપણું ઘટતું નથી.

खमनात् । किंच वधादीना प्रत्याख्येयत्वे विवक्षितव्रतेयत्ता विशीर्येत प्रतिव्रत पंचानामतिचारव्रतानामाधिक्यादित्येव न वधादीनामतिचारतेति । अत्रोच्यते सत्य प्राणातिपात एव प्रत्याख्यातो न वधादय. केवल तत्प्रत्याख्यानेऽर्थतस्तेऽपि प्रत्याख्याता द्रष्टव्याःतदुपायत्त्वात्तेषा । नच वधादिकरणेऽपि व्रतजग. किंत्वतिचार एव । कथमिह द्विविध व्रत अतर्वृत्त्या बहिर्वृत्त्या च तत्र मारयामीति विकल्पाजावेन यदा कोपाद्यावेशात्परप्राणप्रहाणमवगणयन् वधादौ प्रवर्त्तते नच प्राणघातो जवति तदा दयावर्जिततया विरत्यनपेक्षप्रवृत्त्येनातर्वृत्त्या व्रतस्य जंग प्राणिघाताभावाच्च बहिर्वृत्त्या पालनमिति देशस्य जंजनाद्देशस्यैव च पालनादतिचारव्यपदेश. प्रवर्तते । तदुक्तं—

" न मारयामीति कृतव्रतस्य
विनैव मृत्यु क इहातिचारः ।

ते शंकाना समाधानमा कहे छे के, तमे जे कहो छो, ते सत्य छे, प्राणातिपातनुज पच्चखाण कर्यु छे, काइ बधादिकनु पच्चखाण कर्यु नथी परंतु केवळ प्राणातिपातनु पच्चखाण करता अर्थथी ते बधनु पच्चखाणु कर्यु होय, एम जाणवु, कारणके ते बधादिक प्राणातिपातना उपाय छे अर्थात ते बधादिक पण पच्चखाणमा आवी जाय छे माटे एम न बोलवु के बधादिक करता पण व्रतनो भंग थाय छे, परंतु बधादि करवामा आ। व्रतनो भंग थतो नथीकिंतु अतिचार थाय छेमके केटलीक व्रतनो भंग थाय छे तेनु नाम अतिचार छे केमके अहि अंतर्वृत्तिथी अने बहिर्वृत्तिथी एम बे प्रकारे व्रत जाणवु तेमा (हु मारु ) एम विकल्पना अभावे ज्यारे कोपना आवेशथी बीजाना प्राणनी हानिने नही गणकारता बधादिक करवामा प्रवर्त्ते छे, तेमा प्राणनो घात थतो नथी, पण दया रहित पणे विरतिनी अपेक्षा राख्या वगर प्रवृत्ति थवाथी अंतर्वृत्ति वडे व्रतनो भंग थयो अने प्राणीना घातनो अभाव छे, तेथी बहिर्वृत्तिवडे व्रतनु पालन थयु माटे देशथी भागवु अने देशथी पालवु ए अतिचारना नामथी ओळखाय छे तेने माटे आगममा कह्यु छे —

" हु प्राणीने नही मारु ' एवु व्रत करनार पुरुषने मृत्यु थया विना अतिचार क्याथी होय ' अर्थात न होय तेवु कहेनारने एटलोज उत्तर आपवानो

निगद्यते यः कुपितो वधादीन्
करोत्यसौ स्यान्नियमानपेक्षः ॥ १ ॥
मृत्योरभावान्नियमोऽस्ति तस्य
कोपाद्दयाहीनतया तु भग्नः ।
देशस्य भंगादनुपालनाच्च
पूज्या अतीचारमुदाहरंति ॥ २ ॥

यच्चोक्तं व्रतेयत्ता विशीर्येत इति तदयुक्तं विशुद्धाहिंसादिविरतिसद्भाव हि वंधादीनामभाव एवेति तदेवं वंधादयोऽतिचारा एवेति वंधादिग्रहणस्य चोपलक्षणत्वान्मंत्रतंत्रप्रयोगादयोऽन्येऽप्येत्रमत्रातिचारयतया दृश्या इति ॥ १४ ॥

अथ द्वितीयस्य—

**मिथ्योपदेशरहस्याभ्याख्यानकूटलेखक्रियान्यासापहारस्वदारमंत्रभेदा इति ॥ १५ ॥**

---

છે કે ) જે કોપે કરી વધ વગેરે કરે છે, અને નિયમની અપેક્ષા રાખતો નથી, તે અતિચાર કહેવાય છે. ” ૧

કેમકે પ્રાણીનું મૃત્યુ થયુ નથી એટલે તે પુરૂષનો નિયમ રહ્યો છે. અને કોપને લઇને નિર્દયપણું થયું, તેથી અંતરના પરિણામને આશ્રીને તે નિયમ ભાંગ્યો પણ ખરો, માટે દેશથી ભાંગવું અને દેશથી પાળવું, એ બે નિયમમાં આવી શકે છે, તેથી પૂજ્ય પુરૂષો તેને અતિચારનું નામ આપે છે. ૨

વલી તમોએ કહ્યું કે, પ્રાણાતિપાતમાં બંધાદિકનો નિયમ આવી જતો હોય તો પ્રાણાતિપાત આટલુંજ છે, એવા પ્રમાણનો નાશ થાય, પણ એ કહેવું અયુક્ત છે, કારણકે, વિશુદ્ધ હિંસાદિકથી જે વિરતિ છે, તેમાં બંધાદિકનો ( અભાવ ) નિષેધજ આવી જાય છે, તેથી આ પ્રકારે બંધાદિક છે તે અતિચારજ છે. બંધાદિકના ગ્રહણનું ઉપલક્ષણપણું છે, તેથી બીજા પણ મંત્ર, તંત્રના પ્રયોગ વગેરે અતિચારપણે જાણવા. ૧૪

હવે મૃષાવાદ વિરમણ નામે બીજા વ્રતના અતિચાર કહે છે—

**મૂલાર્થ—૧ મિથ્યા ઉપદેશ. ૨ રહસ્ય કહેવું. ૩ ખોટા લેખ કરવા. ૪ થાપણ ઓળવવી અને, ૫ પોતાની સ્ત્રીના ગુપ્તવિચારને બાહેર પ્રકાશવા, એ પાંચ અતિચાર છે. ૧૫**

मिथ्योपदेशश्च रहस्याभ्याख्यानं च कूटलेखक्रिया च न्यासापहारश्च स्वदारमन्त्रभेदश्चेति समासः । तत्र मिथ्योपदेशो नाम अलीकवादविषय उपदेश इदमेवं चैवंच ब्रूहीत्यादिकमसत्याभिधानशिक्षण १ रहस्याभ्याख्यान रह एकान्तस्तत्र भवं रहस्यं रहोनिमित्त तच्च तदभ्याख्यान चेति समासः । एतदुक्तं भवति रहसि मन्त्रयमाणानवलोक्याभिधत्ते ' एते हि इद चेदच राजादिविरुद्धं मन्त्रयंते इति २ कूटलेखस्य असद्भूतार्थसूचकाक्षरलेखनस्य करणं कूटलेखक्रिया ३ न्यासापहार इति न्यासः परगृहे रूपकादेर्निक्षेपः तस्य अपहारोऽपलापः ४ स्वदारमन्त्रभेद इति स्वदाराणा उपलक्षणार्थत्वान्मित्रादीना च मन्त्रस्य गुप्तभाषितस्य भेदो बहिः प्रकाशन इति ५ अत्र च मिथ्योपदेशो यद्यपि मृषा न वादयामीत्यत्र वा नवदामि नवादयामीत्यत्र व्रतेभङ्ग एव न वदामीति व्रतान्तरे तु न किंचन तथापि सहसाकारानाभोगाभ्यामतिक्रमव्यतिक्रमातिचारैर्वा मृषावादे परप्रवर्तन व्रतस्यातिचारोऽय अथवा व्रतसंरक्षणबुद्ध्या परवृत्तान्तकथनद्वारेण मृषोपदेशं

---

टीकार्थ—मिथ्योपदेश वगेरे शब्दोनो द्वंद्व समास थाय छे तेमा मिथ्योपदेश एटले असत्यवाद संबंधी उपदेश करवो जेमके, ' आ आमज छे अने आमज कहे ' इत्यादि असत्य कहेवाने शीखडाववु बीजु रहस्याभ्याख्यान रह एटले एकांत तेमा थयेलु ते रहस्य कहेवाय एकांते थयेलाने अभ्याख्यान कहेता कहेवु ते रहस्याभ्याख्यान कहेवाय छे ते आवीरीते के, 'कोइ लोकोने एकांते मसलत करता जोईने कहे के, ' आ लोको आ आवी रीते राजादिकनी विरुद्ध मशलत करे छे ' आनुं नाम रहस्याभ्याख्यान कहेवाय छे २ कूट लेख एटले खोटा अर्थने सूचवनारा अक्षरोना लेख करवा ते कूटलेख क्रिया कहेवाय छे न्यासापहार न्यास एटले पारके घेर रुपीआ वगेरेनी मुकेली थापण, तेनो अपहार करवो एटले तेने ओळववी—ते न्यासापहार कहेवाय छे, ४ स्वदार मंत्रभेद, स्वदार एटले पोतानी स्त्री उपर लक्षणथी पोताना मित्रो वगेरेनो मंत्र एटले गुप्त भाषण तेनो भेद करवो एटले तेने बाहेर खुल्लु करवु ते अहि मिथ्योपदेशमा ' हु मृषा नहीं बोलावु ' ए प्रकारना व्रतने विषे अथवा मृषा न बोलु न बोलावु ए प्रकारना व्रतने विषे भंग छे अने मिथ्या नहि बोलु ' ए प्रकारना व्रतने विषे भंग नथी तथापि सहसात्कार अने अनाभोग ए बे वडे अतिक्रम अ

यच्चतोऽतिचारोऽयं व्रतसव्यपेक्षत्वान्मृषावादे परप्रवर्त्तनाच्च भग्नाभग्नरूपत्वाद् व्रतस्येति । ननु रहस्याभ्याख्यानमसद्दोषाभिधानरूपत्वेन प्रत्याख्यातत्वाद्भंग एव । नत्वतिचार इति । सत्यं किंतु-यदा परोपघातकमनाभोगादिनाभिधत्ते तदा संक्लेशाभावेन व्रतानपेक्षत्वाभावान्न व्रतस्य भंगः परोपघातहेतुत्वाच्च भंग इति भंगाभंगरूपोऽतिचारः यदा पुनस्तीव्रसंक्लेशादभ्याख्याति तदा भंगो व्रतनिरपेक्षत्वात् ।

आह च—" सहसा भक्खाणाई, जाणंतो जइ करेइ तो भंगो । जइ पुणणाभोगाइहिंतो तो होइ अइयारो ॥ १ ॥

---

થવા વ્યતિક્રમ અથવા અતિચાર—એ ત્રણ વડે મૃષાવાદને વિષે બીજા માણસને પ્રવર્ત્તાવવો એ આ વ્રતનો અતિચાર કહેવાય છે. અથવા વ્રતને રક્ષણ કરવાની બુદ્ધિવડે પરને વૃત્તાંત કહેવો તે દ્વારા મિથ્યા ઉપદેશને આપનારા પુરૂષને એ અતિચાર લાગે છે; કારણકે, તેને વ્રતની અપેક્ષા છે અને વળી મિથ્યા ભાષણમાં પરને પ્રવર્ત્તાવવાપણું છે. એ હેતુ માટે, એ વ્રત ભાંગ્યું પણ ગણાય અને વ્રત ન ભાંગ્યું પણ ગણાય; એટલે દેશથી વ્રત ભાંગ્યું અને દેશથી ન ભાંગ્યું માટે તે અતિચાર કહેવાય છે.

અહિં કોઇ શંકા કરે છે કે, રહસ્યને નિમિતે કૂડઆલરૂપ વાર્ત્તાને પ્રકાશ કરવા વિષે જે કહેવામાં આવ્યું છે, તે અસત્ દોષને કહેવાપણું છે. તેથી તેના પચ્ચખાણ કરવામાં આવ્યા છે, એટલે વ્રતનો ભંગજ થયો કહેવાતે અતિચાર ન કહેવાય.

તેનો ઉત્તર આપે છે—તમારી શંકા સત્ય છે, પરંતુ જ્યારે પરના ઉપઘાત કરનાર વાક્યને અજાણપણું વગેરેથી કહેવામાં આવે ત્યારે સંકલેશને અભાવે કરી વ્રતની અપેક્ષા કરે છે, તેથી વ્રતનો ભંગ થયો ન કહેવાય અને તે પરના ઉપઘાતનું કારણ થયું તેથી વ્રતનો ભંગ થયો, પણ કહેવાય—એવી રીતે દેશથી વ્રતનો ભંગ અને અભંગ અને અભંગ થતાં અતિચાર થયો અને જો તીવ્ર સંકલેશથી કહે તો વ્રત ભાંગ્યું કહેવાય કારણકે, તેમાં વ્રતની અપેક્ષા રાખી નથી.

તે વિષે શાસ્ત્રમાં લખે છે કે, " જો જાણી જોઇને સહસાત્કારે અભ્યાખ્યાન—કહેવા વગેરે કરે તો વ્રતનો ભંગ થાય અને અજાણે કહેવાઈ જવાય તો અતિચાર લાગે છે. " ૧

कूटलेखकरणे तु यद्यपि कायेन मृषावादं न करोमीत्यस्य न करोमि न कारयामीत्यस्य वा व्रतस्य भंग एव व्रतांतरे तु न किंचन तथापि सहसाकारादिनातिक्रमादिना वातिचारः । अथवा मृषावाद इति मृषाभणनं मया प्रत्याख्यातमिदं न पुनर्लेखनमिति भावनया मुग्धबुद्धेर्व्रतमव्यपेक्षस्यातिचार इति । न्यासापहारे पुनरदत्तादानं साक्षादेव भवति मृषावादव्रतातिचारस्त्व चास्य न त्वदीयं मम समीपे किंचिदपीत्यनाभोगादिनाऽपलापानस्य स्यादिति । स्वदारमंत्रभेदः पुनरनुवादरूपत्वेन सत्यत्वात् यद्यपि नातिचारो घटते तथापि मंत्रितार्थप्रकाशनजनितलज्जादितः स्वदारादेर्मरणादिसंभवेन परमार्थतस्तस्यासत्यत्वात्कथंचिद्भंगरूपत्वादतिचार एवेति ॥ १५ ॥

अथ तृतीयस्य—

---

ખોટા લેખ કરવા, એ પણ જો કે 'હું શરીર વડે મૃષાવાદ ન કરૂં, અથવા નહીં કરૂં અને નહીં કરાવું' એવા વ્રતનો ભંગજ થયો અને બીજા પ્રકારના વ્રતને વિષે કાંઇપણ ભંગ કે અતિચાર ન થયો, તથાપિ સહસાકારાદિ વડે અથવા અતિક્રમાદિવડે અતિચાર થાય છે. અથવા 'મૃષાવાદ કહેવાના મે પચ્ચખાણ કર્યા છે, પણ કાંઇ ખોટા લેખ લખવાના પચ્ચખાણ કર્યા નથી, એવી ભાવના વડે ભોળી બુદ્ધિવાળા પુરૂષને વ્રતની અપેક્ષા છે, માટે એ અતિચાર કહેવાય, વ્રતનો ભંગ ન કહેવાય હવે થાપણ ઓળવવામાં અદત્તાદાન પ્રત્યક્ષ છે, પણ મૃષાવાદ વ્રતનું અતિચારપણું તો ત્યારે કહેવાય કે જ્યારે 'તારી થાપણ મારે ત્યાં નથી' એમ બોલે અને એવું કાંઇપણ અણવિચાર્યું ઓળવવા સબંધી વચન કહેવાય ત્યારેજ અતિચાર કહેવાય છે

સ્વદારમંત્ર ભેદ એટલે પોતાની સ્ત્રી તથા મિત્રાદિકની સાથે કરેલા ગુપ્ત વિચારને પ્રકાશ કરવો તે જો કે તે અનુવાદ રૂપે સત્ય છે, તો અતિચાર ઘટતો નથી, તોપણ વિચાર કરેલા ગુહ્ય અર્થનો પ્રકાશ કરવાથી ઉત્પન્ન થયેલ લજ્જા વગેરેથી પોતાની સ્ત્રી વગેરેને મરણાદિક થવાનો સંભવ છે, તેથી પરમાર્થ—ખરીરીતે વિચાર કરતાં તે અસત્ય છે તેથી કોઇ પ્રકારે તેમાં વ્રતનો ભાગ આવે છે, માટે તે અતિચારજ છે ભંગ નથી ૧૫

હવે ત્રીજા અદત્તાદાન—ચોરી ન કરવાના વ્રતના પાંચ અતિચાર કહે છે—

स्तेन प्रयोग—तदाहृतादान—विरूद्धराज्यातिक्रम—हीनाधिकमानोन्मान—प्रतिरूपकव्यवहारा इति ॥ १६ ॥

स्तेनप्रयोगश्च तदाहृतादानं च विरुद्धराज्यातिक्रमश्च हीनाधिकमानोन्मानानि च प्रतिरूपकव्यवहारश्चेति समासः । तत्र स्तेनाः चौरास्तेषां प्रयोगो व्यापारणं हरत यूयं इत्यनुज्ञाप्रदानं १ तथा तैराहृतस्य कुंकुमादिद्रव्यस्यादानं संग्रहः २ विरुद्धः स्वकीयस्य राज्ञः प्रतिपंथी तस्य राज्यं कटकं देशो वा तत्रातिक्रमः स्वराजभूमिसीमातिल्लंघनेन क्रमणं प्रवेशः विरुद्धराज्यातिक्रमः ३ । हीने स्वभावापेक्षायान्यूनेऽधिके वा मानोन्माने कुरुवादितुलारूपे भवतो हीनाधिकमानोन्माने ४ । शुद्धेन व्रीह्यादिना घृतादिना वा प्रतिरूपकं सदृशं पलञ्ज्यादि

---

મૂલાર્થ—૧ ચોરને મદદ આપવી, ૨ ચોરેલી વસ્તુને સંઘરવી, ૩ પોતાના રાજાના વિરોધી–શત્રુના રાજ્યમાં અતિક્રમણ કરવું, ૪ વધારે ઓછા લેવા દેવાને માટે ખોટા માપ રાખવા, ૫ હલકી વસ્તુ આપી તેના જેવી દેખાતી ભારે વસ્તુ લઇ લેવા રૂપ વેપાર કરવો.

ટીકાર્થ—સ્તેન પ્રયોગ વગેરે પદોને દ્વંદ્વ સમાસ થાય છે. તેમાં સ્તેન એટલે ચોર લોકો, તેમનો પ્રયોગ એટલે વ્યાપાર. અર્થાત 'તમે આ જગ્યાએથી ધનની ચોરી કરો' એમ અનુજ્ઞા આપવી. એટલે ચોરી કરનારને મદદ આપવી. ૨ ચોરી કરીને લાવેલા કેશર પ્રમુખ દ્રવ્યને સંઘરવું. ૩ વિરૂદ્ધ એટલે પોતાના રાજાની સાથે શત્રુવટ કરનાર રાજાના રાજ્યનો, લશ્કરનો, અથવા દેશનો અતિક્રમ કરવો એટલે પોતાના રાજાના રાજ્યના સીમાડાનું ઉલ્લંઘન કરી બીજાના રાજ્યમા પ્રવેશ કરવો. તે વિરૂદ્ધરાજ્યાતિક્રમ કહેવાય છે. ૪ હીન એટલે સ્વભાવની અપેક્ષાએ ન્યુન અથવા અધિક એવા માન–ઉન્માન એટલે જોખવાના કાટલા અને દાણા ભરવાની પાલી વગેરે, તે ઓછા રાખવા અથવા અધિક રાખવા. ૫ શુદ્ધ એવી ડાંગેર અથવા ઘી પ્રમુખ વસ્તુની કીંમત લઇને તેની બરોબર જેમાં દાણા ન હોય તેવા પોચા (ફોતરા) મેળવીને ડાંગર આપવી, અને ચર્બી વગેરે મેળવીને ઘી આપવું—અર્થાત ભારે વસ્તુ

वसादि वा द्रव्यं तेन व्यवहारो विक्रयरूपः स प्रतिरूपकव्यवहार इति ५।

इह स्तेनप्रयोगो यद्यपि चौर्यं न करोमि न कारयामीत्येव प्रतिपन्नव्रतस्य भंग एव तथापि किमधुना यूय निर्व्यापारास्तिष्ठथ? यदि वो भक्तकादि नास्ति तदाहददानि भवदानीतमोषस्य च यदि विक्रायको न विद्यते तदाहं विक्रेष्यामि इत्येवंविधवचनैश्चौरान् व्यापारयतः स्वकल्पनया तद्व्यापारण परिहरतो व्रतसापेक्षस्यासावतिचारः । तथा स्तेनाहृत क्राणक्रयेण लोभदोषात् प्रच्छन्न गृह्णंश्चौरो भवति । यदाह—

" चौरश्चौरापको मंत्री भेदज्ञः क्राणकःक्रयी । अन्नदः स्थानदश्चैव चौरः सप्तविधः स्मृतः ॥ १ ॥

---

લઈ હલકી કરી હલકી વસ્તુ જે તેના સરખી જણાતી હોય તે આપવી—વેચવી—એવો વ્યાપાર કરવો તે પ્રતિરૂપક વ્યવહાર કહેવાય છે ૫

અહિં સ્તેન પ્રયોગ—એટલે ચોરીનો વ્યાપાર કરવામા જો કે 'હુ ચોરી નહી કરૂ અને નહી કરાવુ, એ પ્રકારે વ્રત અગીકાર કરનારને વ્રતનો ભગજ છે, તો પણ પોતાની કલ્પનાવડે ચોરીના વ્યાપારનો ત્યાગ કરનારને વ્રતની અપેક્ષાએ અતિચાર છે, પણ ભગ નથી, કારણકે, તે પુરૂષ ચોર લોકોને એમ કહે છે કે, 'તમે હમણા વ્યાપાર વિના (નિરૂદ્યમી) કેમ બેશી રહ્યા છો? જો તમારે ખાવાપીવા વગેરે ન હોય તો હુ આપુ અને તમારી ચોરીના માલને જો કોઇ વેચનાર ન હોય તો હુ વેચી આપીશ" આવા વચનોથી ચોરને પ્રેરણા કરતા અને પોતાની કલ્પના એ ચોરીના વ્યાપારને છોડી દે તો એવા તે વ્રતની અપેક્ષાવાળો છે, માટે તે પુરૂષને એ અતિચાર છે

વળી તે ચોર લોકોએ ચોરેલા દ્રવ્યને લોભના દોષથી છાની રીતે વેચાતુ લેનારો પુરૂષ પણ ચોર કહેવાય છે. તેને માટે નીતિ શાસ્ત્રમા લખ્યુ છે કે,

૧ "ચોર, ૨ ચોરી કરાવનાર, ૩ ચોરીનો વિચાર કરી ગોઠવણ કરનાર ૪ ચોરીના ભેદને જાણી તેને મદદ આપનાર, ૫ ચોરેલી વસ્તુને વેચનાર તથા લેનાર, ૬ ચોરને અન્ન આપનાર અને ૭ ચોરને સ્થાન આપનાર—એ સાત પ્રકારના ચોર કહેલા છે ૧

ततश्चौर्यकरणाद् व्रतभंगः वाणिज्यमेव मया विधीयते न चौरिकेत्यध्यवसायेन च व्रतानपेक्षत्वाभावाद् भंग इति भंगाभंगरूपोऽतिचारः ।

विरुद्धराज्यातिक्रमस्तु यद्यपि स्वस्वामिनोऽननुज्ञातस्य परकटकादिप्रवेशस्य " सामीजीवादत्तं तित्थयरेणं तहेव य गुरूहिं " इत्यदत्तादानलक्षणयोगेन विरुद्धराज्यातिक्रमकारिणां च चौर्यदंडयोगेनादत्तादानरूपत्वाद् भंग एव तथापि विरुद्धराज्यातिक्रमं कुर्वता मया वाणिज्यमेव कृतं न चौर्यमिति भावनया व्रतसापेक्षत्वात् लोके च चौरोऽयमिति व्यपदेशाभावादतिचारोऽयमिति ।

तथा हीनाधिकमानोन्मानव्यवहारः प्रतिरूपकव्यवहारश्च परव्यंसनेन परधनग्रहणरूपत्वाद् भंग एव केवलं क्षात्रखननादिकमेव चौर्यं कूटतुलादिव्यवहारतत्प्रतिरूपकव्यवहारौ तु वणिक्कलैवेति स्वकीयकल्पनया व्रतरक्षणोद्यततयाति-

---

તેથી ચોરી કરવાથી વ્રતનો ભંગ થયો, 'મારે વેપાર કરવો છે, પણ ચોરી કરવી નથી, એવા અધ્યવસાયને લઇને વ્રતની અપેક્ષા રાખે છે, માટે વ્રતનો ભંગ ન કહેવાય. એક દેશથી વ્રતનો ભંગ અને એક દેશથી અભંગ માટે એ અતિચાર કહેવાય છે.

વિરોધી—શત્રુના રાજ્યના અતિક્રમને માટે તો એમ છે કે જો પોતાના સ્વામીની આજ્ઞા વિના શત્રુના લશ્કર વગેરેમાં ગુપ્ત રીતે પેશવું તે પાક્ષિકસૂત્ર (પાખીસૂત્ર) માં કહ્યું છે કે, "સ્વામી અદત્ત, જીવ અદત્ત તથા તીર્થંકર તથા ગુરૂએ આજ્ઞા ન આપેલો" એ અદત્તાદાનના લક્ષણવાળો યોગ છે. તે વડે વિરૂદ્ધ રાજ્યમાં અતિક્રમ કરનારાઓને ચોરના જેવા દંડ યોગ વડે અદત્તાદાનપણું છે, માટે વ્રતનો ભંગ છે, તથાપિ " વિરૂદ્ધ રાજ્યમાં અતિક્રમ કરનારા એવા મેં વેપારજ કર્યો છે, કાંઇ ચોરી કરી નથી " એવી ભાવનાથી તેને વ્રત કરવાની અપેક્ષા છે, તેથી, તેમજ 'આ ચોર છે' એવી લોકમાં પ્રસિદ્ધિ નથી. માટે તે અતિચાર કહેવાય છે. વ્રત ભંગ નહીં.

ઓછું અથવા વધારે જોખવું માપવું, એવો જે વ્યવહાર તથા ભારે અને હલકી વસ્તુની પરસ્પર લેવડ દેવડ કરવાનો જે વ્યવહાર—તે વ્યવહારમાં બીજાને છેતરી પારકા ધનને ગ્રહણ કરવાપણું છે, માટે વ્રતનો ભંગજ છે. વળી કેવળ ખાતર પાડવું, એજ ચોરી છે. પરંતુ કપટથી જોખી લેવું અને

चार इति अथवा स्तेनप्रयोगादयः पंचाप्यमी व्यक्तचौर्यरूपा एव केवल सहसाकारादिना अतिक्रमव्यतिक्रमादिना वा प्रकारेण विधीयमाना अतिचारतया व्यपदिश्यते इति ।

न चैते राजसेवकादीना न संभवति, तथाद्यात्रयोः स्पष्ट एव तेषा सभवः, विरुद्धराज्यातिक्रमस्तु, यदा सामतादिः स्वस्वामिनो वृत्तिमुपजीवति तद्विरुद्धस्य च सहायी भवति तदा तस्यातिचारो भवति कूटतुलादयस्तु यदा भाण्डागारद्रव्याणा विनिमय कारयति तदा राज्ञोऽप्यतिचाराः स्युरिति ॥ १६ ॥

अथ चतुर्थाणुव्रतस्य स्वदारसतोषलक्षणस्य परदारपरिहारस्य चातीचाराः।

**परविवाहकरणे त्वरपरिगृहीतापरिगृहीतागमनानंग-**

---

સારી વસ્તુ જેવી હલકી વસ્તુ આપી સારી વસ્તુની કીમત લઈ લેવી એ બને વ્યવહાર તો વાણીયાની કલાજ છે એમ પોતાની કલ્પના કરી વ્રતના રક્ષણ માટે ઉદ્યમવત થવુ, એ અતિચાર છે, પણ વ્રતભગ નથી અથવા સ્તેન પ્રયોગ વગેરેએ પાચ સ્પષ્ટ રીતે ચોરી રૂપજ છે, પરન્તુ કેવળ સહસાત્કાર વગેરેથી અથવા અતિક્રમ- વ્યતિક્રમ વગેરે પ્રકારથી કરવામા આવે છે તેથી તે અતિચારને નામે કહેવાય છે

એ રાજાના સેવક વગેરેને સભવે નહી, એમ ન સમજવુ તેમને પણ એ અતિચાર સભવે છે તે આ પ્રમાણે, તે પાચ અતિચારમા પહેલા બે અતિચારનોસભવ સ્પષ્ટ છે અને જે વિરૂદ્ધ રાજ્યાતિક્રમ નામે અતિચાર છે, તે તો જ્યારે સામતાદિક પોતાના સ્વામીની આજીવિકા ખાતા હોય અને તે સ્વામીની વિરૂધ્ધ એવા બીજા રાજાને સહાય કરે ત્યારે તેને અતિચાર લાગે છે અને ખોટા તોલ વગેરે તે તો જ્યારે ભડારના દ્રવ્યની લેવડદેવડમા જો રાજા ઉલટપાલટ કરાવે તો તે રાજાને પણ અતિચાર લાગે છે ૧૬

હવે સ્વદાર સતોષ અને પરસ્ત્રી ત્યાગરૂપ ચોથા અણુવ્રતના અતિચાર કહે છે

**મૂલાર્થ—પારકા છોકરાનો વિવાહ કરી આપવો, તથા પૈસા આપી રાખેલી વેશ્યા તથા અન્ય સ્રી સાથે સભોગ કરવો, લિગ તથા યોનિ સિવાય બીજા અગનો સભોગ કરવો, મૈથુનની તીવ્ર**

क्रीडातीव्रकामाभिलाषा इति ॥ १७ ॥

इत्वरपरिगृहीता चापरिगृहीता च इत्वरपरिगृहीतापरिगृहीते तयोर्गमने इत्वरपरिगृहीतापरिगृहीतागमने ततः परविवाहकरणं च इत्वरपरिगृहीतापरिगृहीतागमने चानंगक्रीडा च तीव्रकामाभिलाषश्चेति समासः। इह परेषां स्वापत्यव्यतिरिक्तानां जनानां विवाहकरणं कन्याफललिप्सया स्नेहसंबंधादिना वा परिणयविधानं इह च स्वापत्येष्वपि संख्याभिग्रहो न्याय्यः । तथा इत्वरी अयनशीला भाटीप्रदानेन स्तोककालं परिगृहीता इत्वरपरिगृहीता वेश्या तथा अपरिगृहीता वेश्यैवागृहीतान्यसत्कभाटिः कुलांगना चानाथेति तयोर्गमनं आसेवनं इत्वरपरिगृहीतापरिगृहीतागमनं तथा अंगं देहावयवोऽपि मैथुनापेक्षया योनिर्मेहनं तद्व्यतिरिक्तानि अनंगानि कुचकक्षोरुवदनादीनि तेषु क्रीडा रमणं अनंगक्रीडा अथवा अनंग कामः तस्य तेन वा क्रीडा अनंगक्रीडा स्वलिंगेनानिष्पन्नप्रयोज-

---

અભિલાષ—એ પાંચ અતિચાર કહેલા છે. ૧૭

ટીકાર્થ—ઇત્વર પરિગૃહીતા, અને અપરિગૃહીતા તે બંનેનું જે ગમન તે ઇત્વર પરિગૃહીતા પરિગૃહીતાગમન કહેવાય છે. તે પછી પરવિવાહકરણ, ઈત્વર પરિગૃહીતા, અપરિગૃતાગમન, અનંગ ક્રીડા અને તીવ્ર કામાભિલાષ—એ સર્વનો સમાસ થાય છે. અહિં પર એટલે પોતાના છોકરા શિવાય બીજાના છોકરાનો વિવાહ કરી આપવો; કન્યાદાનના ફલની ઇચ્છાથી અથવા સ્નેહ સંબંધને લઇને જે પરણાવવું, તે અતિચાર કહેવાય છે. અહિં પોતાના છોકરા પરણાવવા તેને માટે પણ ‘ આટલાજ છોકરા પરણાવવા એથી વિશેષ ન પરણાવવા એવી સંખ્યાનો અભિગ્રહ કરવો તે ન્યાય છે. જે ભાડુ પૈસા આપીને થોડા કાળસુધી ભોગવાય, તેવી સ્ત્રી ( ઈત્વરી ) એટલે રાખેલી વેશ્યા કહેવાય છે. તથા અન્ય પુરૂષ સંબંધી ભાડુ ન ખાતી હોય, એવી સ્ત્રી એ પણ વેશ્યા જાણવી. તેને ભોગવવી તે. અથવા જેને માથે ધણી નથી એવી કુલીન સ્ત્રીને ભોગવવી તે બે પ્રકારે અતિચાર લાગે છે. વળી અંગ એટલે દેહનો અવયવ, પણ મૈથુનની અપેક્ષાએ તેનો અર્થ યોનિ અને લિંગ—એ બે થાય. તે શિવાયના

नस्याद्दायश्चर्मादिघटितप्रजननेनयोपिदवाच्यदेशासेवनमित्यर्थः । तथा कामे कामोदयजन्ये मैथुने अथवा सूचनात्सूत्रमिति न्यायात् कामेषु कामभोगेषु तत्र कामौ शब्दरूपे भोगा गंधरसस्पर्शाः तेषु तीव्राभिलाषोऽत्यततदध्यवसायित्वं यतो वाजीकरणादिनाऽनवरतसुरतसुखार्थं मदनमुद्दीपयति एतान्समाचरन्नतिचरति चतुर्थाणुव्रतमिति ।

इह च द्वितीयतृतीयातिचारौ स्वदारसंतोषिण एव नेतरस्य शेषास्तु द्वयोरपीति एतदेव च सूत्रानुपाति । यदाह—" सदारसंतोसस्स इमे पंच अइयारा " इत्यादि । भावना चेयमत्र भाटीप्रदानेनेत्वरकालस्वीकारेण स्वकलत्रीकृत्य वेश्यां भुंजानस्य स्वकीयकल्पनया स्वदारत्वेन व्रतसापेक्षचित्तत्वान्न व्रतभंगः अ-

---

स्तन, साथळ,मुख वगेरे सघळा अनग कहेवाय छे.तेमा क्रीडा करवी ते अतिचार कहेवाय छे अथवा अनग एटले काम तेनी अथवा ते वडे क्रीडा ते अनग क्रीडा कहेवाय छे. एटले पोताना लिंगे करी जेनु प्रयोजन सिद्ध थयु नथी एवा पुरुषे कोई प्रकारनी बनावटना चामडा प्रमुख वस्तुवडे लिंग उत्पन्न करी ते वडे स्त्रीना गुह्यस्थाननु सेवन करवु, ते अनग क्रीडा नामे अतिचार कहेवाय छे.

तथा काम एटले कामना उदयथी जन्य एवा मैथुनमा अथवा 'मात्र सूचना करे तेने सूत्र कहेवाय' ए न्यायथी काम एटले कामभोग तेमा शब्द तथा रूप—ए बे काम अने गध,रस अने स्पर्श—ए भोग तेओने विषे तीव्र अभिलाष एटले अत्यत तेमा अध्यवसाय राखवापणु अर्थात् निरंतर विषय सुखने भोगववाने वाजीकरण वगेरे उपचार करी कामोद्दीपन करे—ए चोथा अणुव्रतना अतिचार छे

अहि बीजो इत्वर परिगृहीता अने त्रीजो अपरिगृहीता स्त्रीनागमन रूप जे अतिचार छे, ते स्वदार सतोषी एटले पोतानी स्त्रीमाज सतोष राखनार पुरुषनेज होय छे, बीजाने होता नथी अने जे बाकीना त्रण अतिचार रह्या, ते तो बनेने परण लागे छे ए वात सूत्रमा कहेली छे. ते कहे छे—'पोतानी स्त्रीमा सतोषवाळा पुरुषने आ पाच अतिचार लागे छे' इत्यादि आ स्थळे आ प्रकारनी भावना छे भाडु आपी थोडा काळ स्वीकार करी पोतानी

ल्पकालपरिग्रहाच्च वस्तुतोऽस्वकलत्रत्वाद्भंग इति भंगाभंगरूपोऽतिचारः । अपरिगृहीतागमनं त्वनाभोगादिनाऽतिक्रमादिना वातिचारः । परदारवर्जिनो नैतावतिचारावित्वरकालपरिगृहीतापरिगृहीतयोर्वेश्यात्वेनानायकुलांगनायास्त्वनाथतयैवापरदारत्वादिति ॥

अपरे त्वाहुः, इत्वरपरिगृहीतागमनं स्वदारसंतोषवतोऽतिचारः अपरिगृहीतागमनं तु परदारवर्जिनस्तत्र प्रथमभावना पूर्ववत् । द्वितीयभावना त्वेवं–अपरीगृहीतानामेव वेश्यानां यदा गृहीतान्यसत्कभाटिकामभिगच्छति तदा परदारगमनजन्यदोषसंभवात्कथंचित् परदारत्वाच्च भंगो वेश्यात्वाच्चाभंगो भंगाभगं

---

स्त्री रूप करेली वेश्याने भोगवता एवा पुरुषने पोतानी कल्पनाए पोतानी स्त्री छे एवे रूपे भोगवता तेनुं चित्त व्रतनी अपेक्षावाळुं होवाथी तेना व्रतनो भंग न कहेवाय अने अल्प काळसुधी तेनो परिग्रह छे, तेथी वस्तुताए ते पोतानी स्त्री नथी माटे व्रतनो भंग थयो पण कहेवाय एवी रीते व्रतनो भंग अने अभंग ए रूप अतिचार जाणवो.

न राखेली एवी जे वेश्या तेनी साथे संभोग करवो ते तो अनाभोगादि—अविचारे करीने अथवा व्रतनुं उल्लंघन करवुं ते वडे करीने अतिचार थाय छे. अने जे पुरुष परस्त्रीने वर्जनार छे, तेने ते बे अतिचार थता नथी कारण के, थोडो काल ग्रहण करेली अने न करेली—ए बे प्रकारनी वेश्या छे. तेमज अनाथ एवी कुलीन स्त्रीने पण अनाथपणाए करीने अपरस्त्रीपणुं छे. तेथी ए बे प्रकारना अतिचार नथी लागता. अहिं बीजा आचार्यो आ प्रकारे कहे छे. राखेली वेश्यानी साथे भोग करे तो पोतानी स्त्रीथी संतोष पामनारा पुरुषने ए अतिचार लागे छे. अने कोईए राखेली न होय तेवी वेश्यानी साथे गमन करे तो परस्त्रीने वर्जनारा पुरुषने अतिचार लागे छे. तेमां प्रथम अतिचारनी तेवी भावना जाणवी. अने बीजा अतिचारनी भावना तो आ प्रकारे छे. कोइए न राखेली वेश्याओनी अंदर जेणीए बीजानुं भाडुं ग्रहण करेलुं छे, एवी वेश्यानी साथे जो संभोग करे तो तेने कोईक रीते परस्त्रीपणुं आववाथी व्रतभंग थयो अने वेश्यापणाने लइने व्रतभंग न पण थयो—एटले देशथी भंग अने देशथी अभंग–ए बे थया

इत्यतिचारः

अन्ये पुनरन्यथा प्राहुः—

" परदारवज्जिणो पञ्च होन्ति तिन्नि उ सदारसंतुट्ठे ।
इत्थीए तिन्नि पंच व भंगविगप्पेहिं नायव्वा " ॥ १ ॥

इह भावना—परेण इत्वरकालं या परिगृहीता वेश्या तद्गमनमतिचारः परदारवर्जिनः कथंचित्तस्याः परदारत्वात् । तथा अपरिगृहीतायाः अनाथकुलाङ्गनाया एव यद्गमनं तदपि तस्यैवातिचारो लोके परदारत्वेन तस्या रूढत्वात् । तत्कामुककल्पनया च परस्य भर्त्रादेरभावेनापरदारत्वात् । शेषास्तूभयोरपि स्युः । तथाहि । स्वदारसंतोषिणः स्वकलत्रेऽपि तदितरस्य तु वेश्यास्वकलत्रयोरपि यद-

---

તેથી અતિચાર જાણવો

અહિં બીજા આચાર્યો વળી જુદી રીતે કહે છે —

" પરસ્ત્રી વર્જનાર પુરૂષને પાંચ અતિચાર હોય છે, સ્વદાર સંતોષી પુરૂષને ત્રણ અતિચાર હોય છે એવી રીતે સ્ત્રીને પણ ભાગાના વિકલ્પે કરીને ત્રણ તથા પાંચ અતિચારના ભેદ ( ભાગા ) જાણવા ૧ "

અહિં આ પ્રકારે ભાવના કરવી—જે વેશ્યા ' આટલા વખત સુધી મારે રાખવી ' એવી રીતે પર પુરૂષે ગ્રહણ કરેલી છે, તે વેશ્યાનો ભોગ કરે તો પરસ્ત્રીને ત્યાગ કરનાર પુરૂષને અતિચાર લાગે, કારણકે, કોઇપણ રીતે તેને પરસ્ત્રીપણું છે વળી કોઇએ ગ્રહણ ન કરેલી ધણી વિનાની કુલીન સ્ત્રીની સાથે ભોગ કરે તો તે પણ તેનેજ અતિચાર લાગે, કારણકે, જગતમાં તે પરસ્ત્રી તરીકે રૂઢિથી પ્રખ્યાત છે કામી પુરૂષની કલ્પનાએ તો તેના પર એટલે ધણી વગેરેના અભાવથી તે પરસ્ત્રી નથી બાકીના ત્રણ અતિચાર તો એ બે પ્રકારના પુરૂષોને પણ હોય છે, તે બતાવે છે પોતાની સ્ત્રીમાં સંતોષ રાખનારને પોતાની સ્ત્રીને વિષે અને પરસ્ત્રીનો ત્યાગ કરનારને પણ વેશ્યા તથા પોતાની સ્ત્રીને વિષે પણ લિંગ તથા યોનિ—એ બે અંગનો ત્યાગ કરી બીજા શરીરના ભોગનું સાક્ષાત્ પચ્ચખાણ નથી કર્યું તોપણ તે ભોગને ન કરે કારણકે, એ પુરૂષ પાપથી અત્યંત બ્હીકણ છે, માટે બ્રહ્મચર્યનેજ કરવા ઇચ્છે છે તોપણ

नंगरतं तत्साक्षादप्रत्याख्यानमपि न विधेयं यतोऽसावत्यंतपापभीरुतया ब्रह्मचर्यं चिकीर्षुरपि यदा वेदोदयासहिष्णुतया तद्विधातुं न शक्नोति तदा यापनामात्रार्थं स्वदारसंतोषादि प्रतिपद्यते मैथुनमात्रेणैव च यापनायाः संभवादनंगरतमर्थतः प्रत्याख्यातमेव एवं परविवाहतीव्रकामाभिलाषावपीत्यतः कथंचित् प्रत्याख्यातेषु प्रवृत्तेरतिचारता तेषां ।

अन्ये त्वनंगक्रीडामेवं भावयंति । स हि निधुवनमेव व्रतविषय इति स्वकीयकल्पनया तत्परिहरन् स्वदारसंतोषी वेश्यादौ परदारवर्जकस्तु परदारेष्वालिंगनादिरूपामनंगक्रीडां कुर्वन् कथंचिदेवातिचरति व्रतं व्रतसापेक्षत्वादिति । तथा स्वदारसंतोषवता स्वकलत्रादितरेण च स्वकलत्रवेश्याभ्यामन्यत्र मनोवाक्कायैर्मैथुनं न कार्यं न च कारणीयमित्येवं यदा प्रतिपन्नं व्रतं भवति तदा परविवाहकरणतः

---

જ્યારે પુરૂષવેદના ઉદયનું સહન કરવાપણું ન થાય, તેથી તે બ્રહ્મચર્યને પાળવા સમર્થ ન થાય, ત્યારે કેવળ નિર્વાહને માટે પોતાની સ્ત્રીમાં સંતોષ વગેરે અંગીકાર કરે છે,કારણકે, માત્ર મૈથુનવડેજ કામના નિર્વાહનો સંભવ છે. અનંગ રતનું તો પચ્ચખ્ખાણ આવીજ ગયું. એવીરીતે પરવિવાહ તથા તીવ્રકામાભિલાષ—એ બંનેને માટે પણ જાણી લેવું તેઓના પણ કોઇ પ્રકારે પચ્ચખ્ખાણ કરતાં છતાં પણ પ્રવૃત્તિ થાય છે. માટે તેમને અતિચારપણું આવેછે.

અહિં બીજા આચાર્યો અનંગ ક્રીડાને માટે આ પ્રકારે ભાવના કરેછે. વ્રત ગ્રહણ કરનારો પુરૂષ મૈથુનનેજ વ્રતનો વિષય માને છે, એટલે ‘ મેં સાક્ષાત્ મૈથુન કરવાનો નિયમ લીધો છે,પરંતુ આલિંગન વગેરેનો નિયમ લીધો નથી ’ આ પ્રમાણે પોતાની કલ્પનાએ કરી તે મૈથુનનો ત્યાગ કરી અને વેશ્યાદિકને પોતાની સ્ત્રી કરી સંતોષ પામે છે. તેવો પુરૂષ અને પરસ્ત્રીનો ત્યાગી આલિંગન વગેરે કામ ક્રીડાને કરતો કોઈ પ્રકારે વ્રતનું અતિક્રમ કરે છે. કારણકે, તેને, વ્રતની અપેક્ષા છે.તેમ પોતાની સ્ત્રીમાં સંતોષવાળાએ પોતાની સ્ત્રીથી અન્ય સ્ત્રી વિષે અને પરસ્ત્રીવર્જ કે પોતાની પરણેલી સ્ત્રી અને વેશ્યા એ બેથી બીજી સ્ત્રીને વિષે મન વચન અને કાયાએ કરી મૈથુન ન કરવું તથા ન કરાવવું એવું જ્યારે વ્રત અંગીકાર કર્યું છે ત્યારે પરવિવાહ કરવાથી

तत्कारणमर्थतोऽनुष्ठित व्रतति तद्व्रती च मन्यते विवाह एवायं मया विधीयते न मैथुनमिति ततो व्रतसापेक्षत्वादतिचार इति ।

ननु परविवाहकरणे कन्याफललिप्साकारणमुक्त तत्र किं सम्यग्दृष्टिरसौ व्रती मिथ्यादृष्टिर्वा यदि सम्यग्दृष्टिस्तदा तस्य न सा सव्रतति सम्यग्दृष्टित्वादेव अथ मिथ्यादृष्टिस्तदा मिथ्यादृष्टेरव्रतानि व्रतन्त्येवेति कथ सा परविवाहकरणलक्षणातिचारकारणमिति । सत्य केवलमव्युत्पन्नावस्थाया सापि सव्रतति । किंच यथा भद्रकस्य मिथ्यादृशोऽपि सन्मार्गप्रवेशनायाभिग्रहमात्र ददत्यपि गीतार्थाः । यथा आर्यसुहस्ती रकस्य सर्वविरति दत्तवान् इड च परविवाहवर्जन स्वापत्यव्य-

---

અર્થાત્ મૈથુન કરાવ્યુ ગણાય, પરતુ તે મૈથુન ત્યાગના વ્રતવાળો એમ માને જે 'મે તો આ વિવાહજ કર્યો છે, કાઇ મૈથુન કરાવ્યુ નથી,' તો તેમા વ્રતની અપેક્ષા છે તેથી તે અતિચાર છે, વ્રતભગ નથી

અહિ કોઈ શકા કરે કે, પારકા વિવાહ કરવાને વિષે કન્યાદાનના ફલની ઇચ્છારૂપ તેનુ કારણ કહ્યુ, તો તે ઇચ્છા કરનારો વ્રતી માણસ સમ્યગ્ દ્રષ્ટિ છે કે મિથ્યાદ્રષ્ટિ છે? જો તે સમ્યગ્ દ્રષ્ટિ છે તો તેને ફલની ઇચ્છા હોય નહી, કારણકે, તેનામા સમ્યગ્ દ્રષ્ટિપણુ છે કદિ તમે કહેશોકે, એતો મિથ્યા દ્રષ્ટિવાળો છે, તો તેને વ્રતજ હોય નહી, જ્યારે વ્રત ન હોય તો પછી પરવિવાહ કરવાના અતિચારનુ કારણરૂપ ઇચ્છા કેમ સભવે? અર્થાત્ વ્રતજ નથી તો પછી વ્રતનો અતિચાર ક્યાથી હોય? આના ઉત્તરમા કહે છે કે? તમે કહો છો, તે ઠીક છે, પરતુ કેવળ અવ્યુત્પન્ન અવસ્થાને વિષે એટલે સર્વથા મિથ્યાદ્રષ્ટિપણુ ગયુ નથી અને સર્વથા સમ્યગ્ દ્રષ્ટિપણુ આવ્યુ નથી એવી મધ્યમ સ્થિતિમા વિવાહ કરવાના ફલની પ્રાપ્તિ સબધી ઇચ્છા રહે છે, ત્યારે પર વિવાહ કરવા રૂપ અતિચારનો સભવ થાય છે તેમ વળી ભદ્રક એવા મિથ્યાદ્રષ્ટિને પણ સન્માર્ગમા પ્રવેશ કરાવવાને માટે ગીતાર્થ પુરુષો માત્ર અભિગ્રહ કરાવે છે જેમ શ્રી આર્ય સુહસ્તી આચાર્યે રકને સર્વવિરતિ વ્રત આપ્યુ હતુ તે પ્રસગે અતિચારનો સભવ જાણવો એ પરવિવાહનો ત્યાગ કરવો એ પોતાના છોકરા વિના બીજાના છોકરાના વિવાહનો ત્યાગ કરવો—એ

तिरिक्तेष्वेव न्याय्यमन्यथाऽपरिणीता कन्या स्वच्छन्दचारिणी स्यात्ततः शासनो-पघातः स्याद्विहितविवाहा तु कृतव्रतबंधत्वेन न तथा स्यादिति । यच्चोक्तं स्वाप-त्येष्वपि संख्याभिग्रहो न्याय्यः तच्चिंतकांतरसद्भावे सुतसंख्यापूर्त्तौ वाऽपत्यांतरो-त्पत्तिपरिहारेणायत इति । अपरे पुनराहुः परोऽन्यो यो विवाहः आत्मन एव विशिष्टसंतोषाभावात् योषिदंतराणि प्रति विवाहांतरकरणं तत्परविवाहकरणमयं च स्वदारसंतोषिण इति स्त्रियास्तु स्वपुरुषसंतोषपरपुरुषवर्जनयोर्न भेदः स्वपुरुष-व्यतिरेकेणान्येषां सर्वेषां परपुरुषत्वात् । ततः परविवाहकरणानंगक्रीडातीव्रकामा-भिलाषाः स्वदारसंतोषिण इव स्वपुरुषविषये स्युः। द्वितीयस्तु यदा स्वकीयपतिः सपत्न्या वारकदिने परिगृहीतो भवति तदा सपत्नीवारकमतिक्रम्य तं परिभुंजा-

---

न्याय छे. जो एम न करे तो परण्या विनानी कन्या स्वच्छंदचारिणी थाय छे अने तेथी शासननो पण उपघात थाय—अर्थात् जैन शासननी निंदा थाय. अने जो कन्याने विवाहित करेली होय तो ते व्रतबंध—विवाहने लइने स्व-च्छंद चारिणी न थाय. वळी ते वात शास्त्रमां कही छे के, “ पोतानां छोकरां परणाववां तेने विषे पण संख्यानो अभिग्रह करवो. जेमके, ‘ मारे आटलां छोकरां परणाववां ते उपरांतनो नियम छे. ’ ते अभिग्रह पण एवो करवो के, कोई बीजो माणस ते विवाह वगेरेनी चिंता राखनार होवो जोइए. तोज ते अभिग्रह न्याय युक्त गणाय छे. अथवा घटे तेटलां छोकरांनी उत्पत्ति थतां बीजा छोकरां उत्पन्न करशुं तो तेने परणाववा पडशे जेथी नियम भांगशे ए प्रकारना दोष देखवाथी निवृत्ति पामे तो संख्यानो नियम करवो युक्त छे.

वळी अहीं बीजा आचार्यो एम कहे छे के, परविवाह कहेतां पोतानो बीजो विवाह करवो ते जाणवो. सारो संतोष नथवाथी बीजी स्त्रीओनी साथे विवाह करवो ते परविवाह करण कहेवाय छे. ए अतिचार स्वदार संतोषी पुरुषने लागे छे. अने स्त्रीने तो पोताना पुरुषमां संतोष अने परपुरुषनो त्याग—ए बेमां भेद नथी, कारणके तेणीने पोताना पुरुष विना बीजा सर्व पुरुषो परपुरुषज छे. तेथी एम सिद्ध थयुं के, जेम स्वदार संतोषी पुरुषने १ पर-विवाह करण, २ अनंग क्रीडा अने ३ तीव्र कामाभिलाष ए त्रण अतिचार छे; तेम स्त्रीने पण पोताना पुरुष संबंधी होय छे. ज्यारे पोतानो पति शो-

नाया अतिचारः। तृतीयस्त्वतिक्रमादिना परपुरुषमभिसरंत्याः समवसेयः ब्रह्मचारिणस्त्वतिक्रमादिनातिचार इति ॥ १७ ॥

अथ पंचमाणुव्रतस्य—

**क्षेत्रवास्तु–हिरण्यसुवर्ण–धनधान्य–दासीदास–कुप्य–प्रमाणातिक्रमा इति ॥ १८ ॥**

क्षेत्रवास्तुनोः १ हिरण्यसुवर्णयोः २ धनधान्ययोः ३ दासीदासयोः ४ कुप्यस्य ५ च प्रमाणातिक्रमाः इति समासः । तत्र क्षेत्र सस्योत्पत्तिभूमिः तच्च सेतुकेतूभयभेदात् त्रिविध तत्र सेतुक्षेत्रं अरघट्टादिसेक्यं केतुक्षेत्र त्वाकाशोदकनिष्पाद्य उभयक्षेत्रं तु तदुभयनिष्पाद्य वास्तु पुनरगारं ग्रामनगरादि च तत्रागारं त्रिविध खातमुच्छ्रित खातोच्छ्रितं च तत्र खात भूमिगृहादि उच्छ्रितं उच्छ्रयेण

---

કયના વારાને દિવસે ગ્રહણ કર્યો હોય, ત્યારે શોકયના વારાનું અતિક્રમણ કરવાથી તે પતિને ભોગવતી સ્ત્રીને બીજો અતિચાર લાગે છે અતિક્રમ વગેરે કરી પરપુરૂષ પ્રત્યે ગમન કરતી એવી સ્ત્રીને ત્રીજો અતિચાર લાગે છે અને જે બ્રહ્મચારી છે, તેને તો અતિક્રમ વિગેરેથી અતિચાર લાગે છે ૧૭

હવે પાચમા અણુવ્રતના અતિચાર કહે છે—

**મૂલાર્થ—ખેતર ઘર, રૂપુ સોનુ, ધન ધાન્ય, દાસી દાસ, અને આસન શય્યા વગેરેનુ જે પ્રમાણ કર્યું હોય, તેનુ અતિક્રમણ કરવુ—એ પાચ અતિચાર પાચમા અણુવ્રતને વિષે જાણવા. ૧૮**

ટીકાર્થ—ક્ષેત્રવાસ્તુ વગેરે પદોનો સમાસ થાય છે તેમા ક્ષેત્ર એટલે ધાન્યની ઉત્પત્તિની ભૂમિ, તે સેતુ, કેતુ અને સેતુ કેતુ એવા ત્રણ પ્રકારનુ છે તેમા જે ક્ષેત્ર કુવા ઉપરના ઘટી યત્ર ( રેંટ માળ ) વગેરેથી સિંચવા યોગ્ય હોય, તે સેતુક્ષેત્ર કહેવાય છે જેમા આકાશના પાણીથી ધાન્ય નીપજાવી શકાય, તે કેતુક્ષેત્ર કહેવાય છે અને જેમા બન્નેથી એટલે કુવાના અને આકાશના પાણીથી ધાન્ય નીપજાવી શકાય તે સેતુકેતુ ક્ષેત્ર કહેવાય છે ઘર, ગામ તથા નગર—એ વાસ્તુ કહેવાય છે તેમા ઘર ત્રણ પ્રકારના છે ખાત, ઉચ્છ્રત

कृतं जवनयं जूमिगृहस्योपरि प्रासादः एतयोश्च क्षेत्रवास्तुनोः प्रमाणस्य क्षेत्रांतरादिमीलनेन अतिक्रमोऽतिचारो नवति । तथाहि । किलैकमेव क्षेत्रं वास्तु वेत्यनिग्रहवतोऽधिकतरतदनिलाषे सति व्रतनंगनयात्प्राक्तनक्षेत्रादि प्रत्यासन्नं तद् गृहीत्वा पूर्वेण सह तस्यैकत्वकरणार्थं वृत्याद्यपनयनेन तत्तत्र प्रयोजयतो व्रतसापेक्षत्वात्कथंचिद्विरतिबाधनाच्चातिचार इति । तथा हिरण्यं रजतं सुवर्णं हेमतत्परिमाणस्य अन्यवितरणेनातिक्रमोऽतिचारो नवति । यथा केनापि चतुर्मासाद्यवधिना हिरण्यादिपरिमाणं विहितं तत्र च तेन तुष्टराजादेः सकाशात्तदधिकं तल्लब्धं तच्चान्यस्मै व्रतनंगनयात् प्रददाति पूर्णेऽवधौ गृहीष्यामीति नावनयेति व्रतसापेक्षत्वात्कथंचिद्विरतिबाधनाच्चातिचार इति ।

---

અને ખાતોચ્છ્રિત તેમાં જે ભોંયરા વગેરેનાં ઘર, તે ખાત કહેવાય છે. જે ભૂમિ ઉપર ઉંચા કરેલાં ઘર તે ઉચ્છ્રિત ગૃહ અને ભોંયરા ઉપર કરાવેલાં ઉંચાં ઘર તે ખાતોચ્છ્રિત કહેવાય છે. એ પ્રમાણે ક્ષેત્ર તથા વાસ્તુ એ બંન્નેનું પ્રમાણ કરી તેને બીજા ક્ષેત્રાદિકની સાથે મેળવવાથી અતિચાર થાય 'એકજ ક્ષેત્ર અથવા એકજ ઘર' એવો અભિગ્રહ ધારણ કરનારને તેથી વિશેષ અધિક અભિલાષ ઉત્પન્ન થતાં વ્રતના ભંગ થવાના ભયથી જુનાં ક્ષેત્ર વગેરેની નજીક બીજું ક્ષેત્ર ગ્રહણ કરી, પૂર્વના ક્ષેત્રની સાથે તેને એકમેક કરવાને માટે વાડ્ય પ્રમુખ કાહાડી નાખી જૂના સાથે મેળવનારને વ્રતની અપેક્ષા રહી છે, અને કોઇ પ્રકારે વિરતિને બાધ લાગવાથી અતિચાર હોય છે.

જે સોનું તથા રૂપું છે, તેનું પરિમાણ કરનાર પુરૂષને કોઈ બીજા પુરૂષને અધિક આપે તેણે કરીને અતિક્રમરૂપ અતિચાર થાય છે, જેમ કોઈ માણસે ચોમાસામાં સોના રૂપા વગેરેનું પરિમાણ કરી રાખ્યું હોય તે માણસને સંતુષ્ટ થયેલા રાજા પ્રમુખ તરફથી સોના રૂપાની અધિક પ્રાપ્તિ થતાં તે મળેલા સોના રૂપાને વ્રતના ભંગ થવાનાં ભયથી કોઈ બીજા માણસને આપી મુકે, અને તેની સાથે ઠરાવ કરે કે, " આ ચોમાસા આદિક મારા વ્રતનો અવધિ પૂર્ણ થશે, એટલે હું તમારી પાસેથી લઈશ. " આવી ભાવનાથી વ્રતની અપેક્ષા રાખે છે અને કોઈ રીતે વિરતિનો બાધ પણ આવે છે, તેથી અતિચાર લાગે છે.

तथा धन गणिमधरिममेयपरिच्छेद्यभेदाच्चतुर्विध तत्र गणिम पूगफलादि धरिम गुडादि मेय घृतादि परिच्छेद्य माणिक्यादि धान्य व्रीह्यादि एतत्प्रमाणस्य बधनतोऽतिक्रमोऽतिचारो भवति ।

यथा हि किल कृतधनादिपरिमाणस्य कोपि लभ्यमन्यद्वा धनादि ददाति तच्च व्रतभंगभयाच्चातुर्मास्यादिपरतो गृहगतधनादिविक्रये वा कृते गृहीष्यामीति भावनया बधनेन नियत्रणेन रज्ज्वादिसयमनेन सत्यकारदानादिरूपेण वा स्वीकृत्य तद्गृह एव स्थापयतीत्यतोऽतिचारः ।

तथा दासीदासप्रमाणातिक्रम इति सर्वद्विपदचतुष्पदोपलक्षणमेतत् तत्र द्विपदं पुत्रकलत्रदासीदासकर्मकरशुकसारिकादि चतुष्पद गवोष्ट्रादि तेषा यत्परिमाण तस्य गर्भाधान विधापनेनातिक्रमोऽतिचारो भवति यथा किल केनापि

---

ગણિમ, ધરિમ, મેય અને પરિચ્છેદ્ય એવા ચાર પ્રકારનુ ધન કહેવાય છે તેમા સોપારી વગેરે ગણિમ ધન કહેવાય છે ગોળ વગેરે ધરિમ, ઘી વગેરે મેય અને માણેક વિગેરે પરિચ્છેદ્ય ધન કહેવાય છે વ્રીહિ—ડાંગર વગેરે ધાન્ય કહેવાય છે—એ સર્વના પ્રમાણના બધનનો અતિક્રમ કરવાથી અતિચાર થાય છે. જેમ કોઇએ ધન વગેરેનુ પરિમાણ કર્યુ હોય, અને તેને કોઈ લભ્ય—લ્હેણાની રીતે અથવા બીજી રીતે અધિક દ્રવ્ય આપે તેને વ્રતના ભગના ભયથી એમ કહે કે, 'આ દ્રવ્ય ચોમાસુ આદિ નિયમનો અવધિ પૂરો થયા પછી લઇશ અથવા ઘરમા રહેલા દ્રવ્ય પ્રમુખ વેચીને ગ્રહણ કરીશ—"એવી ભાવના વડે કોઈ જાતનો બધ બાધવો—તથા નિયત્રણા કરવી એટલે કોઇ રીતે દોર પ્રમુખથી બાધીને અથવા કણુવાત વગેરે આપીને તે દ્રવ્ય અગીકાર કરી તેનાજ ઘરમા રાખે—તે અતિચાર થાય છે

વળી દાસી દાસના પ્રમાણનો અતિક્રમ કરે ઉપલક્ષણથી સર્વ બે પગવાળા અને ચાર પગવાળા પ્રાણીઓનો પરિમાણનુ ગ્રહણ કરવુ તેમા પુત્ર, સ્ત્રી, દાસી, દાસ, ચાકર, પોપટ, મેના વગેરે બે પગવાળા પ્રાણીઓમા ગણાય છે અને ગાય, ભેંસ, ઉટ વગેરે ચાર પગવાળા પ્રાણીઓમા ગણાય છે તેમનુ જે પરિમાણ તેને ગર્ભાધાન કરાવી જે અતિક્રમ થાય તે રૂપ અતિચાર લાગે છે જેમ કે, કોઇ પુરૂષે એક વર્ષની અવધિ કરી બે પશુ અથ-

संवत्सराद्यवधिना द्विपदचतुष्पदानां परिमाणं कृतं तेषां च संवत्सरमध्य एव प्रसवे अधिकद्विपदादिन्नावाद् व्रतन्नंगः स्यादिति तद्न्नयात् कियत्यपि काले गते गर्न्नग्रहणं कारयतो गर्भस्थद्विपदादिन्नावेन बहिर्गततदन्नावेन च कथंचिद्व्रतन्नंगाद्तिचारः ।

तथा कुप्यमासनशयनादिगृहोपस्करः तस्य यन्मानं तस्य पर्यायांतरारोपणेनातिक्रमोऽतिचारो न्नवति । यथा किल केनापि दश करोटकानीति कुप्यस्य परिमाणं कृतं ततस्तेषां कथंचिद् द्विगुणत्वे न्नूते सति व्रतन्नंगन्नयात्तेषां द्वयेन द्वयेन एकैकं महत्तरं कारयतः पर्यायांतरकरणेन संख्यापूरणात्स्वान्नाविकसंख्याबाधनाच्चातिचारः ।

अन्ये त्वाहुः तदर्थित्वेन विवक्षितकालावधेः परतोऽहमेतत्करोटकादि

---

થા ચોપગા પ્રાણીઓનું પરિમાણ કર્યું, પછી તે પ્રાણીઓમાં કોઈને વર્ષની અંદરજ પ્રસવકાલ થતાં તે પ્રાણીઓ પરિમાણ ઉપરાંત વધી જવાથી વ્રતનો ભંગ થાય, એવા ભયથી કેટલોક કાળ ગયા પછી ગર્ભાધાન કરાવતા એવા પુરૂષને ગર્ભમાં પ્રાણીઓ રહેલા છે. પણ બાહેર જણાતા નથી, તેથી કોઈ રીતે વ્રતનો ભંગ થયો ગણાય અને કોઈ પ્રકારે ન થયો ગણાય, તેથી અતિચાર લાગે છે.

વળી કુપ્ય એટલે આસન, શયન વગેરે ઘરનો ઉપકરણ તેનું જે માન—પરિમાણ કર્યું હોય, તેને બીજા પર્યાય રૂપે આરોપણ કરવાથી અતિક્રમ રૂપ અતિચાર લાગે છે. જેમ ત્રાંબા—પીતળના દશ પાત્રનું કોઈએ પરિમાણ કર્યું. તે પછી તે પાત્ર કોઈ પ્રકારે બમણાં થતાં વ્રતના ભંગના ભયથી તે બે બે પાત્રનું એક એક અતિ મોટું પાત્ર કરાવી તેનું બીજું નામ કરાવી પોતાની ધારેલી સંખ્યાને પુરી કરે, પણ પોતે જેટલી સંખ્યા રાખી હતી તેનો બાધ આવવાથી અતિચાર લાગે છે.

અહિ બીજા આચાર્યો આ પ્રમાણે કહે છે—તે પાત્રાદિકનું ગ્રહણ કરવાનું અવશ્ય રહેલું છે, તેથી પોતે પરિમાણ કરી રાખેલા કાળનો અવધિ થઈ રહ્યા પછી 'હું આ પાત્રાદિકને ગ્રહણ કરીશ, માટે એ બીજાને ન આપવાં' એવી વ્યવસ્થા કરનારા પુરૂષને અતિચાર કહે છે. વળી યથાશ્રુતપણે કરીને એટલે ક્ષેત્ર વાસ્તુ પ્રમુખનું જેટલું પરિમાણ કર્યું છે, તેટલા પરિમા-

तथा तत्कर्तृषु प्रशंसोपचाराविति ॥ ४७ ॥

तत्कर्तृष्वात्मानमपेक्ष्याशक्यानुष्ठानविधायिषु पुरुषसिंहेषु प्रशंसोपचारौ । प्रशंसा मुहुर्मुहुर्गुणोत्कीर्तनरूपा उपचारश्च तदुचितान्नपानवसनादिना साहाय्यकरणमिति ॥ ४७ ॥

तथा निपुणत्वावचिंतनमिति ॥ ४८ ॥

निपुणानामतिनिपुणमतिसूक्ष्मज्ञानगम्यानां ज्ञानानां पदार्थानामुत्पादव्यय ध्रौव्यस्वभावानां बंधमोक्षादीनां चानुप्रेक्षणं यथा—

" अनादिनिधने द्रव्ये स्वपर्यायाः प्रतिक्षणम् ।
उन्मज्जंति निमज्जंति जलकल्लोलवज्जले ॥ १ ॥

स्नेहाभ्यक्तशरीरस्य रेणुना श्लिष्यते यथा गात्रम् ।

---

મૂલાર્થ—તે અશક્ય અનુષ્ઠાનને કરનાર પુરૂષોની પ્રશંસા કરવી અને તેમને સહાય આપવી. ૪૭

ટીકાર્થ—પોતાના આત્માની અપેક્ષાએ તે અશક્ય અનુષ્ઠાનને કરનાર એવા સિંહ સમાન પુરૂષોની પ્રશંસા કરવી એટલે વારંવાર તેમના ગુણોનુ કીર્ત્તન કરવુ ઉપચાર એટલે તેમને યોગ્ય એવા અન્ન, પાન, વસ્ત્ર વિગેરેથી તેમને સહાય કરવી ૪૭

મૂલાર્થ—સૂક્ષ્મ બુદ્ધિવડે જાણવા યોગ્ય એવા પદાર્થોનુ ચિંતવન કરવુ ૪૮

ટીકાર્થ—નિપુણ એટલે અતિસૂક્ષ્મ વિચારવાળાને જાણવા યોગ્ય એવા ભાવ (પદાર્થ) એટલે ઉત્પાદ, વ્યય અને ધ્રુવસ્વભાવવાળા બંધ, મોક્ષ વગેરે પદાર્થોનો વિચાર કરવો. જેમકે,

" અનાદિ અને અનંત એવા દ્રવ્યનેવિષે પ્રતિક્ષણે જળમાં તેના તરંગોની જેમ સ્વપર્યાય ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે " ।

જેમ તેલથી ચોળેલા શરીરવાળા માણસના ગાત્ર ઉપર રજ ચોટે છે,

रागद्वेषाक्लिन्नस्य कर्मबंधो जवत्येवम् ॥ २ ॥

इत्यादीनि ॥ ४८ ॥

तथा गुरुसमीपे प्रश्न इति ॥ ४९ ॥

यदा पुनर्निपुणं चिंत्यमानोऽपि कश्चिद्भावोऽतिगंजीरतया स्वयमेव निश्चेतुं न पार्यते तदा गुरोः संविग्नस्य गीतार्थस्य च समीपे प्रश्नो विशुद्धविनयपूर्वकं पर्यनुयोगः कार्यः यथा जगवन्नवबुद्धोऽयमर्थोऽस्माभिः कृतयत्नैरपि ततोऽस्मान्बोधयितुमर्हंति जगवंत इति ॥ ४९ ॥

तथा निर्णयावधारणमिति ॥ ५० ॥

निर्णयस्य निश्चयकारिणो वचनस्य गुरुणा निरूपितस्य अवधारणं दत्तावधानतया ग्रहणम् ।

जणितं चान्यत्रापि—

" सम्मंवियारियव्वं अट्ठपयं जावणापहाणेण ।

---

તેમ રાગદ્વેષથી વ્યાપ્ત એવા પુરૂષને કર્મનો બંધ થાય છે. ૨ ઈત્યાદિ. ૪૮

મૂલાર્થ—ગુરૂની સમીપે પ્રશ્ન પુછવા. ૪૯

ટીકાર્થ—જ્યારે નિપુણતાથી વિચાર કરેલો કોઇ ભાવ—પદાર્થ અતિ ગંભિરપણાને લઇને પોતાની મેલે તેનો નિશ્ચય ન થઇ શકે ત્યારે સંવેગી અને ગીતાર્થ એવા ગુરૂની સમીપે શુદ્ધ વિનય પૂર્વક પ્રશ્ન પુછવો.

જેમકે " હે ભગવન, અમોએ યત્ન કર્યો તોપણ આ અર્થ અમારા સમજવામાં આવતો નથી, માટે આપ ભગવંત અમોને સમજાવવાને યોગ્ય છો " ૪૯

મૂલાર્થ—ગુરૂએ નિર્ણય કરેલા અર્થનું અવધારણ કરવું. ૫૦

ટીકાર્થ—નિર્ણય એટલે ગુરૂએ નિરૂપણ કરેલું નિશ્ચય કારક વચન તેનું અવધારણ કરવું,એટલે અવધાન આપી એકાગ્ર ચિત્ત રાખી સાંભલી ગ્રહણ કરવું

તે વિષે બીજે સ્થલે પણ કહેલું છે—

ભાવના છે પ્રધાન જેને એવા પુરૂષે બહુશ્રુત ગુરૂ પાસેથી સાંભળેલા

विसए य वाविचिन्त्र बहुसुयगुरुणो सयासाओ " ॥ ? ॥ ५०

## तथा ज्ञानादिकार्यान्नियोग इति ॥ ५१ ॥

ज्ञानादीनां ज्ञानवालवृद्धाग्रग्रहणोद्यतप्राघूर्णकादिलक्षणानां साधुसाधर्मिकाणां यानि कर्माणि प्रतिजागरणौषधान्नपानवस्त्रप्रदानपुस्तकादिसमर्पणोपाश्रयनिरूपणादिलक्षणानि तेष्वन्नियोगो दत्तावधानता विधेयेति ॥ ५१ ॥

## तथा कृताकृतप्रत्युपेक्षेति ॥ ५२ ॥

कृतानां अकृतानां च चैत्यकार्याणां ज्ञानादिकार्याणां च प्रत्युपेक्षा निपुणाभोगविलोचनव्यापारेण गवेषणं तत्र कृतेषु करणाभावादकृतकरणायोद्यमो विधेयः अन्यथा निष्फलशक्तिक्षयप्रसंगादिति ॥ ५२ ॥

## ततश्च उचितवेलयागमनमिति ॥ ५३ ॥

---

अर्थपदनो विचार करो अने ए अर्थपदना विषयनो—स्वरूपनो पण विचार करो ५०

મૂલાર્થ—જ્ઞાનાદિકના કાર્યનેવિષે સાવધાનપણુ રાખવુ ૫૧

ટીકાર્થ—જ્ઞાનાદિ એટલે બાહ્ય બાળકો,બાળકો,વૃધ્ધો અને શાસ્ત્રનેગ્રહણ કરવામા ઉત્સુક થયેલા અને અતિથિ—મીજમાન થયેલા સાધુઓ તથા સાધર્મિઓના જે કર્મ એટલે પ્રતિજાગરણ, ઓષધ, અન્ન, પાન, અને વસ્ત્રના દાન, પુસ્તકાદિ અર્પણ કરવા, અને ઉપાશ્રય આપવા વિગેરે કામ તેની અદર સારી રીતે ધ્યાન આપવુ. ૫૧

મૂલાર્થ—કરેલા કામની અને ન કરેલા કામની તજવીજ કરવી ૫૨

ટીકાર્થ—ચૈત્ય નબધી તથા જ્ઞાનાદિ નબધી કરવા કાર્યો તથા ન કરેલા એવા જે કાર્યો તેની પ્રત્યુપેક્ષા કરવી, એટલે નિપુણતાથી વિચાર કરવારૂપ નેત્રોના વ્યાપારે કરી તેની ગવેષણા કરવી તેમા જે કાર્ય કરેલા છે, તેને ફરી કરવાનો અભાવ છે પણ જે કર્યા નથી તે કરવાને ઉદ્યમ કરવો જે એમ ન કરવામા આવે તો પોતાની શક્તિનો ફોગટ ક્ષય કરવારૂપ પ્રસગ આવે ૫૨

મૂલાર્થ—ને પછી યોગ્ય વેલાએ ઘેર આવવુ. ૫૩

उचितवेलया गृहव्यवहारराजसेवादिप्रस्तावलक्षणया आगमनं चैत्यभवनाद्गुरुसमीपाद्वा गृहादाविति ॥ ५३ ।

**ततो धर्मप्रधानो व्यवहार इति ॥ ५४ ॥**

कुलक्रमागतमित्यादिसूत्रोक्तानुष्ठानरूपो व्यवहारः कार्यः ॥ ५४ ॥

**तथा द्रव्ये संतोषपरतेति ॥ ५५ ॥**

द्रव्ये धनधान्यादौ विषये संतोषप्रधानता परिमितेनैव निर्वाहमात्रहेतुना द्रव्येण संतोषवता धार्मिकेणैव भवितव्यमित्यर्थः । असंतोषस्यासुखहेतुत्वात् । यदुच्यते—

अत्युष्णात्सघृतादन्नादच्छिद्रात्सितवाससः । अपरप्रेष्यभावाच्च शेषमिच्छन्पतत्यधः ॥ १ ॥ इति

तथा—

---

ટીકાર્થ—યોગ્યવેલાએ એટલે હાટનો વેપાર તથા રાજાની નોકરી વિગેરે કરવાને સમયે આગમન કરવું એટલે ચૈત્યભવનમાંથી અથવા ગુરૂની પાસેથી ઘર વિગેરે તરફ આવવું. ૫૩

મૂલાર્થ—તે પછી ધર્મ જેમાં મુખ્યછે,એવો વ્યવહાર કરવો.૫૪

ટીકાર્થ—વ્યવહાર એટલે 'કુલક્રમાગત ' ઇત્યાદિ પેહેલા અધ્યાયના છઠ્ઠાસૂત્રમાં કહેવા પ્રમાણે વ્યવહાર કરવો. ૫૪

મૂલાર્થ—દ્રવ્યને વિષે સંતોષ મુખ્ય રાખવો. ૫૫

ટીકાર્થ—દ્રવ્ય એટલે ધનધાન્ય વિગેરેમાં સંતોષને પ્રધાન રાખવો. અર્થાત્ કેહવાનો આશય એવોછે કે ધાર્મિક પુરૂષે પરિમાણ કરેલો અને જેટલાથી માત્ર નિર્વાહ થઈ શકે એટલા પરિમિત દ્રવ્યથી સંતોષ માનનારા થવું. સંતોષ ન રાખવો એ દુ:ખનો હેતુ છે. તેને માટે કહ્યુંછેકે;—

" થોડા ઘી સાથે ગરમ અન્ન મળે, પેહેરવા ફાટયા વગરનું વસ્ત્ર મળે અને પારકી નોકરી ન કરવી પડે તેટલાથી સંતોષ માનવો. તે સિવાય બાકી જે ઇચ્છા કરે તે નીચે પડે છે. તેનો અધ:પાત થાય છે. " ૧

" संतोषामृततृप्तानां यत्सुखं शान्तचेतसाम् ।
कुतस्तद्धनलुब्धानामितश्चेतश्च धावताम् " ॥ १ ॥ ५५

**तथा धर्मे धनबुद्धिरिति ॥ ५६ ॥**

धर्मे श्रुतचारित्रात्मके सकलाभिलाषिताभिरूचसिद्धिमूले धनबुद्धिः मतिमता धर्म एव धनमिति परिणामरूपा निरंतरं निवेशनीयेति ॥ ५६ ॥

**तथा शासनोन्नतिकरणमिति ॥ ५७ ॥**

शासनस्य निखिलहेयोपादेयभावाविर्भावनभास्करकल्पस्य जिननिरूपितवचनरूपस्य उन्नतिरुर्ध्वभावस्तस्याः करणं सम्यग्न्यायव्यवहरण—यथोचितजनविनयकरण—दीनानाथाभ्युद्धरण—सुविहितयतिपुरस्करण—परिशुद्धशीलपालनजिनभवनविधापन—यात्रास्नात्रादिनानाविधोत्सवसंपादनादिभिरुपायैः तस्यातिमहागुणत्वादिति । पठ्यते च—

---

વળી કહ્યુંછે કે, " જેઓ સંતોષરૂપી અમૃતથી તૃપ્ત છે અને જેમનું ચિત્ત શાંતિમાં રહે છે, તેવા પુરૂષોને જે સુખ મળે છે તે સુખ ધનમાં લુબ્ધ બની આમતેમ દોડાદોડ કરનારાઓને ક્યાંથી મળે ? " ૧ ૫૫

મૂલાર્થ—ધર્મને વિષે ધનબુદ્ધિ રાખવી. ૫૬

ટીકાર્થ—સર્વ વાંછિતની અભાવાનની સિદ્ધિનું મૂલરૂપ એવા શ્રુતચારિત્રરૂપ ધર્મનેવિષે ધનની બુદ્ધિ રાખવી એટલે ' બુદ્ધિવાનોને ધર્મજ ધન છે' એવા નિરંતર પરિણામ રાખવા. ૫૬

મૂલાર્થ—જિન શાસનની ઉન્નતિ કરવી. ૫૭

ટીકાર્થ—શાસન એટલે સર્વ હેય(ત્યાગ કરવા યોગ્ય) અને ઉપાદેય (ગ્રહણ કરવા યોગ્ય) એવા ભાવને પ્રગટ કરવામાં સૂર્ય સમાન એવા શ્રી જિન નિરૂપિત વચન રૂપ શાસન તેની ઉન્નતિ કરવી એટલે સારી રીતે ન્યાય પ્રમાણે વ્યવહાર કરવો, યોગ્યતા પ્રમાણે લોકોનો વિનય કરવો, દીન અને અનાથ જનનો દુઃખમાંથી ઉદ્ધાર કરવો, શુદ્ધ યતિઓનો પૂજા સત્કાર કરવો, શુદ્ધ શીલનું પાલન કરવું, જિન ચૈત્યો કરાવવા, યાત્રા, સ્નાત્ર વગેરે વિવિધ ઉત્સવો કરવા, ઈત્યાદિ ઉપાયોથી જિન શાસનની ઉન્નતિ કરવી, કારણ કે તેવી ઉન્નતિ કરવામાં મોટા ગુણ રહેલા છે. તેને માટે શાસ્ત્રમાં કહ્યું છે કે,

" कर्त्तव्या चोन्नतिः सत्यां शक्ताविह नियोगतः ।
अवंध्यं कारणं ह्येषा तीर्थकृन्नामकर्मणः "॥ १ ॥

इति ५७

**तथा विभवोचितं विधिना क्षेत्रदानमिति ॥ ५८ ॥**

विभवोचितं स्वविभवानुसारेण विधिनानंतरमेव निर्देक्ष्यमाणेन क्षेत्रेभ्यो निर्देक्ष्यमाणेभ्य एव दानमन्नपानौषधवस्त्रपात्राद्युचितवस्तुवितरणम् ॥ ५८ ॥

विधिक्षेत्रं च स्वयमेव निर्दिशन्नाह—

**सत्कारादिर्विधिर्निःसंगता चेति ॥ ५९ ॥**

सत्करणं सत्कारः अभ्युत्थानासनप्रदानवंदनरूपो विनयः स आदिर्यस्य देशकालाराधनविशुद्धश्रद्धाविष्करणदानक्रमानुक्रमादेः कुशलानुष्ठानविशे-

---

"આ લોકમાં પોતાની શક્તિ પ્રમાણે જિન શાસનની ઉન્નતિ કરવી, કારણકે, એ ઉન્નતિ તીર્થંકર નામ કર્મને ઉપાર્જન કરવાનું ખરૂં કારણ છે" ૫૭

**મૂલાર્થ—પોતાના વૈભવ પ્રમાણે વિધિવડે ક્ષેત્રને દાન કરે ૫૮.**

**ટીકાર્થ**—પોતાના વૈભવને અનુસારે એટલે આગળ કહેવામાં આવશે એવા વિધિને અનુસારે આગળ કહેવામાં આવશે એવા ક્ષેત્રામાંજ ઉચિત વસ્તુનું દાન કરવું, એટલે અન્ન, પાન, ઔષધ; વસ્ત્ર અને પાત્ર વગેરે યોગ્ય વસ્તુ આપવી. ૫૮

વિધિ અને ક્ષેત્રનું સ્વરૂપ ગ્રંથકાર પોતે દેખાડે છે—

**મૂલાર્થ—સત્કાર વગેરે કરવા અને મોક્ષ વિના બીજી ઇચ્છા ન રાખવી તે વિધિ કહેવાય છે. ૫૯**

**ટીકાર્થ**—સત્કાર એટલે બેઠા થઈ સામાજવું, આસન આપવું, અને વંદના કરવી એ રૂપ વિનય તે છે આદિ મુખ્ય જેને અર્થાત્ જેમાં દેશ કાળનું આરાધન અને શુદ્ધ શ્રદ્ધાનું પ્રગટ કરવાપણું છે, એવા દાનની પરિપાટી વાળા કુશળ આચરણ રૂપ વિનય તે વિધિ જાણવો.

નિઃસંગતા એટલે આ લોક તથા પરલોકના ફળની અભિલાષાથી ર-

षस्य स तथा । किमित्याह । विधिर्वर्त्तते । निःसगता ऐहिकपारलौकिकफलाभिलाषविकलतया सकलक्लेशलेशाकलङ्कितमुक्तिमात्राभिसंधिता चकारः समुच्चये ॥ ५ए ॥

वीतरागधर्मसाधव. क्षेत्रमिति ॥ ६० ॥

वीतरागस्य जिनस्य धर्म उक्तनिरुक्तः तत्प्रधानाः साधवो वीतरागधर्मसाधवः क्षेत्र दानाहं पात्रमिति तस्य च विशेषलक्षणमिदम्—

" क्षान्तो दान्तो मुक्तो जितेन्द्रियः सत्यवागभयदाता ।
प्रोक्तस्त्रिदण्डविरतो विधिगृहीता भवति पात्रम् ॥ १ ॥ ६०

तथा दुःखितेष्वनुकंपा यथाशक्ति द्रव्यतो भावतश्चेति ॥ ६१ ॥

दुःखेषु भवान्तरोपात्तपापपाकोपहितातितीव्रक्लेशावेशेषु देहिष्वनुकम्पा कृपा कार्य । यथाशक्ति स्वसामर्थ्यानुरूप द्रव्यतस्तथाविधग्रासादेः शकासात् ।

---

हित અને સર્વ કલેશના લેશથી કલકિત નહી થયેલ મુકિતની કેવળ ઇચ્છા. અહિ च શબ્દ સમુચ્ચય અર્થમા છે ૫૯

મલાર્થ—વીતરાગના ધર્મથી યુકત એવા સાધુઓ તે ક્ષેત્ર કહેવાય છે. ૬૦

ટીકાર્થ—વીતરાગ એટલે જિન ભગવાન તેનો ધર્મ (જેની વ્યુત્પત્તિ આગળ કહેલ છે ) તે છે મુખ્ય જેમને એવા સાધુઓ તે ક્ષેત્ર છે, એટલે દાનને લાયક પાત્ર છે તેનુ વિશેષ લક્ષણ આ પ્રમાણે છે—

" ક્ષમાવાન, ઈંદ્રિયોને દમન કરનાર, મુક્ત, ઈંદ્રિયોને જીતનાર, સત્ય વચન બોલનાર, અભય આપનાર, મનોદંડ, વચનદંડ અને કાયદંડ એ ત્રણ દંડથી રહિત અને વિધિનુ ગ્રહણ કરનાર એવો પુરૂષ પાત્ર કહેવાય છે ૧ ૬૦

મૂલાર્થ—દુઃખી પુરૂષોની ઉપર દ્રવ્યથી અને ભાવથી પોતાની શકિત પ્રમાણે અનુકંપા કરવી. ૬૧

ટીકાર્થ—દુઃખી એટલે પૂર્વ જન્મે કરેલા પાપના પરિણામથી પ્રાપ્ત થયેલ અતિ તીવ્ર કલેશથી પીડાતા પ્રાણીઓને વિષે અનુકંપા—કૃપા કરવી યથાશકિત એટલે પોતાના સામર્થ્ય પ્રમાણે દ્રવ્યથી એટલે તેની જાતના

भावतो भीषणभवभ्रमणवैराग्यसंपादनादिरूपात् । चः समुच्चये । दुःखितानुकंपा तदुपकारत्वेन धर्मैकहेतुः । यथोक्तम्—

" अन्योपकारकरणं धर्माय महीयसे च भवतीति ।
अधिगतपरमार्थानामविवादो वादिनामत्र " ॥ १ ॥

इति ॥ ६१ ॥

## तथा लोकापवादभीरुतेति ॥ ६२ ॥

लोकापवादात् सर्वजनापरागलक्षणात् भीरुता अत्यंतभीतभावः किमुक्तं भवति निपुणमत्या विचिंत्य तथातथोचितवृत्तिप्रधानतया सततमेव प्रवर्त्तितव्यं यथायथासकलसमीहितसिद्धिविधायिजनप्रियत्वमुज्जृंभते । न पुनः कथंचिदपि जनापवादः तस्य मरणान्निर्विशिष्यमाणत्वात् । तथा चावाचि ।

वचनीयमेव मरणं भवति कुलीनस्य लोकमध्येऽस्मिन् ।
मरणं तु कालपरिणतिरियं च जगतोऽपि सामान्या " ॥१॥

इति ६२

---

अन्न वगेरे आपवाथी अने भावथी एटले भयंकर एवा आ भवभ्रमणथी वैराग्य संपादन कराववाथी अहि च शब्द समुच्चय अर्थमां छे. दुःखी जन उपर अनुकंपा करवी ते तेना उपकारपणाने लइने धर्मनुंज कारणरूप थाय छे, तेने माटे कहेलुं छे—"परनो उपकार करवो, ते मोटा धर्मने माटे थाय छे. ते विषे परमार्थने प्राप्त करनारा एवा तत्त्वज्ञानी पुरुषोनो अने वादी पुरुषोनो विवाद नथी, एटले ए वात सर्वने मान्य छे." १ ६१

मूलार्थ—लोकापवादथी भय राखवो. ६२

टीकार्थ—लोकापवाद एटले सर्व लोकोनी जेमां नाखुशी होय ते. तेवा लोकापवादथी भीरुता राखवी—अत्यंत ब्हीक राखवी. ते उपरथी एम सिद्ध थाय छे के, सर्व निपुण बुद्धिथी विचारीने तेवी रीते हमेशां योग्य वृत्तिथी प्रवर्त्तवुं के, जेथी सर्व वांछित सिद्धिने करनारी लोकप्रियता वृद्धि पामे. पण कोई जातनो लोकापवाद न थाय. कारणके, लोकापवाद मरणथी पण विशेष छे. तेने माटे शास्त्रमां कह्युं छे.

"कुलीन पुरुषनी आ लोकमां निंदा थाय, ते तेने मरण रूप छे अने कालना परिणाम रूपे जे मरण थायछे, ते तो सर्व जगतने सामान्य छे."१

तथा गुरुलाघवचापेक्षणमिति ॥ ६३ ॥

सर्वप्रयोजनेषु धर्मार्थकामरूपेषु तत्तत्कालादिबलालोचनेन मारब्धुमिष्टेषु प्रथमत एव मतिमता गुरोर्भूयसो गुणलाभपक्षस्य दोषलाभपक्षस्य च लघोश्च तद्वितररूपस्य लाघो गुरुलाघवं तस्य निपुणतया अपेक्षणमालोचनं कार्यमिति॥६३॥ ततः किमित्याह—

बहुगुणे प्रवृत्तिरिति ॥ ६४ ॥

प्रायेण हि प्रयोजनानि गुणलाभमिश्राणि ततो बहुगुणे प्रयोजने प्रवृत्तिर्व्यापारः तथा चार्षम्—

" अप्पेण बहुमेसेज्जा एय पण्डियलक्खणं ।
सव्वासु पडिसेवासु एव अट्ठपय विऊ " ॥ १ ॥ ६४

तथा चैत्यादिपूजापुरःसरं भोजनमिति ॥ ६५ ॥

---

મૂલાર્થ—સર્વમા ગુરૂ લાઘવની અપેક્ષા રાખવી ૬૩

ટીકાર્થ—ધર્મ, અર્થ અને કામ રૂપ સર્વ પ્રયોજનને વિષે તે તે કાલ વગેરેના બળનો વિચાર કરી આરંભેલા હોય, તેમને વિષે પ્રથમથીજ બુદ્ધિમાન પુરૂષે જેમા ઘણા ગુણનો વા ઘણા દોષનો લાભ હોય એવો પક્ષ અને જેમા થોડા ગુણ, દોષ હોય એવો પક્ષ કે જે ગુરૂલાઘવ કહેવાય છે, તેનો નિપુણતાથી વિચાર કરવો ૬૩

તે ગુરૂલાઘવની અપેક્ષા કરી શુ કરવુ ' તે કહે છે—

મૂલાર્થ—જેમા દોષ થોડા હોય અને ગુણ ઘણા હોય, તેમાં પ્રવૃત્તિ કરવી. ૬૪

ટીકાર્થ—પ્રાયે કરીને પ્રયોજનો ગુણ લાભથી મિશ્રિત હોય છે. તેમા જે પ્રયોજન ઘણા ગુણવાળુ હોય તેમા પ્રવૃત્તિ કરવી તે વિષે મહામુનિનુ પ્રમાણ છે

"અલ્પ દોષે કરીને ઘણા ગુણના લાભની ઇચ્છા કરવી એ પડિતનુ લક્ષણ છે, માટે સર્વ એવા પ્રતિ સેવનાના કાર્ય એટલે અપવાદને વિષે એટલુ અર્થપદ છે, એટલે મોટા પુરૂષો એમ કહે છે" ૧ ૬૪

મૂલાર્થ—ચૈત્યાદિકની પૂજા કર્યા પછી ભોજન કરવુ. ૬૫

प्राप्ते जोजनकाले चैत्यानामर्हद्बिंबलक्षणानां आदिशब्दात्साधुसाधर्मिकाणां च पूजा पुष्पधूपादिभिरन्नपानादिभिश्चोपचरणं सा पुरःसरा यत्र तच्चैत्यादिपूजा पुरःसरं भोजनमन्नोपजीवनम् । यतोऽन्यत्रापि पठ्यते ।

"जिणपूआेचियदाणं परियणसंजालणा उचियकिच्चं ।
ठाणुववेसो य तहा पच्चक्खाणस्स संभरणं ॥ १ ॥ ६५

**तथा तदन्वेव प्रत्याख्यानक्रियेति ॥ ६६ ॥**

तदन्वेव जोजनानंतरमेव प्रत्याख्यानक्रिया द्विविधाद्याहारसंवरणरूपा ॥ ६६ ॥

**तथा शरीरस्थितौ प्रयत्न इति ॥ ६७ ॥**

शरीरस्थितावुचिताज्यंगसंवाहनस्नानादिलक्षणायां यत्न आदरः । तथा च पठ्यते—

---

**ટીકાર્થ**—ભોજન કરવાનો સમય પ્રાપ્ત થતાં અરિહંતના બિંબરૂપ છે લક્ષણ જેમનું એવા ચૈત્યની આદિ શબ્દથી સાધુ સાધ્વીઓ અને સાધર્મિબંધુઓની પૂજા કરવી. એટલે ચૈત્યની પુષ્પધૂપ વગેરેથી અને સાધુ તથા સાધર્મિ બંધુઓની અન્નપાન વગેરેથી ઉપચારરૂપ પૂજા કરવી તે ચૈત્યાદિકની પૂજા કરવા પૂર્વક ભોજન લેવું તેને માટે બીજે સ્થળે પણ કહે છે.

"જિનપૂજા કરવી, નિશ્ચે દાન આપવું, પોષણ કરવા યોગ્ય પરિજનની સંભાળ લેવી, ઉચિત કાય કરવું, પોતાને ઘટે તેવા સ્થાનમાં રહેવું અને પચ્ચખાણને સંભારવા એટલે તે કાર્યો ભોજન પહેલાં કરવા યોગ્ય છે, તે કર્યા પછી જમવું." ૧ ૬૫

**મૂલાર્થ—ભોજન કર્યા પછી પચ્ચખાણ ક્રિયા કરવી.** ૬૬

**ટીકાર્થ**—ભોજન કર્યા પછી બે પ્રકારના આહારની સંવરણરૂપ પચ્ચખાણની ક્રિયા કરવી. એટલે અશન, પાન, ખાદિમ અને સ્વાદિમ—એ ચાર પ્રકારના આહારમાંથી કોઇ બે, કોઈ ત્રણ અને કોઈ ચાર પ્રકારના આહારનો ત્યાગ કરે ( ચોવીહાર કરે ) એમ શકિત પ્રમાણે પચ્ચખાણ ક્રિયા કરવી. ૬૬

**મૂલાર્થ—શરીરની સ્થિતિને વિષે પ્રયત્ન કરવો.** ૬૭

**ટીકાર્થ**—શરીરની સ્થિતિ એટલે યોગ્ય તૈલનું મર્દન, પગચંપી અને સ્નાન વગેરે કરવારૂપ શરીરની સંભાળ તેમાં યત્ન—આદર કરવો. તેને માટે કહ્યું છે કે,—

तृतीय अध्यायः ।

“ धर्मार्थकाममोक्षाणां शरीरं कारणं यतः ।
ततो यत्नेन तद्रक्ष्यं यथोक्तैरनुवर्त्तनैः ॥ १ ॥ इति ६७ ॥

**तथा तदुत्तरकार्यचिंतेति ॥ ६८ ॥**

तस्याः शरीरस्थितेरुत्तराणि उत्तरकालभावीनि यानि कार्याणि व्यवहारकरणादीनि तेषां चिंता तन्निरूपा कार्या इति ॥ ६८ ॥

**तथा कुशलभावनाया प्रबंध इति ॥ ६९ ॥**

कुशलभावनायाम्—
“ सर्वेऽपि सन्तु सुखिनः सर्वे सन्तु निरामयाः ।
सर्वे भद्राणि पश्यन्तु मा कश्चित्पापमाचरेत् ” ॥ १ ॥
इत्यादि शुभचिंतारूपाया प्रायः प्रकर्षवृत्तिः ॥ ६९ ॥

**तथा शिष्टचरितश्रवणमिति ॥ ७० ॥**

शिष्टचरितानां शिष्टचरितप्रशंसेति प्रथमाध्यायसूत्रोक्तलक्षणानां श्रवणं

---

“ ધર્મ, અર્થ, કામ અને મોક્ષનું કારણ શરીર છે, જેથી તે શરીર
ની પૂર્વે કહેલા સુખકારી અનુવર્તનોથી યત્નવડે રક્ષા કરવી ” ૧ ૬૭

**મૂલાર્થ—તે શરીરની સ્થિતિ માટે ઉત્તરકાળે કરવાના કાર્યો
ની ચિંતા કરવી. ૬૮**

ટીકાર્થ—તે શરીરની સ્થિતિ માટે ઉત્તરકાળે જે વ્યવહાર કરવારૂપ
કાર્યો કરવાના હોય, તેની ચિંતા કરવી—એટલે પછવાડે શરીરનો નિર્વાહ
શી રીતે થશે? તેનો વિચાર કરવો ૬૮

**મૂલાર્થ—સર્વની કુશળ ભાવનામાં અતિશય ચિત્તવૃત્તિ
કરવી. ૬૯**

ટીકાર્થ—કુશળ ભાવના આ પ્રમાણે
“ સર્વ પ્રાણી સુખી થાઓ, સર્વજન નિરોગી રહો, અને સર્વ પ્રાણી
કલ્યાણને જુઓ કોઈપણ પાપને આચરો નહીં ” ઈત્યાદિ સર્વનું શુભ ચિ-
તન કરવારૂપ કુશળ ભાવનામાં અતિ ઉત્કર્ષથી ચિત્તવૃત્તિ કરવી ૬૯

**મૂલાર્થ—શિષ્ટ પુરૂષોના ચરિત્રોનું શ્રવણ કરવું. ૭૦**

ટીકાર્થ—શિષ્ટ પુરૂષોના ચરિત્રોનું શ્રવણ કરવું એટલે “ શિષ્ટ ચ-

निरंतरमाकर्णनं तच्छ्रवणे हि तद्गताभिलापजननान्न कदाचिद्लब्धगुणहानिः संपद्यत इति ॥ ७० ॥

**तथा सांध्यविधिपालनेति ॥ ७१ ॥**

सांध्यस्य संध्याकालभवस्य विधेरनुष्ठानविशेषस्य दिनाष्टमभागभोजनादिव्यवहारसंकोचादिलक्षणस्य पालनानुसेवनमिति ॥ ७१ ॥

एनामेव विशेपत आह ।

**यथोचितं तत्प्रतिपत्तिरिति ॥ ७२ ॥**

यथोचितं यथासामर्थ्यं तत्प्रतिपत्तिः सांध्यप्रतिपत्तिरिति ॥ ७२ ॥

कीदृशीत्याह—

**पूजापुरस्सरं चैत्यादिवंदनमिति ॥ ७३ ॥**

---

**रित प्रशंसा** " એ પેહેલા અધ્યાયના સુત્રમાં કહેલ લક્ષણવાલા શિષ્ટપુરૂષોના ચરિત્રોનું નિરંતર શ્રવણ કરવું. તેમને સાંભળવાથી તે શિષ્ટપુરૂષોના જેવું આચરણ કરવાનો અભિલાષ ઉત્પન્ન થવાથી તેમને કદિ પણ પ્રાપ્ત થયેલા ગુણોની હાનિ થતી નથી. ૭૦

**મૂલાર્થ**—સંધ્યાકાલના વિધિનું પાલન કરવું. ૭૧

**ટીકાર્થ**—સંધ્યાકાલે કરવા યોગ્ય એવો વિધિ એટલે અનુષ્ઠાન વિશેષ. જેની અંદર દિવસના આઠમા ભાગને વિષે ભોજનાદિ વ્યવહારનો સંકોચ કરવા વગેરે થાય છે તે. તેનું પાલન કરવું.*૭૧

એ વિષે વિશેષ કહે છે.

**મૂલાર્થ**—યથાશક્તિ સંધ્યાકાલના વિધિનો અંગીકાર કરવો.૭૨

**ટીકાર્થ**—પોતાના સામર્થ્ય પ્રમાણે તે સંધ્યાકાલના વિધિનો અંગીકાર કરવો. ૭૨

તે વિધિને કેવી રીતે અંગીકાર કરવો? તે કહે છે—

**મૂલાર્થ**—સંધ્યાકાળ સંબંધી પૂજા કરવા પૂર્વક ચૈત્યાદિકનું વંદન કરવું. ૭૩

---

* ચાર ઘડી દિવસ છતાં ભોજનાદિ વ્યવહારનો સંકોચ વગેરે કરી સંધ્યાકાલ સંબંધી વિધિ પાળવાને યથાશક્તિ ઉદ્યમ કરવો એ ભાવાર્થ છે.

तत्कालोचितपूजापूर्वकं चैत्यवंदन गृहचैत्यचैत्यजवनयोः आदिशब्दाद्यति-वंदनं मातापितृवदनं च ॥ ७३ ॥

तथा—साधुविश्रामणक्रियेति ॥ ७४ ॥

साधूना निर्वाणाराधनयोगसाधनमप्रवृत्ताना पुरुषाणा स्वाध्यायध्यानाद्यनुष्ठाननिष्टोपहितश्रमाणां तथाविधविश्रामकसाधुजावे विश्रमणक्रिया । विश्राम्यता विश्राम लजमामाना करण विश्रामणा सा चासौ क्रिया चेति समासः ॥ ७४॥

तथा योगाभ्यास इति ॥ ७५ ॥

योगस्य सालंबननिरालंबनभेदभिन्नस्याभ्यासः पुनःपुनरनुशीलनम् उक्तं च—

" सालम्बनो निरालम्बनश्च योगः परो द्विधा ज्ञेयः ।
जिनरूपध्यान खल्वाद्यस्तत्तत्त्वगस्त्वपरः " ॥ १ ॥

---

टीकार्थ—सध्याकाळने उचित एवी पूजा करवा पूर्वक चैत्यवदन करवु एटले गृह चैत्य तथा चैत्य भवननु वदन करवु आदि शब्दथी यतिने तथा माता पिताने वदन करवु ७३

भूलार्थ—साधुने विश्राम आपवानी क्रिया करवी. ७४

टीकार्थ—मोक्षना आराधन रूप योगना साधनमा प्रवर्त्तेला अने स्वाध्याय ध्यान वगेरेना आचरणनी स्थितिने लई श्रमने पामेला एवा साधुओ (मुनिराजो)ने कोई तेवो विश्राम करावनार साधु न होय तो ते साधुओने विश्राम मळे तेवी क्रिया करवी अर्थात तेमनी वैयावच्च करवी. ७४

भूलार्थ—योगनो अभ्यास करवो. ७५

टीकार्थ—सालबन अने निरालबन एवा बे भेद वाळा योगनो अभ्यास करवो एटले वारवार तेनु परिशीलन करवु तेने माटे कह्यु छे के—

"सालबन अने निरालबन एवा बे प्रकारनो उत्कृष्ट योग छे तेमा जे जिनरूपनु ध्यान करवु एटले समवसरणमा रहेला जिनना रूपनु तथा प्रतिमारूपे रहेला जिननु ध्यान करवु, ते सालबन अने जिनतत्त्व एटले जीवप्रदेशना समुदायरूप केवळ ज्ञानादि स्वभाववाळा जिनतत्त्वमा गमन करनार मुक्त जिनपरमात्मानु ध्यान करवु, ते निरालंबनयोग कहेवाय छे."

तत्तत्त्वग इति निवृत्तजिनस्वरूपप्रतिबद्ध इति ॥ ७५ ॥

**तथा नमस्कारादिचिंतनमिति ॥ ७६ ॥**

नमस्कारस्यादिशब्दात्तदन्यस्वाध्यायस्य च चिंतनं भावनम् ॥ ७६ ॥

**तथा प्रशस्तभावक्रियेति ॥ ७७ ॥**

तथा तथा क्रोधादिदोषविपाकपर्यालोचनेन प्रशस्तस्य प्रशंसनीयस्य भावस्यांतःकरणरूपस्य क्रिया करणं अन्यथा महादोषभावात् । यदुच्यते— ।

" चित्तरत्नमसंक्लिष्टमांतरं धनमुच्यते ।
यस्य तन्मुषितं दोषैस्तस्य शिष्टा विपत्तयः " ॥ १ ॥ ७७

**तथा भवस्थितिप्रेक्षणमिति ॥ ७८ ॥**

भवस्थितेः संसाररूपस्य प्रेक्षणमवलोकनम्—

---

(મોક્ષમાં રહેલા એવા જિન પરમાત્માના સ્વરૂપ સાથે જોડાયેલા જે યોગ તે નિરાલંબન યોગ કહેવાય છે.) ૭૫

**મૂલાર્થ—નમસ્કાર પ્રમુખનું ચિંતવન કરવું. ૭૬**

**ટીકાર્થ**—નમસ્કાર આદિ શબ્દથી અન્ય સ્વાધ્યાયનું ચિંતન કરવું ભાવવું. ૭૬

**મૂલાર્થ—વખાણવા યોગ્ય (ભાવ) અંતઃકરણ કરવું. ૭૭**

**ટીકાર્થ**—વખાણવા યોગ્ય એટલે તે તે ક્રોધાદિ [1]દોષના વિપાકનો વિચાર કરવાથી પ્રશંસનીય એવું ભાવ એટલે અંતકરણ કરવું. તેવું અંતઃકરણ ન કરવાથી મોટા દોષ લાગે છે. તેને માટે શાસ્ત્રમાં કહેલું છે—

" ક્લેશ રહિત એવું જે ચિત્તરૂપી રત્ન તે અંતરનું ધન છે. જે પુરૂષનું તે ધન દોષોથી લુંટાએલું છે, તે પુરૂષને સર્વ વિપત્તિઓ આવી મલે છે. ૧ " ૭૭

**મૂલાર્થ—સંસારની સ્થિતિનો વિચાર કરવો. ૭૮**

**ટીકાર્થ**—આ સંસારની સ્થિતિનો વિચાર કરવો—તેનું અવલોકન કરવું.

---

૧ ક્રોધ પ્રીતિનો, માન વિનયનો, માયા મિત્રતાનો અને લોભ સર્વનો નાશ કરનાર છે. એવો વિચાર કરવો.

यथा—

" यौवनं नगनदीस्यदोपमं
शारदाम्बुदविलासि जीवितम्।
स्वप्नलब्धधनविभ्रमं धनं
स्थावरं किमपि नास्ति तत्त्वतः ॥ १ ॥
विग्रहा गदभुजंगमालयाः
संगमा विगमदोषदूषिताः।
संपदोऽपि विपदाकटाक्षिता
नास्ति किंचिदनुपद्रवं स्फुटम् " ॥ २ ॥

इत्यादीनि ॥ ७८ ॥

**तदनु तन्नैर्गुण्यभावनेति ॥ ७९ ॥**

तस्या भवस्थितेः तन्नैर्गुण्यभावना निःसारत्वचिंतनं। यथा।

" इतः क्रोधो गृध्रः प्रकटयति पक्षं निजमितः
शृगाली तृष्णेयं विवृतवदना धावति पुरः "।

---

જેમકે—

" યૌવનવય પર્વતની નદીના જેવું ચપળ છે જીવિત શરદઋતુના વાદળાના વિલાસ જેવું અસ્થિર છે અને દ્રવ્ય સ્વપ્નામાં મળેલા વૈભવના વિભ્રમ જેવું છે, તેથી વસ્તુતાએ કાંઈપણ સ્થિર રહેનારૂં નથી. ૧

શરીર રોગરૂપી સર્પોને રહેવાનું સ્થાન છે, સંગમો વિયોગના દોષથી દૂષિત છે, અને સંપત્તિઓ પણ વિપત્તિઓએ કટાક્ષ દૃષ્ટિથી જોએલી છે, તેથી સ્ફુટ રીતે કોઈ પણ વસ્તુ ઉપદ્રવ રહિત નથી " ૨

ઇત્યાદિ સંસારના સ્વરૂપનો વિચાર કરવો. ૭૮

મૂલાર્થ—તે પછી આ ભવ સ્થિતિની અસારતાનું ચિંતવન કરવું. ૭૯

ટીકાર્થ—તે ભવસ્થિતિની અસારતાનું ચિંતવન કરવું, જેમકે,

" એક તરફ ક્રોધરૂપી ગીધપક્ષી પોતાની પાંખને પ્રગટ કરે છે, એક તરફ તૃષ્ણારૂપી શીયાળણી મુખ ફાડીને આગળ આગળ દોડયા કરે છે અને

इतः क्रूरः कामो विचरति पिशाचश्चिरमहो
श्मसानं संसारः क इह पतितः स्थास्यति सुखम् ॥ १ ॥
एतास्तावदसंशयं कुशदलप्रांतोदबिंदूपमा
लक्ष्म्यो बंधुसमागमोऽपि न चिरस्थायी खलप्रीतिवत् ।
यच्चान्यत्किल किंचिदस्ति निखिलं तच्छारदांभोधर
च्छायावच्चलनां बिभर्ति यदतः स्वस्य हितं चिन्त्यताम्" ॥ २ ॥ ७९

**तथा अपवर्गालोचनमिति ॥ ८० ॥**

अपवर्गस्य मुक्तेः आलोचनं सर्वगुणमयत्वेनोपादेयतया परिभावनम् । यथा—

" प्राप्ताः श्रियः सकलकामदुघास्ततः किं
दत्तं पदं शिरसि विद्विषतां ततः किम् ।

---

એક તરફ કામદેવરૂપી ક્રૂર પિશાચ ચિરકાલ ફર્યા કરે છે એવા આ સંસારરૂપી શ્મસાનમાં પડેલો કયો પુરૂષ સુખે રહેવાનો ? ૧

દાભના પત્રના છેડા ઉપર પડેલા જલના બિંદુના જેવી આ સંપત્તિઓ છે, એ નિઃસંદેહ છે અને બંધુઓનો સમાગમ પણ દુર્જનની પ્રીતિની જેમ ચિરસ્થાયી નથી અને તે શિવાય બીજું બધું જે કાંઇ છે, તે શરદઋતુના વાદળાની છાયાનીજેમ ચપલતાને ધારણ કરે છે, તેથી હે ભવ્ય પ્રાણિયો,પોતાના હિતનું ચિંતવન કરો. ૨ " ૭૯

**મૂલાર્થ—મુક્તિની આલોચના કરવી. ૮૦**

**ટીકાર્થ—**મુક્તિની આલોચના કરવી એટલે સર્વ ગુણો મુક્તિમાંજ રહેલા છે, તેથી મુક્તિજ ગ્રહણ કરવા યોગ્ય છે, એવી ભાવના ભાવવી. જેમકે,—

" સર્વ કામને દોહન કરનારી લક્ષ્મીઓ પ્રાપ્ત થઇ, એથી શું થયું ? શત્રુઓના મસ્તક ઉપર પગ મુક્યો, એથી શું થયું ? વૈભવોથી સ્નેહીઓને પૂરી દીધા, એથી શું થયું ? અને પ્રાણીઓનું શરીર કલ્પાંત કાલ સુધી ધાર-

संपूरिताः प्रणयिनो विभवैस्ततः किं
कल्पं भृतं तनुभृतां तनुभिस्ततः किम् ॥ १ ॥
तस्मादनंतमजरं परमं प्रकाशं
तच्चित्त चिंतय किमेभिरसद्विकल्पैः ।
यस्यानुषंगिण इमे भुवनाधिपत्य—
योगादयः कृपणजंतुमता भवंति "॥ २ ॥ ॥ ८० ॥

**तथा श्रामण्यानुराग इति ॥ ८१ ॥**

श्रामण्ये शुद्धसाधुभावे अनुरागो विधेयः ।

यथा—

"जैनं मुनिव्रतमशेषभवात्तकर्म—
संतानतानवकरं स्वयमभ्युपेतः ।
कुर्यां तदुत्तरतरं च तपः कदाहं
भोगेषु निःस्पृहतया परिमुक्तसंगः" ॥ १ ॥ ॥ ८१ ॥

---

ણુ થઈને રહ્યું, એથી તું શું થયું ? હે ચિત્ત, તેથી અનંત, અજર ( જરારહિત ) પરમ પ્રકાશરૂપ એવા મોક્ષ સુખનું ચિંતવન કર. ખોટા સંકલ્પ વિકલ્પો કરવાથી શું વળવાનું છે ? કારણકે, વિષય સુખની પ્રાપ્તિ માટે રંક જેવા પ્રાણીઓને ભુવનપતિ પણાની પ્રાપ્તિ વગેરે જે સુખો છે, તે તો મોક્ષ સુખની પ્રાપ્તિના આનુષંગિક સુખ છે એટલે તેના પેટા સુખરૂપ છે ૧-૨ ૮૦

મૂલાર્થ—સાધુપણાને વિષે અનુરાગ કરવો. ૮૧

ટીકાર્થ—શુદ્ધ સાધુપણામાં અનુરાગ કરવો એટલે 'મને શુદ્ધ સાધુપણું ક્યારે પ્રાપ્ત થશે ?' એવો વિચાર કરવો.

જેમકે,—

"સર્વ ભવને વિષે કરેલા કર્મોના સમૂહને ખપાવનાર જૈનમુનિના વ્રતને હું પોતાની મેળે પ્રાપ્ત થયેલો અને ભોગોને વિષે નિસ્પૃહતાથી સંગને છોડનારો એવો હું અતિશય પ્રધાન એવા તપને ક્યારે આચરીશ ?" ૧

આ પ્રમાણે અનુરાગથી વિચાર કરવો. ૮૧

**तथा यथोचितं गुणवृद्धिरिति ॥ ८२ ॥**

यथोचितं यो यदा वर्द्धयितुमुचितस्तस्य सम्यग्दर्शनादेर्गुणस्य दर्शनप्रतिमाव्रतप्रतिमाभ्यासद्वारेण वृद्धिः पुष्टीकरणं कार्या ॥ ८२ ॥

**तथा सत्वादिषु मैत्र्यादियोग इतीति ॥ ८३ ॥**

सत्वेषु सामान्यतः सर्वजंतुषु आदिशब्दाद्दुःखितसुखदोषदूषितेषु मैत्र्यादीनामाशयविशेषाणां योगो व्यापारः कार्यः । मैत्र्यादिलक्षणं चेदम् ।

" परहितचिंता मैत्री परदुःखविनाशिनी तथा करुणा ।
परसुखतुष्टिर्मुदिता परदोषोपेक्षणमुपेक्षा " ॥ १ ॥

इतिः परिसमाप्तौ ॥ ८३ ॥

संप्रत्युपसंहरन्नाह ।

---

**મૂલાર્થ—જેમ ઘટે તેમ ગુણોની વૃદ્ધિ કરવી. ૮૨**

**ટીકાર્થ**—યથોચિત એટલે જે સમ્યગ્દર્શન પ્રમુખ ગુણ જ્યારે વધારવાને ઉચિત હોય ત્યારે તે ગુણની દર્શન પ્રતિમા અને વ્રત પ્રતિમાના અભ્યાસદ્વારા વૃદ્ધિ—પુષ્ટિ કરવી. ૮૨

**મૂલાર્થ—સર્વ જીવોને વિષે મૈત્રી વગેરે ચાર ભાવનાનો યોગ કરવો. ૮૩**

**ટીકાર્થ**—સત્વ એટલે સામાન્યપણે સર્વ પ્રાણીઓને વિષે આદિ શબ્દથી દુઃખી અને સુખરૂપ દોષથી દૂષિત થયેલા પ્રાણીઓને વિષે મૈત્રી પ્રમુખ ભાવનાનો યોગ—વ્યાપાર કરવો. મૈત્રી વગેરેના લક્ષણ આ પ્રમાણે છે.

બીજાના હિતની ચિંતા કરવી તે **મૈત્રી,** પારકા દુઃખનો નાશ કરનારી, એ **કરૂણા,** બીજાનું સુખ દેખી સંતુષ્ટ થવું, એ **મુદિતા** અને બીજાના દોષની ઉપેક્ષા કરવી એ **ઉપેક્ષા. ૧.**

ઈતિ શબ્દ સમાપ્તિ બતાવે છે, એટલે એ પ્રમાણે ગૃહસ્થધર્મની સમાપ્તિ થઈ. ૮૩

ચાલતા પ્રસંગને સમાપ્ત કરતાં કહે છે—

विशेषतो गृहस्थस्य धर्म उक्तो जिनोत्तमैः ।
एव सद्भावनासारः परं चारित्रकारणम् ॥ ८४ ॥

इति—

विशेषतः सामान्यगृहस्थधर्मवैलक्षण्येन गृहस्थस्य गृहमेधिनो धर्म उक्तो निरूपितो जिनोत्तमैः अर्हद्भिः एवमुक्तरीत्या सद्भावनासारः परमपुरुषार्थानुकूलभावनाप्रधानं भावश्रावकधर्म इत्यर्थः । कीदृशोऽसावित्याह ।

परमत्यमिह जन्मान्तरे वा चारित्रकारणं सर्वविरतिहेतुः ॥ ८४ ॥

ननु कथं परं चारित्रकारणमसावित्याशङ्क्याह ।

पदंपदेन मेधावी यथारोहति पर्वतम् ।
सम्यक् तथैव नियमाद्धीरश्चारित्रपर्वतम् ॥ ८५ ॥

इति ।

---

મૂલાર્થ—શ્રી જિનભગવંતે શ્રેષ્ઠ ભાવનામા પ્રધાન અને ચારિત્ર પામવાના ઉત્કૃષ્ટ કારણરૂપ એવો ગૃહસ્થનો વિશેષ ધર્મ આ પ્રમાણે કહ્યો છે. ૮૪

ટીકાર્થ—વિશેષ એટલે ગૃહસ્થના સામાન્ય ધર્મથી વિલક્ષણ એવો ગૃહસ્થનો ધર્મ અરિહંત ભગવાનોએ એવી રીતે નિરૂપણ કરેલો છે. તે ધર્મ સદ્ભાવના સારરૂપ છે એટલે મોક્ષને અનુકૂલ એવી ભાવના જેમા પ્રધાન છે એવો છે અર્થાત ભાવશ્રાવક ધર્મ છે વળી તે ધર્મ કેવો છે ? તે કહે છે

આ ભવમા અથવા ભવાન્તરમા તે ચારિત્રનુ અર્થાત્ સર્વ વિરતિરૂપ કારણરૂપ છે એટલે ઉત્તમ કારણ છે. ૮૪

અહિં શંકા કરે છે કે, આ ગૃહસ્થનો વિશેષ ધર્મ ચારિત્રનુ પરમ-ઉત્કૃષ્ટ કારણ શી રીતે ? તેના ઉત્તરમા કહે છે

મૂલાર્થ—જેમ કોઇ બુદ્ધિમાન્ પુરૂષ પગલે પગલે કરી માર્ગ રીને પર્વત ઉપર ચડી જાય છે, તેમ ધીર પુરૂષ નિયમાએ કરી ચારિત્રરૂપી પર્વત ઉપર ચડી જાય છે. ૮૫

इह पदंपदिकोच्यते ततः पदेन पदेन यदारोहणं तन्निपातनात् पदंपदेनेत्युच्यते । ततः पदंपदेन मेधावी बुद्धिमान् यथेति दृष्टांतार्थः आरोहति आक्रामति पर्वतमुज्जयंतादिकम् । सम्यक् हस्तपादादिशरीरावयवभंगाभावेन तथैव तेनैव प्रकारेण नियमादवश्यतया धीरो निःकलंकानुपालितश्रमणोपासकसमाचारः चारित्रपर्वतं सर्वविरतिमहाशैलमिति ॥ ८५ ॥

ननु एतदपि कथमित्थमित्याह—

**स्तोकान् गुणान्समाराध्य बहूनामपि जायते ।**
**यस्मादाराधनायोग्यस्तस्मादादावयं मतः ॥ ८६ ॥**

इति ।

स्तोकान् तुच्छान् गुणान् श्रमणोपासकावस्थोचितान् समाराध्य पालयित्वा बहूनां सुश्रमणोचितगुणानां स्तोकानामाराधनायोग्यो जात एवेत्यपिशब्दार्थः

---

ટીકાર્થ—અહિં પદંપદિકાનો અર્થ કહે છે. પગલે પગલે જે ચડી જવું તે પદંપદેન એમ નિપાતથી સિદ્ધ થાય છે. જેમ બુદ્ધિમાન્ પુરૂષ રૈવતાચલ વગેરે પર્વત ઉપર પગલે પગલે સારી રીતે એટલે હાથ પગ વગેરે શરીરના અવયવ ન ભાંગે તેવી રીતે ચડી જાય છે, તેજ પ્રકારે નિયમાએ એટલે અવશ્યપણાથી ધીર પુરૂષ એટલે નિઃકલંકપણે શ્રાવક ધર્મને પાલનાર ચારિત્રરૂપી પર્વત એટલે સર્વ વિરતિરૂપ મોટા પર્વત ઉપર ચડી જાય છે. ૮૫

અહિં શંકા કરે છે કે, એવી રીતે કેમ બને ? એટલે ગૃહસ્થ ધર્મ પાળવા પૂર્વક સર્વ વિરતિરૂપ ચારિત્ર કેમ બને ? તેના ઉત્તરમાં કહે છે.

**મૂલાર્થ—થોડા ગુણોની આરાધના કરીને ઘણાં ગુણોની આરાધના કરવાને યોગ્ય થાય છે, તે માટે પ્રથમ ગૃહસ્થનો વિશેષ ધર્મ પાળવો એમ માન્યું છે—અર્થાત્ એજ કારણથી ગૃહસ્થનો વિશેષ ધર્મ પ્રથમ કહ્યો છે. ૮૬**

ટીકાર્થ—શ્રાવક અવસ્થાને યોગ્ય એવા તુચ્છ ગુણોને પાળીને [1]ઉત્તમ મુનિપણાને યોગ્ય એવા ઘણાં મોટા ગુણોની આરાધના કરવાને યોગ્ય થાય છે.

---

[1] પ્રથમ વિશેષ ગૃહસ્થ ધર્મના આરાધક હોય તે ચારિત્ર ધર્મની આરાધના કરવાને યોગ્ય થાય છે.

जायते भवति यस्मात्कारणादाराधनायोग्यः परिपालनोचितः अविकलाल्पगुणाराधनाबलप्रलीनबहुगुणलाभबाधककर्मकलंकत्वेन तद्गुणलाभसामर्थ्यभावात् तस्मात्कारणादादौ प्रथमत एव अयमनंतरमोक्तो गृहस्थधर्मो मतः सुधियां संमत इति । पुरुषविशेषापेक्षोऽयं न्यायः अन्यथा तथाविधाध्यवसायसामर्थ्यादतएवाभलीभूतचारित्रमोहानां स्थूलभद्रादीनामेतत्क्रममंतरेणापि परिशुद्धसर्वविरतिलाभस्य शास्त्रेषु श्रूयमाणत्वात् ॥ ८४ ॥

इति श्रीमुनिचंद्रसूरिविरचितायां धर्मबिंदुवृत्तौ विशेषतो गृहस्थधर्मविधिस्तृतीयोऽध्यायः समाप्तः ।

## व्याख्यातस्तृतीयोऽध्यायः ।

---

અહિ અપિ શબ્દનો અર્થ એવો છે કે, થોડા મુનિગુણોની આરાધનાને યોગ્ય તો થયેલજ છે

જેથી અવિકલ એવા અલ્પ ગુણની આરાધનાના બળથી બહુ ગુણના લાભને બાધ કરનાર કર્મરૂપ કલંકને નાશ પમાડવાને લીધે મુનિગુણના લાભનુ સામર્થ્ય પ્રાપ્ત થાય છે, તે કારણની પ્રથમજ આ અનંતર કહેલો ગૃહસ્થ ધર્મ સત્પુરૂષોને સંમત છે એવી રીતે પુરૂષ વિશેષની અપેક્ષાએ એ ધર્મ પ્રથમ પાળવો એ ન્યાય છે એમ કહેલુ છે તેમા પુરૂષ વિશેષની અપેક્ષા ન લઇએ તો તેવા અધ્યવસાયના સામર્થ્યથી જેમનુ ચારિત્રમોહનીય કર્મ નિર્બલ થયેલ છે એવા સ્થૂલભદ્ર વગેરે મહા પુરૂષોને તો એ ક્રમ વિના પણ શુદ્ધ એવા સર્વ વિરતિ ચારિત્રનો લાભ થયો છે, એવુ શાસ્ત્રમા શ્રવણ છે

ઇતિ શ્રી મુનિચંદ્રસૂરિએ રચેલી ધર્મબિંદુ ગ્રંથની વૃત્તિમા ગૃહસ્થના વિશેષ ધર્મનો વિધિ નામે ત્રીજો અધ્યાય સમાપ્ત થયો ૮૬

આ પ્રમાણે ત્રીજા અધ્યાયની વ્યાખ્યા કરવામા આવી



# चतुर्थः अध्यायः

**सांप्रतं चतुर्थ आरभ्यते । तस्य चेदमादिसूत्रम् ।**

**एवं विधिसमायुक्तः सेवमानो गृहाश्रमम् ।**
**चारित्रमोहनीयेन मुच्यते पापकर्मणा ॥ १ ॥**

एवमुक्तरूपेण विधिना सामान्यतो विशेषतश्च गृहस्थधर्मलक्षणेन समायुक्तः संपन्नः सेवमानोऽनुशीलयन् गृहाश्रमं गृहवासं किमित्याह । चारित्रमोहनीयेन प्रतीतरूपेण मुच्यते परित्यज्यते पापकर्मणा पापकृत्यात्मकेन ॥१॥

एतदपि कथमित्याह—

**सदाज्ञाराधनायोगाद्भावशुद्धेर्नियोगतः ।**

---

## અધ્યાય ચોથો.



હવે ચોથા અધ્યાયનો આરંભ કરે છે. તે અધ્યાયનું પ્રથમ સૂત્ર આ નીચે પ્રમાણે છે—

**મૂલાર્થ—આ પ્રમાણે વિધિએ સહિત ગૃહસ્થાશ્રમને સેવતો એવો પુરૂષ ચારિત્ર મોહનીય રૂપ પાપ કર્મથી મુકાય છે. ૧**

**ટીકાર્થ**—એવી રીતે જેનું સ્વરૂપ કહેલું છે એવા વિધિથી એટલે સામાન્ય તથા વિશેષથી ગૃહસ્થ ધર્મના વિધિથી યુકત એવો ગૃહાવાસને સેવતો પુરૂષ જેનું રૂપ પ્રતીત છે એવા ચારિત્ર મોહનીય રૂપ પાપકર્મવડે મુકાય છે. ૧

એ ચારિત્ર મોહનીય કર્મથી કયે પ્રકારે મુકાય ? તે કહે છે.

**મૂલાર્થ—સત્ એવા આજ્ઞાના આરાધનના યોગથી થયેલી નિયમાએ ભાવ શુદ્ધિ અને સમ્યક્ પ્રકારે ચારિત્રના રાગથી થયેલ**

उपायसंप्रवृत्तेश्च सम्यक्चारित्ररागतः ॥२॥

सत् अकलङ्कितो य आज्ञाराधनयोगो यतिधर्माभ्यासासहेनादौ श्रावकधर्मः अभ्यसनीय इत्येवंलक्षणो जिनोपदेशसम्बन्धः तस्माद्यका भावशुद्धिर्मनोनिर्मलता तस्याः नियोगतः अवश्यतया । तथा उपायसंप्रवृत्तेश्च उपायेन शुद्धहेत्वङ्गीकरणरूपेण प्रवृत्तेः चेष्टनात् चकारो हेत्वन्तरसमुच्चये । इयमपि कुत इत्याह । सम्यक्चारित्ररागतः निर्व्याजचारित्राभिलाषात् इदमुक्तं भवति सदाज्ञाराधनायोगात् यका भावशुद्धिः या च सम्यक्चारित्ररागतः उपायसंप्रवृत्तिः अणुव्रतादिपालनरूपा ताभ्यामुभाभ्यामपि हेतुभ्यां चारित्रमोहनीयेन मुच्यते न पुनरन्यथेति ॥ २ ॥

आह इदमपि कथं सिद्धं यथेत्थं चारित्रमोहनीयेन मुच्यते ततः परिपूर्णप्रत्याख्यानभागभवतीत्याशंक्याह—

---

ઉપાયને વિષે રૂડી પ્રવૃત્તિ થવાથી તે ચારિત્ર મોહનીય કર્મથી મુકાય છે. ૨

ટીકાર્થ—સત્ એટલે કલંકરહિત એવો આજ્ઞાની આરાધનાનો યોગ એટલે 'યતિધર્મનો અભ્યાસ કરવા અસમર્થ એવા પુરૂષે શ્રાવક ધર્મનો અભ્યાસ કરવો ' એ રૂપ જિન ભગવંતના ઉપદેશનો સંબંધ તેનાથી જે ભાવશુદ્ધિ એટલે મનની નિર્મળતા તેના નિયોગથી એટલે તેના અવશ્ય થવાપણાથી તેમજ ઉપાય એટલે શુદ્ધ હેતુને અંગીકાર કરવારૂપ પ્રવૃત્તિથી અહિં ચ શબ્દ બીજા હેતુના સમુચ્ચયમાં છે. એ કેવી રીતે તે કહે છે સમ્યક્ ચારિત્રના રાગથી એટલે નિર્દંભપણે ચારિત્રના અભિલાષથી શુદ્ધ હેતુને અંગીકાર કરવા રૂપ જે પ્રવૃત્તિ કરવી અર્થાત્ અણુવ્રતાદિકનું પાલન કરવું તે હેતુ માટે, કહેવાનો આશય એવો છે કે સત્ આજ્ઞાના આરાધનના યોગથી જે ભાવશુદ્ધિ અને સમ્યગ્ ચારિત્રના રાગથી જે ઉપાયમાં સારી પ્રવૃત્તિ—એ બે કારણથી પુરૂષ ચારિત્ર મોહનીય કર્મથી મુકાય છે તે શિવાય બીજે પ્રકારે મુકાતો નથી ૨

અહિં વાદી શંકા કરે કે, પૂર્વે કહેલા પ્રકારે પુરૂષ ચારિત્રમોહનીય કર્મથી મુકાય તે પછી પૂર્ણ પચ્ચખ્ખાણનો ભાગનાર થાય એ કેવી રીતે સિદ્ધ થાય તેના ઉત્તરમાં કહે છે.

विशुद्धं सदनुष्ठानं स्तोकमप्यर्हतां मतम् ।
तत्त्वेन तेन च प्रत्याख्यानं ज्ञात्वा सुबह्वपि ॥३॥

इति ।

विशुद्धं निरतिचारं अतएव सत्सुंदरं अनुष्ठानं स्थूलप्राणातिपातविरमणादि स्तोकमप्यन्यतमैकद्व्यंगकप्रतिपत्त्या अल्पं बहु तावन्मतमेवेत्यपि शब्दार्थः । अर्हतां पारगतानां मतमभीष्टं कथमित्याह । तत्त्वेन तात्त्विकरूपतया न पुनरतिचारकालुष्यदूषितं बह्वप्यनुष्ठानं सुंदरं मतं तेन च तेन पुनर्विशुद्धेनानुष्ठानेन करणभूतेन स्तोकेनापि कालेन प्रत्याख्यानमाश्रवद्वारनिरोधलक्षणं ज्ञात्वा गुरुमूले श्रुतधर्मतया सम्यगवबुध्य प्रत्याख्यानस्य फलं हेतुं च सुबह्वपि सर्वपापस्थानविषयतया भूयिष्ठमपि करोतीति गम्यते स्तोकं तावदनुष्ठानं संपन्नमेवेत्यपि शब्दार्थः । अयमभिप्रायः स्तोकादप्यनुष्ठानादत्यंतविशुद्धात्सकाशात्कालेन प्रत्याख्यानस्वरूपा-

---

મૂલાર્થ—શુદ્ધ એવું સત્ અનુષ્ઠાન થોડું હોય તોપણ તે તત્વે કરીને શુદ્ધ હોવાથી શ્રી અરિહંત પ્રભુને માન્ય છે. તે કારણથી પ્રત્યાખ્યાનને ગુરૂની સમીપે જાણી ઘણું પણ કરે છે. ૩

ટીકાર્થ—વિશુદ્ધ એટલે અતિચારરહિત એ કારણથી સત્—સુંદર એવું સ્થૂલ પ્રાણાતિપાત વિરમણ વગેરે અનુષ્ઠાન ગમે તે એક ભાંગાનો અંગીકાર કરવાથી અલ્પ છે, તોપણ તે અરિહંત પ્રભુને માન્ય છે 'વિશુદ્ધ એવું બહુ અનુષ્ટાન તો માન્યજ છે' એ अपि શબ્દનો અર્થ છે.

શ્રી અરિહંત પ્રભુએ માનેલું અનુષ્ટાન કેવું છે? તેનો ઊત્તર આપે છે. જે અનુષ્ઠાન તાત્વિક રૂપપણાને લઈને અતિચાર રહિત હોવાથી થોડું હોય તોપણ તે માન્ય છે. અને અતિચારવડે દૂષિત થયેલું ઘણું હોય તોપણ તે માન્ય નથી. તે વિશુદ્ધ અનુષ્ઠાન થોડું કરે તેનાથી થોડે કાળે પણ આશ્રવ નિરોધ છે લક્ષણ જેનું એવા પ્રત્યાખ્યાનને ગુરૂ સમીપે તેનું ફળ—હેતુ સારી રીતે જાણી ઘણું પણ પચ્ચખાણ કે જે સર્વ પાપસ્થાન પ્રત્યાખ્યાન રૂપ છે તે કરી શકે છે અને થોડું તો તેણે કરેલું છે, એવો अपि શબ્દનો અર્થ છે. આ સર્વ કહેવાનો અભિપ્રાય એવો છે કે, અતિ શુદ્ધ એવો થોડા અનુષ્ટાનથી પણ જેને પ્રત્યાખ્યાનનું સ્વરૂપ, હેતુ અને ફળનું જ્ઞાન છે, એવાપુરૂષને કાલે

दिक्षातुर्चूयिष्णमपि मत्याख्यानं संपद्यत इति । ३

**इति विशेषतो गृहस्थधर्म उक्तः सांप्रतं यतिधर्मावसर इति यतिमनुवर्णयिष्याम इति ॥ ४ ॥**

प्रतीतार्थमेव ॥ ४ ॥

यत्यनुवर्णनमेवाह ।

**अर्हो अर्हसमीपे विधिप्रव्रजितो यतिरिति ॥ ५ ॥**

अर्हः प्रव्रज्यार्हो वक्ष्यमाण एव अर्हस्य प्रव्रज्यादानयोग्यस्य वक्ष्यमाणगुणस्यैव गुरोः समीपे पार्श्वे विधिना वक्ष्यमाणेनैव प्रव्रजितः गृहीतदीक्षः यतिः मुनिरित्युच्यते इति ॥ ५ ॥

यथोद्देशं निर्देश इति न्यायात्प्रव्रज्यार्हमेवाभिधित्सुराह ।

**अथ प्रव्रज्यार्हः आर्यदेशोत्पन्नः विशिष्टजातिकुला-**

---

કરીને ઘણુ પણ પચ્ચખાણુ નિપન્ન થાય છે. ૩

મૂલાર્થ—એવી રીતે ગૃહસ્થનો વિશેષ ધર્મ કહયો. હવે યતિ ધર્મ કહેવાનો અવસર છે, માટે, પ્રથમ યતિનુ વર્ણન કરીશુ. ૪

ટીકાર્થ—આ સૂત્રનો અર્થ પ્રસિદ્ધજ છે ૪

યતિનુ સ્વરૂપ કહે છે—

મૂલાર્થ—પોતે દીક્ષા લેવાને યોગ્ય હોય અને યોગ્ય પુરૂષની સમીપે વિધિવડે દીક્ષા લીધી હોય તે યતિ કહેવાય છે. ૫

ટીકાર્થ—અર્હ એટલે દીક્ષા લેવાને યોગ્ય કે જેના ગુણો આગળ કહેવામા આવશે એવો પુરૂષ તે અર્હ એટલે દીક્ષા આપવાને યોગ્ય જેના ગુણ આગળ કહેવામા આવશે, એવા ગુરૂની પાસે આગળ કહેવામા આવશે એવા વિધિવડે દીક્ષા જેણે ગ્રહણ કરી છે, તે યતિ કહેવાય છે. ૫

જેવી રીતે ઉદ્દેશ કર્યો હોય તેવી રીતે નિર્દેશ કરવો એ ન્યાયથી દીક્ષાને યોગ્ય એવા પુરૂષના લક્ષણોને કહેવાની ઇચ્છાથી મૂળ ગ્રંથકાર કહે છે.

મૂલાર્થ—દીક્ષા લેવાને યોગ્ય એવા પુરૂષના લક્ષણો આ પ્રમાણે છે. ૧ આર્ય દેશમા ઉત્પન્ન થયેલો, ૨ વિશિષ્ટ જાતિ તથા કુળવાળો, ૩ જેના

न्वितः क्षीणप्रायकर्ममलः तत एव विमलबुद्धिः दुर्लभं मानुष्यं जन्म मरणनिमित्तं संपदश्चपलाः विषया दुःखहेतवः संयोगे वियोगः प्रतिक्षणं मरणं दारुणो विपाकः इत्यवगतसंसारनैर्गुण्यः तत एव तद्विरक्तः प्रतनुकषायः अल्पहास्यादिः कृतज्ञः विनीतः प्रागपि राजामात्यपौरजनबहुमतः अद्रोहकारी कल्याणांगः श्राद्धः स्थिरः समुपसंपन्नश्चेति ॥ ६ ॥

एतत्सर्वं सुगमं परं अथेत्यानंतर्यार्थः प्रव्रजनं पापेभ्यः प्रकर्षेण शुद्धचरणयोगेषु व्रजनं गमनं प्रव्रज्या तस्या अर्हः योग्यः प्रव्रज्यार्हो जीवः । कीदृशः इत्याह । आर्यदेशोत्पन्नः मगधाद्यर्द्धषड्विंशतिमंडलमध्यलब्धजन्मा तथा विशिष्ट-

---

કર્મમલ લગભગ ક્ષીણ થયેલા છે એવો, ૪ એથી કરીને નિર્મળ બુદ્ધિવાળો ૫ આ મનુષ્ય જન્મ દુર્લભ છે, જન્મ તે મરણનું નિમિત્ત છે, સંપત્તિઓ ચપળ છે, વિષયો દુઃખના હેતુરૂપ છે, સંયોગમાં વિયોગ રહેલો છે, અને ક્ષણે ક્ષણે મરણ થયાજ કરે છે, મરણનો વિપાક ઘણો દારૂણ છે, આ પ્રમાણે સંસારનું નિર્ગુણપણું જેણે જાણેલું છે. ૬ તે કારણવડે સંસારથી વિરકત થયેલો, ૭ ઓછા કષાયવાળો, ૮ થોડા હાસ્યાદિ કરનારો, ૯ કર્યા ગુણનો જાણ, ૧૦ વિનયવંત, ૧૧ દીક્ષા લીધા પહેલા પણ રાજા, મંત્રી અને પૌરજનોએ બહુ માન કરેલો, ૧૨ કોઇનો દ્રોહ નહીં કરનાર, ૧૩ કલ્યાણકારી અંગવાળો, ૧૪ શ્રદ્ધાળુ, ૧૫ *સ્થિરતાવાળો અને ૧૬ આત્મસમર્પણ કરવા ગુરૂની શરણે આવેલો આવા લક્ષણવાળો પુરૂષ દીક્ષા લેવાને યોગ્ય છે. ૬

**ટીકાર્થ**—આ મૂળ સૂત્ર સર્વ સુગમ છે. પરંતુ અહિં **अथ** શબ્દનો અનંતર (પછી) એવો અર્થ છે. પાપથી **प्र** એટલે પ્રકૃષ્ટપણેશુદ્ધ એવા ચારિત્ર યોગને **व्रजन** એટલે ગમન કરવું, તે **प्रव्रज्या** કહેવાય છે. તે પ્રવ્રજ્યાને યોગ્ય

---

* આરંભેલા કાર્યને વચમાંથી ન મુકી દે તેવો.

जातिकुलान्वितः विशुध्दवैवाह्यचतुर्वर्णान्तर्गतमातृपितृपक्षरूपजातिकुलसंपन्नः। तथा क्षीणप्रायकर्ममलः क्षीणप्रायः ह्रस्वप्रायः कर्ममलो ज्ञानावरणमोहनीयादिरूपो यस्य सः तथा ततएव विमलबुद्धिः यत एव क्षीणप्रायकर्ममलः ततएव हेतोर्विमलबुद्धिः निर्मलीमसमतिः। प्रतिक्षणं मरणमिति समयप्रसिद्धावीचिमरणापेक्षयेति। पठ्यते च।

" यामेव रात्रिं प्रथमामुपैति
गर्भे वसत्यै नरवीर लोकः।
ततः प्रभृत्यस्खलितप्रयाणः
स प्रत्यहं मृत्युसमीपमेति " ॥ १ ॥

नरवीर इति व्यासेन युधिष्ठिरस्य संबोधनमिति। दारुणो विपाको मरणस्यैवेति गम्यते सर्वाभावकारित्वात्तस्येति। प्रागपि इति प्रव्रज्याप्रतिपत्तेःपूर्व-

એવો જીવ થાય છે. તે કેવો હોવો જોઈએ? આર્ય દેશમા ઉત્પન્ન થયેલો એટલે મગધ વગેરે સાડી પચીશ દેશોના મડળના મધ્યમા જન્મેલો. વિશિષ્ટ જાતિ કુળવાળો એટલે શુદ્ધ વિવાહ કરવા યોગ્ય એવા ચાર વર્ણને અંતર્ગત રહેલા માતા પિતાના પક્ષરૂપ જે જાતિ કુલ તેણે કરીને સહિત વલી જ્ઞાનાવરણીય, મોહનીય વગેરે કર્મરૂપ મલ જેનો (પ્રાયે) લગભગ ક્ષીણ થઈ ગયેલ છે, એથી કરીને જેની બુદ્ધિ નિર્મળ થયેલી છે એટલે જેના કર્મમલ ક્ષીણ થયેલા છે, તે કારણથી જેની નિર્મળ બુદ્ધિ છે ક્ષણે ક્ષણે મરણ થાય છે, એટલે સિદ્ધાન્તને વિષે પ્રસિદ્ધ એવુ અવીચી મરણ (સમયે સમયે મરણ)ની અપેક્ષાએ તે સમજવુ તેને માટે કહેલુ છે કે—

"હે નરવીર યુધિષ્ઠિર, જે રાત્રે જીવ ગર્ભને વિષે નિવાસ કરવાને આવે છે, તેજ રાત્રિના આરંભની અપેક્ષાએ કરી નિરંતર પ્રયાણ કરનારો જીવ એટલે જેનુ આયુષ્ય સમયે સમયે ઓછુ થતુ જાય છે એવો જીવ પ્રતિદિન મૃત્યુની સમીપ આવતો જાય છે ૧ *

નરવીર એ સંબોધન વ્યાસે યુધિષ્ઠિરને આપ્યુ છે દારૂણ ભયંકર વિપાક મૃત્યુનો એમ ઉપરથી લેવુ કારણ કે, મૃત્યુ સર્વનો અભાવ કરનાર છે પૂર્વ

* ૧ વ્યાસ યુધિષ્ઠિર રાજાને કહે છે એ પ્રસંગ છે

कालएवेति । स्थिर इति प्रारब्धकार्यस्यावांतराल एव न परित्यागकारी । समुपसंपन्न इति समिति सम्यग्वृत्त्या सर्वथात्मसमर्पणरूपया उपसंपन्नः सामीप्यमागत इति ॥ ६ ॥

इत्थं प्रव्रज्यार्हमभिधाय प्रव्राजकमाह ।

**गुरुपदार्ह इत्थंभूतएव विधिप्रतिपन्नप्रव्रज्यः समुपासितगुरुकुलः अस्खलितशीलः सम्यगधीतागमः तत एव विमलतत्त्वबोधात्तत्त्ववेदी उपशांतः प्रवचनवत्सलः सत्त्वहितरतः आदेयः अनुवर्त्तकः गंभीरः अविषादी उपशमलब्ध्यादिसंपन्नः प्रवचनार्थवक्ता स्वगुर्वनुज्ञातगुरुपदश्चेतीति ॥ ७ ॥**

'गुरुपदार्हः' प्रवाचकपदयोग्यः तु पूर्वस्माद्विशेषणार्थः । इत्थंभूत एव

---

પણ એટલે દીક્ષા લીધા પહેલા એમ સમજવું. સ્થિર એટલે આરંભેલા કાર્યને વચમાં છોડી ન દેનાર. સમુપ સંપન્ન સમ્ એટલે સારી રીતે સર્વથા આત્મ સમર્પણવડે ઉપસંપન્ન એટલે સમીપ આવેલો. ૬

એવી રીતે દીક્ષાને યોગ્ય એવા પુરૂષના લક્ષણો કહી હવે દીક્ષા આપનાર ગુરૂનું સ્વરૂપ કહે છે—

મૂલાર્થ—ગુરૂપદને યોગ્ય એવો પુરૂષ આવો હોય તે કહે છે.

૧ વિધિએ કરી દીક્ષાને અંગીકાર કરેલી છે જેણે તેવો, ૨ ગુરૂ કુળની સારી રીતે ઉપાસના કરનાર, ૩ અસ્ખલિતપણે શીળ પાળનાર, ૪ સારી રીતે આગમનું અધ્યયન કરનાર, ૫ તેથીજ અતિશય બોધથી તત્વને જાણનાર, ૬ ઉપશાંત, ૭ સંઘનું હિત કરનાર, ૮ પ્રાણી માત્રના હિતમાં આસકત, ૯ જેનું વચન ગ્રહણ કરવા યોગ્ય છે એવો ૧૦ ગુણી પુરૂષોને અનુસરનાર, ૧૧ ગંભીર, ૧૨ ખેદ (વિખવાદ) રહિત; ૧૩ ઉપશમ લબ્ધિ વિગેરે ગુણોએ સહિત, ૧૩ પ્રવચનના અર્થનો વકતા, ૧૪ પોતાના ગુરૂએ જેને ગુરૂ પદ આપેલું છે એવો પુરૂષ ગુરૂપદને યોગ્ય છે. ૭

ટીકાર્થ—ગુરૂપદને યોગ્ય એટલે પ્રવાચક પદને યોગ્ય અહિં તુ શબ્દ

प्रव्रज्यार्हगुणयुक्त एव सन् न पुनरन्यादृशोऽपि तस्य स्वयंनिर्गुणत्वेन प्रव्राज्यजीवगुणबीजनिक्षेपकरणायोगात् किमित्याह ' विधिप्रतिपन्नप्रव्रज्यः ' वक्ष्यमाणक्रमाधिगतदीक्षः । ' समुपासितगुरुकुलः ' विधिवदाराधितगुरुपरिवारभावः ' अस्खलितशीलः ' प्रव्रज्याप्रतिपत्तिप्रभृत्येवाखण्डितव्रतः ' सम्यगधीतागमः ' सूत्रार्थोभयज्ञानक्रियादिगुणभाजो गुरोरासेवनेनाधिगतपारगतगदितागमरहस्यः यतः पठ्यते ।

" तित्थे सुत्तत्थाणं गहणं विहिणा उ तत्थ तित्थमिणं । उभयन्नू चेव गुरू विहीउ विणयाइओ चित्तो ॥ १ ॥

उभयन्नू चिय किरियापरो दढ पवयणाणुरागी य । ससमयपन्नवगो परि-

---

પૂર્વથી વિશેષ કરવાને અર્થે છે ઈત્થંભૂત એવ એટલે દીક્ષાને યોગ્ય એવા ગુણવાળોજ તે સિવાય બીજા જેવો નહી, કારણ કે, પોતે દીક્ષાનો આપનાર નિર્ગુણ હોવાથી તેને શિષ્યને વિષે દીક્ષાને યોગ્ય એવા ગુણ રૂપ બીજનુ આરોપણ કરવુ અયોગ્ય છે. તે દીક્ષા આપનાર ગુરૂ કેવા જોઇએ' પોતે વિધિથી દીક્ષા પ્રાપ્ત કરી હોય એટલે જેને માટે આગળ કહેવામા આવશે એવા ક્રમથી શુદ્ધ ગુરૂપરંપરાએ દીક્ષા પામેલ હોવો જોઈએ વળી સારી રીતે ગુરૂકુળની ઉપાસના કરનાર હોય એટલે જેણે ગુરૂનો પરિવાર વિધિથી આરાધ્યો હોય 'અસ્ખલિત શીલ' એટલે જે દિવસે દીક્ષા લીધી છે, ત્યારથી જેણે અખંડિત પંચ મહાવ્રત રાખેલ છે 'સારી રીતે આગમને ભણેલ ' એટલે સૂત્ર અને તેના અર્થનુ જ્ઞાન અને ક્રિયા વગેરે ગુણોને ભજનારા ગુરૂની આસેવના કરવાથી તીર્થંકરે પ્રરૂપેલા એવા આગમનુ રહસ્ય જેણે પ્રાપ્ત કરેલુ છે એવો તેને માટે શાસ્ત્રમા કહેલુ છે.

" તીર્થને વિષે વિધિએ કરી સૂત્ર તથા અર્થનુ ગ્રહણ થાય છે તેમા જે આગળ કહેવાશે તે તીર્થ જાણવુ, એટલે સૂત્રાર્થનો જાણનાર, જે ગુરૂ તે તીર્થ કહેવાય છે, અને વિધિ તો વિનયાદિ છે, તે વિચિત્ર પ્રકારનો છે" ૧

તે ગુરૂ સૂત્રાર્થનો જાણ, ક્રિયાને વિષે તત્પર, દઢપણે પ્રવચનનો અનુરાગી, જૈનાગમનો પ્રરૂપક, જૈનાગમને વિષે શ્રદ્ધા અધિક પરિપાકપણાને પા-

णओ य पन्नो य अच्चत्थं" ॥ २ ॥

'तत एव विमलतरबोधात्तत्त्ववेदी' तत एव सम्यगधीतागमत्वादेव हेतोर्यो विमलतरो बोधः शेषान् सम्यगधीतागमानपेक्ष्य स्फुटतरप्रज्ञोन्मीलः तस्मात्सकाशात्तत्त्ववेदी जीवादिवस्तुविज्ञाता । 'उपशांतः' मनोवाक्कायविकारविकलः 'प्रवचनवत्सलः' यथानुरूपं साधुसाध्वीश्रावकश्राविकारूपचतुर्वर्णश्रमणसंघवात्सल्यविधायी 'सत्वहितरतः' तत्तच्चित्रोपायोपादानेन सामान्येन सर्वसत्त्वप्रियकरणपरायणः । 'आदेयः' परेषां ग्राह्यवचनचेष्टः 'अनुवर्त्तकः' चित्रस्वभावानां प्राणिनां गुणांतराधानधियानुवृत्तिशीलः 'गंभीरः' रोषतोषाद्यवस्थायामप्यलब्धमध्यः 'अविषादी' न परीषहाद्यभिभूतः कायसंरक्षणादौ न

---

મેલ, અન્ય શાસ્ત્રોમાં નિપુણ અને સ્વસિદ્ધાંતમાં કુશળ હોય છે. ૨

તેથીજ એટલે સારી રીતે આગમનું અધ્યયન કરેલ હોવાથી અતિશય નિર્મલ બોધવાલો. શેષ એવા આગમોને સારી રીતે ભણેલ હોવાથી તેની અપેક્ષાએ જેની બુદ્ધિનો અતિ સ્ફુટ પ્રકાશ છે. તેથી તત્ત્વનો જ્ઞાતા એટલે જીવાદિ વસ્તુનો જાણનાર ઉપશાંત એટલે મન, વચન અને કાયાના વિકારથી રહિત 'પ્રવચન વત્સલ' એટલે જેમ ઘટે તેમ સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા રૂપ ચતુર્વર્ણ શ્રમણ-સંઘનું વાત્સલ્ય કરનાર 'સત્ત્વહિતરત' એટલે વિવિધ પ્રકારના ઉપાયોનું ગ્રહણ કરી સામાન્યપણે સર્વ જીવોનું હિત કરવામાં તત્પર 'આદેય' એટલે જેના વચન અને ચેષ્ટા બીજાઓને ગ્રહણ કરવા લાયક છે, એવો. 'અનુવર્ત્તક' એટલે વિચિત્ર સ્વભાવવાળા પ્રાણીઓને વિષે નવા ગુણનું આરોપણ કરવાની બુદ્ધિથી તેમને અનુસરનાર એટલે જે પ્રકારના સ્વભાવવાળો પ્રાણી હોય તેને વિષે તે તે પ્રકારના ઉપાયે અનેક પ્રકારના ગુણોનું આરોપણ કરવાને તેમને અનુસરનારો. 'ગંભીર' એટલે રોષ તથા સંતોષ વગેરે અવસ્થામાં જેનું અંતઃકરણ જણાય નહીં તેવો. 'અવિષાદી' પરીષહ વગેરેથી પરાભવ પામતાં છતાં પણ છ કાયના રક્ષણ વગેરે કરવામાં દીનતા પામતો નથી. 'ઉપશમ લબ્ધિ વગેરેથી સંપન્ન' બીજાને શમાવવાને સામર્થ્યવાળી ઉપશમ લબ્ધિ આદિ શબ્દથી ઉપકરણ લબ્ધિ અને સ્થિરહસ્તલબ્ધિ પણ ગ્રહણ કરવી. તેનાથી સહિત એવો. 'પ્રવચનના અર્થનો વકતા' એટલે આગમના

दैन्यमुपयाति 'उपशमलब्ध्यादिसंपन्नः' उपशमलब्धिः परमुपशमयितुं सामर्थ्यलक्षणा आदिशब्दादुपकरणलब्धिः स्थिरहस्तलब्धिश्च गृह्यते। ततस्ताभिः संपन्नः समन्वितः

'प्रवचनार्थवक्ता' यथावस्थितागमार्थप्रज्ञापकः 'स्वगुर्वनुज्ञातगुरुपदः' स्वगुरुणा स्वगच्छनायकेनानुज्ञातगुरुपदः समारोपिताचार्यपदवीकः चकारो विशेषणसमुच्चये इतिशब्दो गुरुगुणेयत्तासूचकः।

अत्र षोडश प्रव्रज्यार्हगुणाः पञ्चदश पुनर्गुरुगुणाः निरूपिता इति उत्सर्गपक्षश्चायम्।

अथापवादमाह—

## पादार्द्धगुणहीनौ मध्यमावराविति ॥ ८ ॥

पादेन चतुर्थभागेन अर्द्धेन च प्रतीतरूपेण प्रस्तुतगुणानां हीनौ ऊनौ प्रव्राज्यप्रव्राजकौ मध्यमावरौ मध्यमजघन्यौ क्रमेण योग्यौ स्यातामिति ॥ ८ ॥

---

યથાર્થ અર્થનો કહેનાર 'સ્વગુરૂએ જેને ગુરૂ પદની અનુજ્ઞા કરી છે એવો' એટલે ગચ્છ નાયક એવા સ્વગુરૂએ જેને આચાર્ય પદ આપેલુ છે એવો અહીં च શબ્દ વિશેષણ સમુચ્ચયના અર્થમા છે, અને इति શબ્દ ગુરૂના ગુણો આટલાજ છે, એમ નચવે છે.'

અહીં દીક્ષા લેવાને લાયક એવા પુરૂષના સોળ ગુણો અને દીક્ષા આપનાર ગુરૂના પનર ગુણો નિરૂપણ કરેલા છે, તેમા આ ઉત્સર્ગપક્ષ એટલે ઉત્સર્ગમાર્ગ છે

હવે આપવાને અપવાદ કહે છે

મૂલાર્થ—પૂર્વે જે ગુણ કહ્યા તેમાથી ચોથા ભાગના ઓછા હોય તો તે મધ્યમ અને અર્ધા ગુણ ઓછા હોય તો તે જઘન્ય જાણવો. ૮

ટીકાર્થ—પાદ એટલે ચોથે ભાગે અને અર્દ્ધ એટલે અર્દ્ધ ભાગે ઓછા એવા કહેલા ગુણોમાથી ઓછા ગુણવાળો દીક્ષા લેનાર અને દીક્ષા આપનાર હોય તો તે અનુક્રમે મધ્યમ અને જઘન્ય યોગ્ય જાણવા ૮

अथैतस्मिन्नेवार्थे परतीर्थिकमतानि दश स्वमतं चोपदर्शयितुमिच्छुर्नियम एवायमिति वायुरित्यादिकं भवंति अल्पा अपि असाधारणगुणाः कल्याणोत्कर्षसाधका इत्येतत्पर्यंतं सूत्रकदंबकमाह—

**नियम एवायमिति वायुरिति ॥ ९ ॥**

नियम एव अवश्यंभाव एव अयं यदुत परिपूर्णगुणो योग्यो नापरः पादप्रमाणादिहीनगुणः स्यादित्येवं वायुर्वायुनामा प्रवादिविशेषः । प्राहेति क्रिया गम्यते ॥ ९ ॥

कुत इत्याह ।

**समग्रगुणसाध्यस्य तदर्द्धभावेऽपि तत्सिद्ध्यसंभवादिति ॥ १० ॥**

---

આ બાબતમાં દશ પ્રકારના પરતીર્થિક (અન્ય મતીઓ)ના મતને અને પોતાના મતને દેખાડવાને ઇચ્છતો એવો ગ્રંથકાર વાયુ મતથી આરંભી દશ અન્ય તીર્થિઓના મતનું નિરૂપણ કરી પોતાના મતને કહેવા સારૂં 'नियम एवायं' એ સૂત્રથી આરંભી 'भवंति अल्पा अपि असाधारणगुणाः कल्याणोत्कर्षसाधकाः'

એ સૂત્ર પર્યંતના સૂત્રોના સમૂહને કહે છે—

**મૂલાર્થ—દીક્ષા લેનાર અને દીક્ષા આપનારને વિષે પૂર્વે કહેલા સમગ્ર ગુણો નિયમાએ હોવા જોઇએ એ વાયુ નામે પ્રવાદી પુરૂષનો મત છે. ૯**

**ટીકાર્થ**—નિયમજ છે એટલે અવશ્ય ભાવ છે–નિશ્ચય છે. જે પરિપૂર્ણ ગુણવાળો હોય તેજ યોગ્ય કહેવાય. પણ બીજો ન કહેવાય. એટલે પાદ પ્રમાણ આદિહીન ગુણવાળો યોગ્ય ન કહેવાય–એમ વાયુ નામે પ્રવાદી વિશેષ કહે છે.

શામાટે પરિપૂર્ણ ગુણવાળો હોય તેજ યોગ્ય કહેવાય? તેના ઉત્તરમાં કહે છે—

**મૂલાર્થ—કારણ કે, સમગ્ર ગુણવડે સાધવા યોગ્ય એવા કાર્યની સિદ્ધિનો અર્ધ ગુણ છતાં અસંભવ છે. ૧૦**

समग्रगुणसाध्यस्य कारणरूपसमस्तगुणनिष्पाद्यस्य कार्यस्य तदर्द्धभावेऽपि तेषां गुणानामर्द्धभावे उपलक्षणत्वात् । पादहीनभावे च तत्सिद्ध्यसंभवात् । तस्माद्गुणार्द्धात् पादोनगुणभावाद्वा या सिद्धिर्निष्पत्तिः तस्या असम्भवाद्घटनात् अन्यथा कार्यकारणव्यवस्थोपरमः प्रसज्यत इति ॥ १० ॥

नैतदेवमिति वाल्मीकिरिति ॥ ११ ॥

न नैव एतद्वायूक्तमित्येतत् प्राह वाल्मीकिः वल्मीकोद्भवः ऋषिविशेषः ॥ ११ ॥

कुत इत्याह ।

निर्गुणस्य कथंचित्तद्गुणभावोपपत्तेरिति ॥ १२ ॥

निर्गुणस्य सतो जीवस्य कथंचित्केन प्रकारेण स्वगतयोग्यताविशेषलक्षणेन

---

ટીકાર્થ—સમગ્ર ગુણ સાધ્ય એટલે કારણરૂપ સમગ્ર ગુણવડે સાધવા યોગ્ય એવી વસ્તુનું સાધન તેનાથી અર્ધા ગુણ છતા અને ઉપલક્ષણથી ચોથા ભાગના ઓછા ગુણ છતા સાધવું અસંભવિત છે—એટલે સમસ્ત ગુણવડે સાધવા યોગ્ય કાર્યની સિદ્ધિ અર્ધા ગુણે કે ચોથા ભાગના ગુણે થઈ શકતી નથી અર્ધ ગુણથી કે ચોથા ભાગના ગુણથી તેવા કાર્યની સિદ્ધિનો અસંભવજ છે જો એમ ન હોય તો કાર્ય તથા કારણની વ્યવસ્થા—મર્યાદાનો નાશ થવાનો પ્રસંગ આવે ૧૦

મૂલાર્થ—જેમ વાયુએ કહ્યું, તેમ નથી, એમ વાલ્મીકિ કહે છે. ૧૧

ટીકાર્થ—એ વાયુનો મત યુક્ત નથી, એમ વલ્મીક રાફડામાથી ઉત્પન્ન થયેલા કોઈ ઋષિ કહે છે. ૧૧

શામાટે વાયુનો મત યુકત નથી ? તેનો ઉત્તર આપે છે

મૂલાર્થ—ગુણ રહિત એવા આત્માને કોઈ પ્રકારે તે ગુણ ભાવની પ્રાપ્તિ થાય છે. ૧૨

ટીકાર્થ—નિર્ગુણ એવા જીવને કોઈ પ્રકારે એટલે પોતાનામા રહેલી યો

प्रथमं तद्गुणभावोपपत्तेः तेषां समग्राणां प्रव्राज्यगुणानां प्रव्राजकगुणानां वा भावोपपत्तेः घटनासंभवात् । तथाहि यथा निर्गुणोऽपि सन् जंतुर्विशिष्टकार्यहेतून् प्रथमं गुणान् लभते तथा यदि तद्गुणाभावेऽपिकथंचिद्विशिष्टमेव कार्यं लप्स्यते तदा को नाम विरोधः स्यात् दृश्यते च दरिद्रस्यापि कस्यचिदकस्मादेव राज्यादिविभूतिलाभ इति ॥ १२ ॥

**अकारणमेतदिति व्यास इति ॥ १३ ॥**

अकारणमप्रयोजकं निष्फलमित्यर्थः एतद्वाल्मीकिनिरूपितं वाक्यं इत्येतद्ब्रूते व्यासः कृष्णद्वैपायनः ॥ १३ ॥

कुत इत्याह ।

**गुणमात्रासिद्धौ गुणांतरभावनियमाभावादिति ॥ १४ ॥**

---

ગ્યતાવડે પ્રથમ ગુણ ભાવની પ્રાપ્તિ થાય છે એટલે દીક્ષા ગ્રહણ કરનારને તથા દીક્ષા આપનારને તેમના સમગ્ર ગુણો ઉત્પન્ન થવાની ઘટનાનો સંભવ છે. એટલે દીક્ષા લેનાર તથા દેનારમાં જેટલા ગુણ જોઈએ તેટલા નથી તોપણ તેમાં યોગ્યતા રૂપ વિશેષ ગુણ રહ્યો છે, માટે તેનામાં બીજા સમગ્ર ગુણ થવાનો સંભવ-છે. તે વાત કહે છે—જેમ જંતુ નિર્ગુણ હોય પણ વિશિષ્ટ કાર્યના હેતુભૂત-એવા ગુણોને પ્રથમ પામે છે. તેમ જો વિશિષ્ટ કાર્યના હેતુભૂત ગુણનો અભાવ છતાં પણ કોઇ રીતે વિશિષ્ટ કાર્યનેજ પામશે, ત્યારે શો વિરોધ આવશે ? કોઈ પણ વિરોધ નહીં આવે, કારણકે, એ વાત પ્રત્યક્ષ દેખાય છે. જેમ કોઇ દરિદ્રીને પણ અકસ્માત્ રાજ્યાદિ સમૃદ્ધિનો લાભ થઇ જાય છે; તેમ ગુણ રૂપ વિશિષ્ટ કારણ વિના પણ કાર્યની ઉત્પત્તિ કોઇ વખત થાય છે. ( આ પ્રમાણે વાલ્મીકિ વાયુ મતને ખંડન કરે છે. ) ૧૨

**મૂલાર્થ—" વાલ્મીકિનું કહેવું અકારણ ( નિષ્ફલ ) છે, એમ વ્યાસ કહે છે. ૧૩**

**ટીકાર્થ**—એ વાલ્મીકિએ કહેલું વાક્ય અકારણ છે—અપ્રયોજક છે અર્થાત્ નિષ્ફલ છે, એમ કૃષ્ણ દ્વૈપાયન—વ્યાસ કહે છે. ૧૩

એ વાલ્મીકિનું કહેવું શામાટે નિષ્ફલ છે, ? તેનો ઉત્તર આપે છે—

**મૂલાર્થ—ગુણ માત્રની અસિદ્ધિ થતાં, બીજા વિશેષ ગુણની ઉત્પત્તિનો નિયમાએ અભાવ છે. ૧૪.**

गुणमात्रस्य स्वाभाविकस्य तुच्छस्यापि गुणस्य प्रथमसिद्धौ सत्यां गुणा तरस्यान्यस्य गुणविशेषस्य नात्र उत्पादः गुणांतरभावः तस्य नियमादवश्यतया अभावादसत्त्वात्स्वानुरूपकारणपूर्वकोपि कार्यव्यवहार. । यतः पठ्यते ।

नाकारणं भवेत्कार्यं नान्यकारणकारणम् । अन्यथा न व्यवस्था स्यात्कार्यकारणयोः कचित् ॥ १ ॥

नान्यकारणकारणमिति न नैव अन्यस्यात्मव्यतिरिक्तस्य कारणमन्यकारणं अन्यकारण कारण यस्य तत् तथा पटादेः कारण सूत्रपिंडादिघटादेः कारणं न भवति इति भावः । १४

## नैतदेवमिति सम्राडिति ॥ १५ ॥

नैतदेव मात्मत् सम्राद् राजर्षिविशेषः प्राह ॥ १५ ॥
कुत इत्याह ।

---

ટીકાર્થ—ગુણ માત્ર એટલે સ્વાભાવિક-તુચ્છ એવા ગુણની પ્રથમ અસિદ્ધિ થતા બીજા ગુણ વિશેષની ઉત્પત્તિનો અવશ્ય અભાવ હોય છે, માટે પોતાને અનુરૂપ ( યોગ્ય એવા ) એવા કારણ પૂર્વક પણ કાર્ય વ્યવહાર હોય છે, તેને માટે કહેલુ છે કે,—

" કારણ વગરનુ કાર્ય ન હોય અને અન્ય કારણ જેનુ કારણ છે, એનુ કાર્ય ન હોય એટલે જેનુ કારણ જે હોય તેજ તેનુ કારણ કહેવાય, પણ અન્યનુ કારણ અન્ય ન થાય, જો એમ ન કહીએ તો કાર્ય અને કારણ એ બેની વ્યવસ્થા કયારે પણ ન થાય " ૧

અન્ય કારણ કારણ એટલે પોતાથી જુદુ જે કારણ તે અન્ય કારણ કહેવાય, અને તે અન્ય કારણ છે કારણ જેનુ એવુ કાર્ય ન હોય જેમ સુત્રનો પિંડ વગેરે વસ્ત્રાદિકના કારણ છે, તે ઘડા વગેરે કાર્યના કારણ ન કહેવાય-એ ભાવાર્થ છે. ૧૪

**મૂલાર્થ—એ વ્યાસનુ કહેલુ એજ પ્રકારે છે, એમ નથી. એમ સમ્રાટ નામે રાજર્ષિ કહે છે. ૧૫**

શામાટે વ્યાસનુ કહેલુ યોગ્ય નથી ? તેનો ઉત્તર આપે છે ૧૫

संभवादेव श्रेयस्त्वसिद्धेरिति ॥ १६ ॥

संभवादेव योग्यत्वादेव न पुनर्गुणमात्रादेव केवलात्संभवविकलाच्छ्रेयस्त्वसिद्धेः सर्वप्रयोजनानां श्रेयोभावनिष्पत्तेः । इदमुक्तं भवति गुणमात्रे सत्यपि यावदद्यापि प्रव्राज्यादिर्जीवो विवक्षितकार्यं प्रति योग्यतां न लभते न तावत्तेनारब्धमपि सिध्यति अनाधिकारित्वात्तस्य । अनधिकारिणश्च सर्वत्रकार्ये प्रतिषिद्धत्वात् अतो योग्यतैव सर्वकार्याणां श्रेयोभावसंपादिकेति ॥ १६ ॥

यत्किंचिदेतदिति नारद इति ॥ १७ ॥

यत्किंचित् न किंचिदित्यर्थः एतत्सम्राडुक्तमिति नारदो वक्ति ॥ १७ ॥

कुत इत्याह ।

गुणमात्राद्गुणांतरभावेऽप्युत्कर्षायोगादिति ॥ १८ ॥

---

મૂલાર્થ—યોગ્યપણાના સંભવથી શ્રેયપણાની સિદ્ધિ થાય છે. ૧૬

ટીકાર્થ—સંભવથીજ એટલે યોગ્યપણાથી સર્વ પ્રયોજનોના શ્રેયપણાની સિદ્ધિ થાય છે. પણ માત્ર ગુણથી એટલે કેવલ યોગ્યતાના અભાવથી શ્રેયપણાની સિદ્ધિ થતી નથી. કહેવાનો આશય એ છે કે, ગુણ માત્ર છતાં પણ અદ્યાપિ દીક્ષા લેવાને યોગ્ય અને દીક્ષા આપવાને યોગ્ય એવો જીવ જ્યાંસુધી વિવક્ષિત કાર્ય પ્રત્યે યોગ્યતાને પામતો નથી, ત્યાંસુધી તેણે આરંભેલું કાર્ય પણ સિદ્ધ થતું નથી, કારણકે, યોગ્યતા વિના તે પુરૂષનો તે કાર્યમાં અધિકાર નથી. અને જે અધિકારી નથી, તેઓને સર્વ કાર્યોમાં નિષેધજ છે. એથી યોગ્યતાજ સર્વ કાર્યોના શ્રેયો ભાવને સંપાદન કરનારી છે. ૧૬

મૂલાર્થ—સમ્રાટ્ નામના રાજર્ષિનું કહેવું યોગ્ય નથી, એમ નારદ કહે છે. ૧૭

ટીકાર્થ—સમ્રાટ્નું કહેવું કાંઇ પણ યોગ્ય નથી, એમ નારદ કહે છે. ૧૭

શામાટે સમ્રાટ્નું કહેવું યોગ્ય નથી ? તેનો ઉત્તર આપે છે.

મૂલાર્થ—યોગ્યતા માત્ર ગુણથી બીજા ગુણનો ભાવ થતાં પણ ઉત્કર્ષનો યોગ ન થાય. ૧૮

ध्योऽयं व्यवहारो न च तावन्तं कालं व्यवहारिणां जीवितं संभाव्यते । एवं च क्षीरकदम्बनारदयोर्न कश्चिन्मतभेदो यदि परं वचनकृत एवेति ॥ १९ ॥

**न दोषो योग्यतायामिति विश्व इति ॥ २० ॥**

न नैव दोषः अघटनालक्षणः कश्चित् योग्यतायां कार्षापणधनस्यापि तथाविधभाग्योदयात्प्रतिदिनं शतगुणसहस्रगुणादिकार्षापणोपार्जनेन कोटिव्यवहारारोपणोचितत्वलक्षणायां । श्रूयन्ते च केचित्पूर्वं तुच्छव्यवहारा अपि तथाविधभाग्यवशेन स्वल्पेनैव कालेन कोटिव्यवहारमारूढा इत्येतत् विश्वो विश्वनामा प्रवादी प्राहेति । अयं च मनाक् सम्राण्मतमनुसरतीति ॥ २० ॥

**अन्यतरवैकल्येऽपि गुणबाहुल्यमेव सा तत्त्वत इति सुरगुरुरिति ॥ २१ ॥**

---

वतुं नथी. एवी रीते क्षीरकदंब अने नारदना मतमां कांई भेद नथी, जे होय तो मात्र वचनमां छे एटले बोलवामां फेर छे अर्थमां फेर नथी. १९

**मूलार्थ**—योग्यताने विषे दोष नथी एम विश्व नामे प्रवादी कहे छे. २०

**टीकार्थ**—कार्षापण धनवाळाने पण तेवी जातना भाग्यना उदयथी प्रतिदिवस सोगणा, हजारगणा वगेरे कार्षापण द्रव्य मेळवी कोटिध्वज बनवाना व्यवहारनुं आरोपण थवानी योग्यता प्राप्त थतां ते न घटवा रूप दोष रहेतो नथी.

तेने माटे शास्त्रमां सांभळवामां आवे छे के, केटला एक पूर्वे तुच्छ व्यवहारवाळा होय तोपण तेवा कोई भाग्यना वशथी थोडाज वखतमां कोटिध्वज व्यवहारने पामेला छे. आ प्रमाणे विश्व नामनो प्रवादी कहे छे. आ प्रवादी सम्राट्ना मतने जरा मळतो आवे छे. २०

**मूलार्थ**—कोई गुणनुं विकलपणुं छतां पण गुणोनुं घणापणुं होय, तेज तत्त्वथी योग्यता छे, एम सुर गुरु नामनो प्रवादी कहे छे. २१

अन्यतरस्य कस्यचिद्गुणस्य वैकल्येऽपि किं पुनरवैकल्ये इत्यपिशब्दार्थः। गुणबाहुल्यमेव गुणज्ञदरत्वमेव सा पूर्वसूत्रसूचिता योग्यता तत्त्वतः परमार्थवृत्त्या भवतीति अतो न पादगुणहीनादिचिन्ता कार्येत्येतत्सुरगुरुर्बृहस्पतिराहेति ॥ २१ ॥

## सर्वमुपपन्नमिति सिद्धसेन इति ॥ २२ ॥

समस्तेष्वपि धर्मार्थकाममोक्षव्यवहारेषु पुरुषपराक्रमसाध्येषु विषये यद् यदोपपन्नं घटमानं निमित्ततया बुद्धिमद्भिरुत्प्रेक्ष्यते तत्सर्वमखिलं योग्यतामनुवर्तते उपपन्नत्वस्य योग्यताया अभिन्नत्वादिति सिद्धसेनो नीतिकारः शास्त्रकृद्विशेषो जगाद ॥ २२ ॥

इत्थं दशपरतैर्थिकमतान्युपदर्श्य स्वमतमुपदर्शयन्नाह ।

## भवन्ति स्वल्पा अपि असाधारणगुणाः कल्याणोत्कर्ष-

---

टीकार्थ—कोइ पण बीजा गुणनु विकलपणु होय—अर्थात् ओछापणु होय विकलपणु न होय तो शु कहेवु, ए अपि शब्दनो अर्थ छे गुणोनु बहुपणु, एज तत्त्वथी पूर्व सूत्रमा सूचवेली योग्यता छे, माटे पादगुण हीन ते मध्यम योग्य अने अर्ध गुणहीन ते जघन्य योग्य इत्यादि चिंता न करवी, एम सुरगुरु-बृहस्पति कहे छे. २१

मूलार्थ—सघळु जे जेने घटे ते तेने योग्य छे, एम सिद्धसेन कहे छे. २२

टीकार्थ—समस्त एटले पुरुष पराक्रमथी साध्य एवा धर्म, अर्थ, काम अने मोक्ष रूप व्यवहारो, तेने विषे जे जे कांइ निमित्तपणे, घटतु अने बुद्धिमान पुरुषोए उत्प्रेक्षा करेलु होय, ते सघळु घटतु छे अने तेज योग्यता कहेवाय छे, कारण के, उपपन्न—घटतु अने योग्यता—ए बे शब्दोने परस्पर अभेदपणु छे आ प्रमाणे नीति शास्त्रना कर्ता सिद्धसेन कहे छे. २२

एवी रीते दश अन्य तीर्थिओना मतो दर्शावी हवे ग्रंथकार पोतानो मत प्रदर्शित करे छे

मूलार्थ—असाधारण गुण अल्प होय तो पण कल्याणना

साधका इति ॥ २३ ॥

भवन्ति नन भवन्ति तुः पूर्वमतेभ्योऽस्य वैशिष्ट्यख्यापनार्थः अल्पा अपि परिमिता अपि किंपुनरनल्पा इत्यपिशब्दार्थः गुणा आर्यदेशोत्पन्नतादयः असाधारणाः सामान्यमानवेष्वसंभवन्तः कल्याणोत्कर्षसाधकाः प्रव्रज्याद्युत्कृष्टकल्याणनिष्पादकाः असाधारणगुणानां नियमादितरगुणाकर्षणावन्ध्यकारणत्वादिति युक्तमुक्तमादौ यदुत पादार्द्धगुणहीनौ मध्यमावरौ योग्याविति। अत्र वायुवाल्मीकिव्याससम्राड्नारदवसुक्षीरकदम्बमतानां कस्यचित्केनापि संवादेऽप्यन्यतरेण निराक्रियमाणत्वादनादरणीयतैव विश्वसुरगुरुसिध्दसेनमतेषु च यत्रसाधारणगुणाना-

---

ઉત્કર્ષને સાધનારા છે. ૨૩

**ટીકાર્થ**—તુ શબ્દ પુર્વે કહેલા દશ મતથી પોતાની વિશેષતા બતાવાને માટે છે અલ્પ એટલે પરિમિત એવા પણ ધણાની વાત તો શી કરવી. એ अपि શબ્દનો અર્થ છે ગુણ એટલે આર્યદેશમાં ઉત્પન્ન થવું વગેરે અસાધારણ એટલે સામાન્ય મનુષ્યોમાં ન સંભવે તેવા ગુણો કલ્યાણના ઉત્કર્ષને સાધનારા છે એટલે દીક્ષા લેવા વગેરે ઉંચી જાતના કલ્યાણને ઉત્પન્ન કરનારા છે, કારણકે, અસાધારણ ગુણોનું નિયમાએ કરીને બીજા ગુણોને આકર્ષવામાં સફળ કારણપણું છે અર્થાત્ અસાધારણ ગુણો અવશ્ય બીજા ગુણોને ખેંચી લાવે છે, એથી કરીને ચોથા ભાગના ગુણવડે હીન હોય તથા અર્ધા ગુણવડે હીન હોય તે મધ્યમ યોગ્ય અને જઘન્ય યોગ્ય કહેવાય છે, એમ જે પ્રથમ કહ્યું, તે યુક્ત છે.

અહીં વાયુ, વાલ્મીકિ, વ્યાસ, સમ્રાટ્, નારદ, વસુ, અને ક્ષીરકદંબ—એ સર્વ મતોમાં કોઇને કોઇની સાથે સંવાદ હોવાથી ગમે તે મતવાલાએ પણ તેના મતનું નિરાકરણ કરવાપણું છે—અર્થાત્ ખંડન કરવાપણું છે, તેથી અમારે તે તરફ અનાદર છે. એટલે એક બીજાએ પરસ્પર તે મતોનું ખંડન કરેલું છે, તેથી તેમનું ખંડન કરવાનો અમારે આદર નથી. તેમાં વિશ્વ, સુરગુરૂ અને સિદ્ધસેનના મતોની અંદર અસાધારણ ગુણોનો અનાદર કરી યોગ્યતાનો અંગીકાર કર્યો છે, તે સારૂ નથી. કારણકે, કેવળ યોગ્યતા પરિપૂર્ણ કાર્યને સાધનારી થતી નથી,

दर्शनेन योग्यताङ्गीक्रियते तदा न सम्यक् तस्याः परिपूर्णकार्यासाधकत्वात् अथान्यथा तदास्मन्मतानुवाद एव तैः शब्दान्तरेण कृतः स्यात् न पुनः स्वमतस्थापनं किञ्चित् इति इत्युक्तौ प्रव्राज्यप्रव्राजकौ ॥ २३ ॥

अधुना प्रव्रज्यादानविधिमभिधित्सुराह ।

## उपस्थितस्य प्रश्नाचारकथनपरीक्षादिर्विधिरिति ॥ २४ ॥

उपस्थितस्य स्वयं प्रव्रज्यां ग्रहीतुं समीपमागतस्य प्रश्नश्च आचारकथनं च परीक्षा च प्रश्नाचारकथनपरीक्षाः ता आदिर्यस्य स तथा। आदिशब्दात्कएठतः सामायिकादिसूत्रप्रदानतथाविधानुष्ठानाभ्यासग्रहः विधिक्रमः प्रव्रज्याप्रदाने पूर्वसूचित एषः । इदमुक्तं भवति सद्धर्मकथाक्षिप्ततया प्रव्रज्याभिमुख्यमागतो भव्यजन्तुः प्रष्टव्यः यथा को वत्स त्वं किं निमित्तं वा प्रव्रजसि। ततो यद्यसौ

---

હવે કોઈ એમ કહે કે, તે મતોને વિષે કેવળ યોગ્યતાનુજ પ્રતિપાદન નથી પણ અસાધારણ ગુણનું પ્રતિપાદન છે તો તેનો ઉત્તર આપે છે કે, " એ મતોવાળાએ બીજા શબ્દમાત્ર અમારા મતનો અનુવાદ કર્યો છે, કાંઇ પોતાના મતનું સ્થાપન કર્યું નથી.

આ પ્રમાણે દીક્ષા લેનાર તથા દીક્ષા આપનાર પુરૂષો કહેવામાં આવ્યા છે. ૨૩

હવે દીક્ષા આપવાના વિધિને કહેવાની ઇચ્છાથી કહે છે

**મૂલાર્થ—દીક્ષા લેવા આવેલા પુરૂષ સંબધી પ્રશ્ન તથા આચાર કહેવા અને પરીક્ષા કરવી વગેરે તેનો વિધિ છે. ૨૪**

ટીકાર્થ—પોતે દીક્ષા લેવાને સમીપ આવેલા પુરૂષને પ્રશ્ન, આચાર કથન અને પરીક્ષા વગેરે વિધિ છે આદિ ( વિગેરે ) શબ્દથી સામાયિક વિગેરેના સૂત્રોને કંઠે શીખવવા, અને તેની રીતના અનુષ્ઠાનના અભ્યાસનું ગ્રહણ કરવું દીક્ષા આપવાને પૂર્વે રચના કરેલો આવો વિધિક્રમ છે કહેવાનું તાત્પર્ય એ છે કે સદ્ધર્મ કથાવડે જેનું મન દીક્ષા લેવાને તત્પર થયું છે એવા ભવ્ય પ્રાણીને પ્રથમ પુછવું કે, હે વત્સ, તું કોણ છે ? અને શા માટે દીક્ષા લે છે ?

कुलपुत्रकः तगरानगरादिसुन्दरक्षेत्रोत्पन्नः सर्वाशुभोद्भवभवव्याधिक्षयनिमित्तमेवाहं भगवन् प्रव्रजितुमुद्यत इत्युत्तरं कुरुते तदासौ प्रश्नशुद्धः ।

ततोऽस्य दुरनुचरा प्रव्रज्या कापुरुषाणां आरम्भनिवृत्तानां पुनरिह परभवे च परमः कल्याणलाभः । तथा यथैव जिनानामाज्ञा सम्यगाराधिता मोक्षफला तथैव विराधिता संसारफलदुःखदायिनी तथा यथा कुष्ठादिव्याधिमान् क्रियां प्राप्तकालां प्रतिपद्यापथ्यमासेवमानो अप्रवृत्तादधिकं शीघ्रं च विनाशमाप्नोति एवमेव भावक्रियां संयमरूपकर्मव्याधिक्षयनिमित्तं प्रपद्य पश्चादसंयमापथ्यसेवी अधिकं कर्म समुपार्जयतीति । एवं तस्य साध्वाचारः कथनीय इति । एवं

---

આ પ્રમાણે પુછતાં જો તે દીક્ષાનો લેનાર એમ બોલે કે, " હે ભગવન્ હું કુલપુત્રક છું ( કુલીન છું ) તગરાનગર ઈત્યાદિ સુંદર ક્ષેત્રમાં ઉત્પન્ન હું થયો છું અને જેમાં સર્વ અશુભ ઉત્પન્ન થાય છે, એવા ભવરૂપ સંસારરૂપ વ્યાધિનો ક્ષય કરવા નિમિત્તેજ હું દીક્ષા લેવા ઉજમાલ થયો છું" આ પ્રમાણે ઉત્તર આપે તો તે પુરૂષ પ્રશ્ન શુદ્ધ થયો કહેવાય છે. તે પછી શિષ્યને એમ કહેવું કે, કાયર પુરૂષોને દીક્ષા દુઃખે થઈ શકે તેમ છે. એટલે તેમનાથી પાલી શકાતી નથી; દીક્ષા તો ઘણાં શૂરવીર પુરૂષોથીજ પાલી શકાય છે. માટે શૂરવીરતા રાખવી. વળી આરંભથી નિવૃતિ પામેલા એવા પુરૂષોને આ ભવ તથા પરભવને વિષે પરમ કલ્યાણનો લાભ થાય છે તેમ વળી જેમ જિનરાજની આજ્ઞા સમ્યક્ પ્રકારે આરાધન કરેલી હોય તો તે મોક્ષફલને આપે છે, અને જો તે વિરાધેલી હોય તો સંસારના ફલરૂપ દુઃખને આપનારી થાય છે જેમ કોઢ વગેરે વ્યાધિવાળો પુરૂષ અવસરે પ્રાપ્ત થયેલી ક્રિયાને પામી અપથ્યને સેવે તો અપ્રવૃતથી અધિક એટલે ઔષધરૂપ ભાવ ક્રિયામાં પ્રવર્તતા પેહેલા સત્વર વિનાશને પામે છે એવીજ રીતે સંયમરૂપ ભાવક્રિયાને કર્મરૂપ વ્યાધિના ક્ષય નિમિતે પામી પછી અસંયમરૂપ અપથ્યને સેવવાથી અધિક કર્મને ઉપાર્જે છે. એટલે દીક્ષા લીધા પેહેલા જે કર્મ ઉપાર્જન કરતો હતો, તેની અપેક્ષાએ દીક્ષા લીધા પછી જે પુરૂષ અસંયમનું સેવન કરે છે, તે ઘણું કર્મ ઉપાર્જન કરે છે. એવી રીતે તે પુરૂષને સાધુનો આચાર કહેવો. એમ સાધુ આચાર આરીરીતે કહ્યા પછી પણ ને પુરૂષ પરીક્ષા કરવાને યોગ્ય છે. તે

कथितेऽपि सा चारे निपुणमसौ परीक्षणीयः। यतः—

" असत्याः सत्यसंकाशाः सत्याश्चासत्यसन्निभाः।
दृश्यन्ते विविधा भावास्तस्मायुक्तं परीक्षणम्" ॥ १ ॥
अतथ्यान्यपि तथ्यानि दर्शयन्त्यतिकौशलाः।
चित्रे निम्नोन्नतानीव चित्रकर्मविदो जनाः" ॥ २ ॥

परीक्षा च सम्यक्त्वज्ञानचारित्रपरिणतिविषया तैस्तैरुपायैर्विधेया । परीक्षा कालश्च प्रायः षण्मासाः । तथाविधपात्रापेक्षया तु अल्पो बहुश्च स्यात् तथा सामायिकसूत्रं अकृतोपधानस्यापि कण्ठतो वितरणीयं अन्यदपि सूत्रं पात्रतामपेक्ष्याध्यापयितव्यम् ॥ २४ ॥

## तथा गुरुजनाद्यनुज्ञेति ॥ २५ ॥

---

विषे शास्त्रमां कह्युं छे के—

" केटलाक असत्य पदार्थो सत्य जेवा देखाय छे अने केटलाक सत्य पदार्थो असत्य जेवा देखाय छे, एम विविध प्रकारना भाव देखाय छे, तेथी परीक्षा करवी योग्य छे १

चित्रकर्मने जाणनारा पुरुषो जेम चित्रमां नीचा अने उंचा स्थळना भावने बतावे छे, तेम अति कुशळ पुरुषो असत्यने सत्य जेवा बनावे छे २"

सम्यकत्व, ज्ञान, अने चारित्रनी परिणतिना विषयमां ते ते उपायवडे परीक्षा करवी परीक्षा करवानो समय प्राये करीने छ मासनो छे अटले छ मास सुधी परीक्षा कर्या पछी वडी दीक्षा आपवी नथी तेवा प्रकारनु कोइ नाउ पात्र अटले मोटो पुरुष अथवा नहानो पुरुष मळे तो तेना अपेक्षाए अल्प काळ पण छे अने अधिककाळ पण छे, परंतु छ मास सुधी परीक्षा करवी एवो नियम नथी तेम वळी उपधान जेणे वहन कर्यु नथी एवा पुरुषने पण कंठथी सामायिक सूत्र आपवु अटले भणाववु पात्रपणानी अपेक्षाए बीजुं पण सूत्र भणाववुं २४

मूलार्थ—मात पिता वगेरे गुरुजननी आज्ञा लेवी. २५

गुरुजनो मातापित्रादिलक्षणः आदिशब्दात् भगिनीभार्यादिशेषसम्बन्धिलोकपरिग्रहः तस्य अनुज्ञा प्रव्रज त्वमित्यनुमतिरूपा विधिरित्यनुवर्त्तते ॥ २५ ॥
यदा पुनरसौ तत्तदुपायतोऽनुज्ञापितोऽपि न मुञ्चति तदा यद्विधेयं तदाह—

**तथा तथोपधायोग इति ॥ २६ ॥**

तया तथा तेन तेन प्रकारेण सर्वथा परैरनुपलक्ष्यमाणेन उपधायोगः मायायाः प्रयोजनं ॥ २६ ॥

कथमित्याह—

**दुःस्वप्नादिकथनमिति ॥ २७ ॥**

दुःस्वप्नस्य खरोष्ट्रमहिषाद्यारोहणादिदर्शनरूपस्य आदिशब्दान्मातृम-

---

**ટીકાર્થ**—ગુરૂજન એટલે માતા પિતા વગેરે આદિ (વગેરે) શબ્દથી બ્હેન, સ્ત્રી વગેરે બાકીના સંબંધી લોકોનોનું ગ્રહણ કરવું તેની અનુજ્ઞા એટલે 'તું દીક્ષા લે' એવી સંમતિરૂપ આજ્ઞા તે વિધિ કહેવાય છે તે પાછળથી સંબંધ મેળવવો. ૨૫

જ્યારે તે સંબંધી વર્ગ તે તે પ્રકારના ઉપાયોથી આજ્ઞા માગતા છતાં પણ દીક્ષા લેવાની આજ્ઞા ન આપે તો પછી શું કરવું તે કહે છે.

**મૂલાર્થ— તે તે પ્રકારે સંબંધી વર્ગ આજ્ઞા આપે એવી યુકિત કરવી. ૨૬**

**ટીકાર્થ**—તે તે પ્રકારે એટલે સર્વથા બીજાને માલુમ ન પડે એવા પ્રકારે માયાનો પ્રયોગ કરવો. ૨૬

શી રીતે માયા—કપટની રચના કરવી ? તે કહે છે.

**મૂલાર્થ—નઠારા સ્વપ્ના વગેરે કહેવા. ૨૭**

**ટીકાર્થ**—દુ:સ્વપ્ન કહેવા એટલે ગધેડા, ઉંટ, પાડા વગેરે અયોગ્ય વાહન ઉપર બેસવું ઇત્યાદિ નજીક મૃત્યુને સુચવનારા સ્વપ્નો મેં દીઠા, માટે મારૂં મૃત્યુ નજીક આવ્યું છે, તેથી મને દીક્ષા લેવાની આજ્ઞા આપો' એમ કહેવું આદિ શબ્દથી માતૃમંડળ—દેવીઓનું ટાળું વગેરે વિપરીત દેખાવ પ્રમુ-

एकान्तादिविपरीतालोकनादिग्रहः तस्य कथनं गुर्वादिनिवेदनमिति ॥ २७ ॥

तथा विपर्ययलिङ्गसेवेति ॥ २८ ॥

विपर्ययः प्रकृतिविपरीतत्वभावः स एव मरणसूचकत्वात् लिङ्गं तस्य सेवा निषेवणं कार्यं येन स गुर्वादिजनः सन्निहितमृत्युरयमित्यवबुध्य प्रव्रज्यामनुजानीते इति ॥ २८ ॥

विपर्ययलिङ्गानि तेषु स्वयमेवाबुध्यमानेषु किं कृत्यमित्याह ।

दैवज्ञैस्तथा तथा निवेदनमिति ॥ २९ ॥

दैवज्ञैर्निमित्तशास्त्रपाठकैः तथा तथा तेन तेन निमित्तशास्त्रपाठादिरूपेणोपायेन निवेदनं गुर्वादिजनस्य ज्ञापनं विपर्ययलिङ्गानामेव कार्यमिति ॥ २९ ॥

---

અનુ ગ્રહણ કરવુ એ વાત માતા પિતા વગેરે વડિલને નિવેદન કરવી જેથી દિક્ષા લેવાની આજ્ઞા આપે એ હેતુ માટે ૨૭

મૂલાર્થ—વળી વિપરીત ચિન્હોને સેવવા એટલે મૃત્યુ સમીપ આવેલા પુરૂષના જેવા ચિન્હ દેખાડવા. ૨૮

ટીકાર્થ—વિપર્યય એટલે પોતાની પ્રકૃતિથી વિપરીત ભાવ, તે મૃત્યુ ને સૂચવનાર છે, તેથી તે મરણનુ ચિન્હ છે તેનુ સેવન કરવું એટલેઆણી જેને પોતાના મરણચિન્હ બતાવવા જેથી માતા પિતા વગેરે વડિલજન 'આ નુ મૃત્યુ નજીક આવ્યુ છે' એમ જાણી દીક્ષા લેવાની આજ્ઞા આપે ૨૮

જો માતપિતાપ્રમુખ ગુરૂજન પોતાની બુદ્ધિથી પોતાની મેળેજ તે વિપરીત ચિન્હોને જાણી ન શકે તો પછી શુ કરવુ ? તેનો ઉત્તર આપે છે—

મૂલાર્થ—જોષી લોકોની પાસે માતા પિતાદિકને તે તે પ્રકારે કહેવરાવવુ. ૨૯

ટીકાર્થ—દૈવજ્ઞ એટલે નિમિત્ત શાસ્ત્રને જાણનાર જોષી લોકોની પાસે તે તે નિમિત્ત શાસ્ત્રના પાઠાદિરૂપ ઉપાયવડે તે માતા પિતાદિક ગુરૂ જનને વિપરીત નિશાનુ જણાવવુ એટલે જોષીઓના મુખથી માતાપિતાદિકને પ્રતીતિ લાવવાને કહેવરાવવુ, જેથી તેઓ દીક્ષા લેવાની આજ્ઞા આપે ૨૯

नन्वेवं मायाविनः प्रव्रज्याप्रतिपत्तावपि को गुणः स्यादित्याशङ्क्याह ।

**न धर्मे मायेति ॥ ३० ॥**

न नैव धर्मे माया क्रियमाणा माया—वञ्चना भवति परमार्थतोऽमायात्वात्तस्याः ॥ ३० ॥

एतदपि कुत इत्याह—

**उभयहितमेतदिति ॥ ३१ ॥**

उभयस्य स्वस्य गुर्वादिजनस्य च हितं श्रेयोरूपं एतदेव प्रव्रज्याविधौ मायाकरणं एतत्फलभूतायाः प्रव्रज्यायाः स्वपरोपकारकत्वात् । पठ्यते च ।

" अमायोऽपि हि भावेन माय्येव तु भवेत्कचित् ।
पश्येत्स्वपरयोर्यत्र सानुबन्धं हितोदयम् ॥ १ ॥

इति ॥ ३१ ॥

---

એવી માયા કરનારને દીક્ષા આપવાથી શો ગુણ થાય? એવી શંકા કરે તો તેનો ઉત્તર આપે છે.

**મૂલાર્થ—ધર્મને વિષે માયા નથી. ૩૦**

**ટીકાર્થ**—જે ક્રિયામાં ધર્મ સાધ્ય છે, તે ક્રિયા માયા—ઠગાઇ નથી. પરમાર્થપણે એ અમાયાજ છે. ૩૦

એમ શાથી કહો છો? તે કહે છે.

**મૂલાર્થ—તે માયાનું કરવાપણું સ્વપરને હિતકારી છે. ૩૧**

**ટીકાર્થ**—એ દીક્ષા વિધિમાં જે માયા—કપટ કરવી, તે પોતાનું તથા માતાપિતા વગેરે વડિલ જનનું શ્રેયરૂપ હિત કરવાપણું છે, કારણ કે, દીક્ષા લેવી તે પોતાને અને પરને ઉપકારકારી છે, તે વિષે શાસ્ત્રમાં પણ કહેલું છે—

"જ્યાં પોતાનો અને પરનો નિરંતર હિતનો ઉદય જોવામાં આવે ત્યાં ભાવે કરીને માયા વગરનો પણ પુરૂષ ક્વચિત્ માયાવીજ હોય છે. એટલે કોઇ કાર્યને વિષે માયા પણ વસ્તુતાએ અમાયાજ કહેવાય છે. ૧" ૩૧

अथेत्थमपि कृते त विना गुर्वादिजनो निर्वाहमलभमानो न तं प्रव्रज्यार्थमनुजानीते तदा किं विधेयमित्याशङ्क्याह ।

यथाशक्ति सौविहित्यापादनमिति ॥ ३२ ॥

यथाशक्ति यस्य यावती शक्तिः शतसहस्रादिप्रमाणनिर्वाहहेतुद्रव्यादिसमर्पणरूपा तया सौविहित्यस्य सौस्थ्यस्यापादनं विधानं येन प्रव्रजितेऽपि तस्मिन्नसौ न सीदति तस्य निर्वाहोपायस्यकरणमिति भावः । एवं कृते कृतज्ञता कृता भवति करुणा च मार्गप्रभावनाबीज ततस्तेनानुज्ञातः प्रव्रजेदिति ॥ ३२ ॥

अथैवमपि न त मोक्तुमसावुत्सहते तदा ।

---

पुर्वे कह्यु, तेम करता छता पण जे माता पितादि गुरुजन तेना विना निर्वाह करी शके तेवा न होय अने तेथी करीने दीक्षा लेवानी आज्ञा आपता न होय तो शु करवु ? एवी शकानो उत्तर आपे छे

मूलार्थ—पोतानी शक्ति प्रमाणे मातापितादि गुरुजनना मननु समाधान करवु ३२

टीकार्थ—जेनी जेटली शक्ति होय तेणे तेटली शक्ति प्रमाणे माता पिता प्रमुख गुरुजनोना चित्तनु समाधान करवु एटले मो, हजार वगेरे प्रमाणवाळा निर्वाहना कारणरूप द्रव्यादिक आपवारूप पोतानी शक्तिने अनुसारे करी तेमनी आजीविकानो बदोबस्त करवो ते पछी दीक्षा लेवी, जेथी पछवाडे पोताना माता पितादि निर्वाहादिकना कारणथी रोगनगलि न भोगवे, अर्थात तेमना निर्वाहनो उपाय करवो एम करवाथी पोते कृतज्ञता करेली कहेवाय छे कारण के, जैन मार्गनी प्रभावनानु बीज करुणा—दया छे तेथी माता पितादिकने तेवी रीते पण खुशी करी तेमनी आज्ञा मेळवी दीक्षा लेवी ३२

उपर प्रमाणे करता छता पण जे माता पितादि दीक्षा लेनारनो त्याग करवा उत्साह न करे त्यारे शु करवु ? ते कहे छे

ग्लानौषधादिज्ञातात्त्याग इति ॥ ३३ ॥

ग्लानस्य तथाविधव्याधिबाधावशेन ग्लानिमागतस्य गुर्वादेर्लोकस्य औषधादिज्ञातादौषधस्य आदिशब्दात्स्वनिर्वाहस्य च ग्रहः तस्य गवेषणमपि औषदादीत्युच्यते । ततो ग्लानौषधाद्येव ज्ञातं दृष्टान्तः तस्मात्त्यागः कार्यो गुर्वादेरिति इदमुक्तं नवति ।

यथा कश्चित्कुलपुत्रकः कथंचिदपारं कान्तारं गतो मातापित्रादिसमेतः तत्प्रतिबद्धश्च तत्र व्रजेत् । तस्य च गुर्वादेः तत्र व्रजतो नियमघाती वैद्यौषधादिरहितपुरुषमात्रासाध्यः तथाविधौषधादिप्रयोगयोग्यश्च महानातङ्कः स्यात् । तत्र चासौ तत्प्रतिबन्धादेवमालोचयति । यथा न भवति नियमादेव गुरुजनो नीरुगौषधादिमन्तरेण औषधादिभावे च संशयः कदाचित्स्यात् कदाचन्नेति कालसहश्चायं ।

---

મૂલાર્થ—વ્યાધિ પીડિત માતા પિતાદિક ગુરૂજનનો ઔષધાદિકના દૃષ્ટાંતે કરી ત્યાગ કરવો. ૩૩

ટીકાર્થ—ગ્લાન એટલે તે પ્રકારના વ્યાધિની પીડાને લઇને ગ્લાનિ પામેલા માતા પિતાદિ લોકને ઔષધાદિના દૃષ્ટાંતે કરીને આદિ શબ્દથી પોતાના નિર્વાહની ખોળ કરવી તે પણ **ઔષધાદિ** કહેવાય છે. તેથી ગ્લાનના ઔષધાદિકના દષ્ટાંતે કરી તે માતા પિતા પ્રમુખનો ત્યાગ કરવો. તે દૃષ્ટાંત આ પ્રમાણે છે.

કોઈ કુલીન પુત્ર પોતાના માતાપિતાદિ સાથે તેમની સેવામાં બંધાઈ ચાલતો હતો. તે એક વખતે કોઈ રીતે કોઈ અપાર જંગલમાં આવી પહોંચ્યો. તેમની સાથે ચાલતા તે માતાપિતાના નિયમને તોડનારો, અને વૈદ્યના ઔષધાદિ વિના માત્ર પુરૂષથી સાધ્ય ન થાય તેવો અને તેવી જાતના ઔષધાદિકના પ્રયોગને યોગ્ય એવો કોઇ મોટો રોગ માતાપિતાના શરીરમાં ઉત્પન્ન થયો. તે વખતે તે કુલીન પુત્ર માતાપિતાના પ્રતિબંધથી આ પ્રમાણે વિચારવા લાગ્યો—"આ માતા પિતા જરૂર ઔષધ વિના રોગ રહિત નહીં થાય અને જો કદાપિ ઔષધ મળે તો રોગ મટે કે ન મટે એ સંશય છે. વળી આ માતા પિતા કાલ સહન કરે તેમ છે, એટલે તત્કાળ મારા વિયોગથી અ-

ततः सम्थाप्य तथाविधचित्रवचनोपन्यासेन त तदौषधादिनिमित्त स्ववृत्तिहेतोश्च त्यजन् सन्नसौ साधुरेव भवति । एष हि त्यागोऽत्याग एव यः पुनरत्याग. स परमार्थतस्त्याग एव यत. फलमत्र प्रधान धीराश्चतदर्शिन एव भवन्ति । तत औषधसंपादनेन त जीवयेदपीति संभवात् सत्पुरुषोचितमेतत् । एव शुक्लपाक्षिको महापुरुषः ससारकान्तारपतितो मातापित्रादिसगतो धर्मप्रतिबद्धो विहरेत् । तेषा च

---

थवा रोगथी मरण पामे तेम नथी " आ प्रमाणे चिंतवी ते माता पिताादिकने विविध प्रकारना वचनोवडे औषधादिकना निमित्ते अने पोतानी वृत्तिने माटे ते त्याग करे छे ए त्याग करतो छतो पण ते सज्जन (साधु) कहेवाय छे अटले जे तेणे त्याग कर्यो ते ठीकज त्याग कर्यो कहेवाय, ए प्रकारनो त्याग ते अत्यागज कहेवाय छे अने एवो वखत आववा जे त्याग न करे तो परमार्थथी ते त्यागज कर्यो कहेवाय छे कारणके, आ स्थळे फळज प्रधान छे अने आवा धीर पुरुषो फळनेज प्रधानपणे देखनारा होय छे. एटले धीर पुरुषो जेमा फळ देखे छे, तेवाज कार्यने विषे प्रवर्ते छे तेथी औषध सपादन करी ते मातापिताने जीवाडे पण खरो, केमके तेवो सभव छे. अने ए प्रकारे करवु ते सत्पुरुषोने योग्य छे

आ दृष्टातनो सिद्धात आ प्रमाणे छे आ स्थळे जे कुलीन पुत्र कह्यो, ते शुक्लपक्षीओ महा पुरुष समजवो ते पुरुष आ ससाररूपवनमा पडी मातापितादिकनीसाथे मळेलो अने धर्ममा बधाएलो थइ विहार करे छे ते मातापितादिकने अवश्य विनाश करनार, अने सम्यक्त्व बीज जेणे प्राप्त कर्यु नथी, एवो पुरुष मात्र करीने साधवाने अशक्य एवो छे, अने समकितादि औषध जेनेरा भरे छे,अने दर्शन मोहादिकना उदयरूप लक्षणवाळो कर्मरूप रोग ते ते मातापितादि गुरुजनने थयो छे, माटे आ ससाररूप अटवीमा शुक्लपक्षीओ पुरुष धर्मना प्रतिबधथी एम विचारे के, 'आ सर्वे समकितादि औषध विना अवश्य विनाश पामशे अने समकितादिकनु सपादन करता पण विकल्प छे, अटले समकितादि औषधथी तेमनो कर्मरूप रोग जाय पण खरो, तेथी समकितादि औषध मेळववानो उद्यम करे छे वळी

तत्र नियमविनाशकोऽप्राप्तसम्यक्त्वबीजादिना पुरुषमात्रेण साधयितुमशक्यः. संभव-त् सम्यक्त्वाद्यौषधो दर्शनमोहाद्युदयलक्षणः कर्मातङ्कः स्यात् । तत्र स शुक्लपाक्षि-कः पुरुषो धर्मप्रतिबन्धादेवं समालोचयति । यदुत विनश्यन्त्येतान्यवश्यं सम्यक्त्वा-द्यौषधविरहेण तत्संपादने विनाशा कालसहानि चेमानि व्यवहारतस्ततो यावद्-गृहवासं निर्वाहादिचिन्तया तथा तथा संस्थाप्य तेषां सम्यक्त्वाद्यौषधनिमित्तं स्व-चारित्रलाभनिमित्तं च स्वकीयौचित्यकरणेन त्यजन् सन्नभीष्टसंयमसिध्या साधु-रेव एष त्यागोऽत्यागस्तत्त्वभावनातः । अत्याग एव च त्यागो मिथ्याभावनातः तत्त्वफलमत्र प्रधानं बुधानां । यतो धीरा एतद्दर्शिन आसन्नभव्याः एवं च तानि सम्यक्त्वाद्यौषधसंपादनेन जीवयेदात्यन्तिकं अपुनर्मरणेनामरणावन्ध्यबीजयोगेन

---

વ્યવહારથી સર્વે કાલને સહન કરે તેવા છે, એટલે તત્કાળ નાશ પામે એવાં નથી, કારણકે જ્યાંસુધી ગૃહવાસ છે, ત્યાંસુધી નિર્વાહ વગેરેની ચિંતા છે,

માટે તે તે પ્રકારે સંસ્થાપન કરીને એટલે માતાપિતાદિ ગુરૂજનની જીવતાં સુધી પોહોંચે એવી આજીવિકાનો બંદોબસ્ત કરીને તેમના સમકિતાદિ ઔષધ નિમિત્તે, પોતાને ચારિત્રનો લાભ થાય, તે નિમિત્ત અને પોતાની યોગ્યતા પ્રમાણે કરી સર્વથા ઈષ્ટ એવા સંયમની સિદ્ધિ નિમિત્તે એ ગુરૂજનનો ત્યાગ કરનારો પુરૂષ ઉત્તમ કહેવાય છે કારણકે, સંસારરૂપ અટવીમાંથી કરાતો એ ત્યાગ તે તત્ત્વભાવનાથી અત્યાગજ છે. અને મિથ્યા ભાવનાએ કરીને અત્યાગ એટલે તેમનો ત્યાગ ન કરવો તે ત્યાગ છે. કારણકે, આ સ્થલે પંડિત પુરૂષોને તત્ત્વફલનું પ્રધાનપણું છે, એટલે ઉત્તરોત્તર હિત કરનાર જે થાય તે તત્ત્વફલ કહેવાય છે. અને એ તત્ત્વફલને દેખનારા ધીર પુરૂષો આસન્ન ભવ્ય હોય છે. આ પ્રકારે તે માતાપિતાને સમકિતાદિ ઔષધનું સંપાદન કરી અત્યંત જીવાડવાં, એટલે ફરીથી મરણ ન થાય તેવી રીતે જીવાડવા—એ સત્પુરૂષને ઉચિત છે કારણકે, અમરણનું અવંધ્ય બીજ એટલે ખરૂ કારણ જે સમકિતાદિકનો યોગ, તે સંભવિત છે. અર્થાત્ સમકિતરૂપ બીજની પ્રાપ્તિ થયા પછીનું મરણ અમરણજ છે. એ કરવું તે સત્પુરૂષને ઉચિત છે. કારણ માતા પિતા નિશ્ચે દુઃપ્રતિકાર છે એટલે માતાપિતાએ એટલો બધો

संभवात् सुपुरुषोचितमेतन्नतो दुष्प्रतिकारौ नियमान्मातापितरौ शेषश्च यथोचित स्वजनलोकः एष धर्मः सज्जनाना जगवानत्र ज्ञात परिहरन्नकुशलानुबन्धिमातापित्रादिशोकमिति ॥ ३३ ॥

**तथा गुरुनिवेदनमिति ॥ ३४ ॥**

तथेति विध्यन्तरसमुच्चयार्थः गुरनिवेदन सर्वात्मना गुरो' प्रव्राजकस्यात्मसमर्पण कार्यमिति ॥ ३४ ॥

इत्थ प्रव्राज्यगत विधिमभिधाय प्रव्राजकगतमाह—

**अनुग्रहधियाभ्युपगम इति ॥ ३५ ॥**

---

ઉપકાર કર્યો છે, કે તેમનો પ્રત્યુપકાર કરવો દુ શક્ય છે, તેથી દુઃખ પામીને પણ તેઓ સમકિત પામે એવો ઉપાય કરવો—એ ભાવ છે માતાપિતા શિવાય બાકીના જે સ્વજન લોક છે, તે તો જે જેને ઘટે તેટલો ઉપકાર કરવાની યોગ્યતા છે, આ પ્રમાણે સત્પુરૂષનો ધર્મ છે આ ઠેકાણે અકુશલાનુબંધી એવા માતાપિતાદિકના શોકનો પરિહાર કરી વિચરેલા શ્રી મહાવીર સ્વામી દ્રષ્ટાંતરૂપ છે ૩૩

મૂલાર્થ—દીક્ષા લેનાર પુરૂષે ગુરૂને પોતાના આત્માનુ અર્પણ કરવુ ૩૪

ટીકાર્થ—અહિ तथा શબ્દ બીજા વિધિના સમુચ્ચય અર્થમા છે ગુરૂને નિવેદન કરવુ એટલે દીક્ષા લેનાર પુરૂષે દિક્ષા આપનાર ગુરૂને સર્વ પ્રકારે આત્માનુ અર્પણ કરવુ. ૩૪

એવી રીતે દીક્ષા લેનાર સબધી વિધિ કહી હવે દીક્ષા આપનાર ગુરૂ સબધી વિધિ કહેવાની ઈચ્છાથી કહે છે—

મૂલાર્થ—ગુરૂએ અનુગ્રહ કરવાની બુદ્ધિથી શિષ્યનો અગીકાર કરવો ૩૫

गुरुणा अनुग्रहधिया सम्यक्त्वादिगुणारोपणबुद्ध्या अभ्युपगमः प्रव्राजनीयस्त्वमेवंरूपः कार्यो न पुनः स्वपरिपत्पूरणादिबुद्ध्येति ॥ ३५ ॥

**तथा निमित्तपरीक्षेति ॥ ३६ ॥**

निमित्तानां भाविकार्थसूचकानां शकुनादीनां परीक्षा निश्चयनं कार्यं निमित्तशुद्धेः प्रधानविधित्वात् इति ॥ ३६ ॥

**तथा उचितकालापेक्षणमिति ॥ ३७ ॥**

उचितस्य प्रव्रज्यादानयोग्यस्य कालस्य विशिष्टतिथिनक्षत्रादियोगरूपस्य गणिविद्यानामप्रकीर्णकनिरूपितस्यापेक्षणमादरणमिति । यतस्तत्र पठ्यते—

"तिहिं उत्तराहिं तह रोहिणीहिं
कुज्जा उसेह निक्खमणं ।

---

**टीकार्थ**—गुरुए शिष्य उपर अनुग्रह करवानी बुद्धिथी એटले समकित वगेरे गुणोनुं आरोपण करवानी बुद्धिथी दीक्षा आपवी. पोतानी पर्षदा ( संघेडा ) नी पूर्ति थशे तेवी बुद्धिथी आपवी नहीं. ३६

**મૂલાર્થ—નિમિત્ત શાસ્ત્રવડે શિષ્યની પરીક્ષા કરવી. ૩૭**

**ટીકાર્થ**—નિમિત્ત એટલે ભાવી અર્થને સૂચવનારા શકુનાદિકની પરીક્ષા કરવી એટલે નિશ્ચય કરવો; કારણકે, નિમિત્તની શુદ્ધિનો વિધિ પ્રધાન છે. ૩૭

**મૂલાર્થ—દીક્ષા આપવાને યોગ્ય એવા વખતની અપેક્ષા રાખવી. ૩૮**

**ટીકાર્થ**—ઉચિત એટલે સારા તિથિ, નક્ષત્ર ઇત્યાદિકના યોગરૂપ એવો દીક્ષા આપવાને યોગ્ય સમય જે ગણિવિદ્યાનામે પ્રકીર્ણક ગ્રંથમાં કહેલો છે, તેની અપેક્ષા કરવી—આદર કરવો. અર્થાત સારૂં મુહૂર્ત જોવું. તેને માટે આ પ્રમાણે કહેલું છે—

ત્રણ ઉત્તરા નક્ષત્ર, એટલે ઉત્તરાષાઢા, ઉત્તરા ભાદ્રપદ, ઉતરા ફાલ્ગુની, તથા રોહિણી નક્ષત્ર—એટલા નક્ષત્રોને વિષે શિષ્યને નિષ્ક્રમણ

गणिवायए अणुन्ना,
महव्वयाण च आसहणा ॥ १ ॥
चउद्दसीपन्नरसि वज्जेज्जा अट्ठमि च नवमि च ।
छट्ठिं च चउत्थिं बारसिं च दोण्हपि पक्खाण ॥ २ ॥
इत्यादि ॥ ३८ ॥

**तथा उपायतः कायपालनमिति ॥ ३९ ॥**

उपायत उपायेन निरवद्यानुष्ठानाभ्यासरूपेण कायाना पृथिव्यादीना पालन रक्षण प्रविव्रजिषु' प्राणी कार्यत इति ॥ ३९ ॥

**तथा भाववृद्धिकरणमिति ॥ ४० ॥**

भावस्य प्रव्रज्याभिलापलक्षणस्य वृद्धिः उत्कर्षः तस्याः तैस्तै प्रव्रज्याफलप्ररूपणादिलक्षणैर्वचनैः करण सम्पादन तस्य ॥ ४० ॥

**तथा—अनन्तरानुष्ठानोपदेश इति ॥ ४१ ॥**

---

એટલે દીક્ષા આપવી તેમ વળી ગણિપદ અથવા વાચકપદની અનુજ્ઞા તથા મહાવ્રતની આરોપણા પણ એમા કરવી ૧

દીક્ષા ગ્રહણ કરવામા ચોદશ, પુનમ, આઠમ, નવમી, છઠ, ચોથ અને બારશ એટલી શુક્લ અને કૃષ્ણ બને પક્ષની તિથિઓ વર્જવી ૨ ઇત્યાદિ ૩૮

મૂલાર્થ—દીક્ષા લેવાને ઇચ્છનારા પુરૂષને પૃથ્વીકાય વગેરે જીવોનુ પાલન કરવાના ઉપાયને જાણનાર કરવો. ૩૯

ટીકાર્થ—નિર્દોષ અનુષ્ઠાનના અભ્યાસ રૂપ ઉપાયે કરી પૃથ્વીકાયાદિ જીવોનુ પાલન કરી શકે તેવા દીક્ષા લેવાની ઇચ્છાવાળા પ્રાણીને કરવો ૩૯

મૂલાર્થ—દીક્ષા લેવાના ભાવ અભિલાષની વૃદ્ધિ કરવી ૪૦

ટીકાર્થ—ભાવ એટલે દીક્ષા લેવાનો અભિલાષ, તેની વૃદ્ધિ કરવી એટલે દીક્ષાના ફળની પ્રરૂપણા વગેરે કરનારા વચનોએ કરીને ઉત્કર્ષ કરવો એટલે પ્રવ્રજ્યા લાવાનુ મોટુ ફળ કહી દેખાડવુ જેથીભાવની વૃદ્ધિ થાય ૪૦

મૂલાર્થ—દીક્ષા લીધા પછી કરવા યોગ્ય એવા અનુષ્ઠાનનો ઉપદેશ કરવો. ૪૧

अनन्तरानुष्ठानस्य प्रव्रज्याग्रहणानन्तरमेव करणीयस्य 'गुर्वन्तेवासिता तद्भक्तिबहुमानादेरनन्तराध्याये एव वक्ष्यमाणस्योपदेशः तस्य कार्यः ॥ ४१ ॥

**तथा शक्तितस्त्यागतपसीति ॥ ४२ ॥**

शक्तितः शक्तिमपेक्ष्य त्यागः चार्थव्ययलक्षणं देवगुरुसङ्घपूजादौ विषये तपश्चानशनादि कारणीय स इति ॥ ४२ ॥

**तथा क्षेत्रादिशुद्धौ वन्दनादिशुद्ध्या शीलारोपणमिति ॥ ४३ ॥**

क्षेत्रस्य भूमिभागलक्षणस्य आदिशब्दाद्दिशश्च शुद्धौ सत्यां वन्दनादिशुद्ध्या चैत्यवन्दनकायोत्सर्गकारणसाधुनेपथ्यसमर्पणादिसमाचारचारुतारूपया शीलस्य सामायिकपरिणामरूपस्य ' करेमि भंते सामायिकं ' इत्यादिदण्डकोच्चारणपूर्वकमा-

---

ટીકાર્થ—અનંતર અનુષ્ઠાન એટલે દીક્ષા લીધા પછી કરવા યોગ્ય અનુષ્ઠાન જે ગુરૂની પાસે રહેવું અને ગુરૂની ભક્તિ તથા બહુ માન વગેરે કરવા જે આગળ અધ્યાયમાં કહેવાશે તેનો ઉપદેશ કરવો. ૪૧

**મૂલાર્થ—શિષ્યની શક્તિ પ્રમાણે ત્યાગ તથા તપ કરાવવો.૪૨**

ટીકાર્થ—શક્તિ પ્રમાણે એટલે ગજા પ્રમાણે ત્યાગ એટલે દેવ, ગુરૂ તથા સંઘની પુજા વિગેરેમાં દ્રવ્યનો ખર્ચ કરાવવો એવું છે લક્ષણ જેનું એવો ત્યાગ અને તપ એટલે અનશન વગેરે તે દીક્ષા લેનારની પાસે કરાવવો. ૪૨

**મૂલાર્થ—ક્ષેત્રાદિકની શુદ્ધિ કરતાં ચૈત્યવંદનાદિકની શુદ્ધિ વડે શીલ--આચારનું આરોપણ કરવું. ૪૩**

ટીકાર્થ—ક્ષેત્ર એટલે ભુમિભાગ આદિ શબ્દથી દિશા તેની શુદ્ધિ થતાં વંદનાદિકની શુદ્ધિવડે એટલે ચૈત્યવંદન, કાયોત્સર્ગ અને સાધુને વેષ આપવા વગેરે સારા આચારની સુંદરતાવડે શીલ એટલે સામાયિકના પરિણામ રૂપ આચાર તેનું આરોપણ એટલે 'करोमि भंते सामायिकं' ઈત્યાદિ દંડકના ઉચ્ચારણ પુર્વક દીક્ષા લેવાને યોગ્ય એવા પુરૂષમાં સ્થાપન ગુરૂએ

रोपणं प्रव्रज्यार्हे न्यसन गुरुणा कार्यमिति । तत्र क्षेत्रशुद्धिः इक्षुवनादिरूपा यथोक्तम् ।

उच्छुवणे सालिवणे
पउमसरे कुसुमिए वणसंडे ।
गंभीरसाणुणाए
पयाहिणजले जिणहरे वा ॥ १ ॥

तथा— पुव्वाभिमुहो उत्तर-
मुहोव दिज्जाहवा पडिच्छेज्जा ।
जाए जिणादओ वा
दिसाए जिणचेइयाई वा ॥ २ ॥ इति । ॥४३॥

शीलमेव व्याचष्टे ।

**असङ्गतया समशत्रुमित्रता शीलमिति ॥ ४४ ॥**

असगतया क्वचिदपि अर्थे प्रतिबन्धाभावेन समश मित्रता शत्रौ मित्रे च समानमनस्कता शीलमुच्यत इति ॥ ४४ ॥

---

કરવુ તેમા ક્ષેત્રશુદ્ધિ એટલે શેલડીના વન પ્રમુખ શુદ્ધભુમિ તેને માટે શાસ્ત્રમા કહેલુ છે

" ગેલડી તથા ડાંગેરના વનને વિષે, પદ્મસરોવરને વિષે, પુષ્પવાળા વન ખડને વિષે, ગભીર શબ્દ કરતા અને પ્રદક્ષિણ વહેતા એવા જળના સમીપે અને જિનગૃહ ચૈત્યને વિષે દીક્ષા આપવી, ૧

વળી પૂર્વાભિમુખે અથવા ઉત્તરાભિમુખે અથવા જે દિશાને વિષે કેવળી વિચરતા હોય વા જિનચૈત્ય હોય, તે દિશાને સન્મુખે શિષ્યને બેસાડી દીક્ષા આપવી. ૨ ૪૩

હવે શીલનુ નિરૂપણ કરે છે

**મૂલાર્થ—અનાસક્તપણે અસગપણે શત્રુ અને મિત્રમાં સમભાવ રાખવો તે શીલ કહેવાય છે. ૪૪**

ટીકાર્થ—અસગતા એટલે કોઇ પણ પદાર્થમા પ્રતિબધ આસક્તિને અભાવે કરી શત્રુ અને મિત્રમા સમાન ચિત્ત રાખવુ એ શીલ કહેવાય છે ૪૪

ननु स्वपरिणामसाध्यं शीलं तत्किमस्य क्षेत्रादिशुद्ध्यारोपणेनेत्याशङ्क्याह ।

**अतोऽनुष्ठानात्तद्भावसम्भव इति ॥ ४५ ॥**

अतोऽस्मादनुष्ठानादुक्तशीलारोपलक्षणात्तद्भावस्य शीलपरिणामलक्षणस्य सम्भवः समुत्पादः प्रागसतोऽपि जायते सतश्च स्थिरीकरणमिति ॥ ४५ ॥

**तथा तपोयोगकारणं चेतीति ॥ ४६ ॥**

स एवं विधिप्रव्रजितः सन् गुरुपरम्परयागतमाचाम्लादितपोयोगः कार्यत इति ॥ ४६ ॥

अथोपसंहारमाह ।

**एवं यः शुद्धयोगेन परित्यज्य गृहाश्रमम् ॥**
**संयमे रमते नित्यं स यतिः परिकीर्तितः ॥ ४७ ॥**

---

અહીં કોઇ શંકા કરે કે, શીલ તો પોતાના પરિણામથી સાધ્ય છે, તો પછી ક્ષેત્રાદિકની શુદ્ધિવડે તે શીલનું આરોપણ શામાટે કરવું જોઈએ ? તે શંકાના ઉત્તરમાં કહે છે.

**મૂલાર્થ—એ અનુષ્ઠાનથી તે શીલપણાના ભાવનો સંભવ છે. ૪૫**

ટીકાર્થ—પૂર્વે કહેલ શીલના આરોપણરૂપ અનુષ્ઠાનથી તદ્ભાવ એટલે શીલના પરિણામરૂપ ભાવની ઉત્પત્તિ થાય છે. એટલે જેને પ્રથમ તેવો ભાવ ન હોય તો તેને નવો ભાવ ઉત્પન્ન થાય છે અને જેને પ્રથમ તેવો ભાવ હોય છે તેને તે ભાવનું સ્થિર કરવાપણું થાય છે. ૪૫

**મૂલાર્થ—વલી તે શિષ્યપાસે તપનો યોગ કરાવવો. ૪૬**

ટીકાર્થ—એ પ્રમાણે વિધિવડે દીક્ષિત થયેલો પુરૂષ ગુરૂપરંપરાને પ્રાપ્ત થયેલ આંબેલ વગેરે તપના યોગને કરાવે. ૪૬

હવે યતિ વિધિનો ઉપસંહાર કરે છે.

**મૂલાર્થ—એ પ્રમાણે જે શુદ્ધ યોગવડે ગૃહસ્થાશ્રમનો ત્યાગ કરી સંયમને વિષે રમે તે યતિ કહેવાય છે. ૪૭**

एवमुक्तप्रकारेण यो भव्यविशेषः शुद्धयोगेन सम्यगाचारविशेषेण परित्यज्य हित्वा गृहाश्रमं गृहस्थावस्था संयमे हिंसादिविरमणरूपे रमते आसक्तिमान् भवति स एवगुणो यतिः उक्तनिरुक्तः परिकीर्तित इति ॥ ४७ ॥

अत्रैवाभ्युच्चयमाह ।

**एतत्तु संभवत्यस्य सदुपायप्रवृत्तितः ॥**

**अनुपायात्तु साध्यस्य सिद्धिं नेच्छन्ति पण्डिताः ॥४८॥**

इति ॥

एतत्पुनर्यतित्वं सम्भवत्यस्य प्रव्रजितस्य सतः कुत इत्याह सदुपायप्रवृत्तितः सता सुन्दरेण उपायेन ' अर्होऽर्हसमीपे ' इत्याद्युक्तरूपेण प्रवृत्तेश्चेष्टनात् । अत्रैव व्यतिरेकमाह अनुपायात्तूपायविपर्ययात् पुनः सिद्धिं सामान्येन सर्वस्य कार्यस्य

---

ટીકાર્થ—એવી રીતે એટલે ઉપર કહેલા પ્રકારે જે ભવ્ય પ્રાણી સમ્યગ્ આચારરૂપ શુદ્ધ યોગવડે ગૃહસ્થાવસ્થાને છોડી હિંસાદિકથી વિરામ પામવા રૂપ સંયમને વિષે રમે છે આસક્તિવાળો હોય એવા ગુણવાળો યતિ (જેની વ્યુત્પત્તિ આગળ કહેલ છે તે) કહેવાય છે ૪૭

આ ઠેકાણે એજ વાતની ઉન્નતિ કહે છે

**મક્ષાર્થ—સારા ઉપાયવડે પ્રવૃત્તિ કરવાથી દીક્ષા લેનારને એ યતિપણુ સંભવે છે. કારણકે પંડિત પુરૂષો સાધવા યોગ્ય કાર્યની સિદ્ધિને ઉપાય વિના ઇચ્છતા નથી. ૪૮**

ટીકાર્થ- એ દીક્ષા લેનારને યતિપણુ સંભવે છે તે શાથી સંભવે છે? તે કહે છે 'સત ઉપાયની પ્રવૃત્તિથી' એટલે સુંદર ઉપાયવડે પોતે યોગ્ય થઈ યોગ્ય ગુરૂ પાસે દીક્ષા લે ઇત્યાદિ પ્રવૃત્તિથી આ ઠેકાણે વ્યતિરેકથી કહે છે, એટલે ઉલટાવીને કહે છે. અનુપાયથી એટલે સુંદર ઉપાય વિના સામાન્ય પ્રકારે સર્વ કાર્યની સિદ્ધિને પંડિત એટલે કાર્ય અને કારણનો વિભાગ કરવામા કુશલ એવા પુરૂષો ઇચ્છતા નથી અર્થાત્ ઉપાય (કારણ) વિના

निष्पत्तिं नेच्छन्ति न प्रतिपद्यन्ते पण्डिताः कार्यकारणविभागकुशलाः यतः पठन्ति नाकारणं भवेत्कार्यमित्यादि ॥ ४८ ॥

उक्तविपर्यये दोषमाह ।

यस्तु नैवंविधो मोहाच्चेष्टते शास्त्रबाधया ।

स तादृग्लिङ्गयुक्तोऽपि न गृही न यतिर्मतः ॥ ४९ ॥

इति ॥

यस्तु यः पुनरद्याप्यतुच्छीभूतभवभ्रमणशक्तिः नैवंविधः किन्तूक्तविधिविपरीतः मोहादज्ञानाच्चेष्टते प्रवर्त्तते शास्त्रबाधया शास्त्रार्थोल्लङ्घनेन स प्राणी तादृग्लिङ्गयुक्तोऽपि

---

કાર્યની સિદ્ધિ થાય એમ પંડિત પુરૂષોનો અભિપ્રાય નથી. શાસ્ત્રમાં પણ કહ્યું છે કે, કારણ વિના કાર્ય ઉત્પન્ન ન થાય. ૪૮

પૂર્વે જે પ્રકારે યતિ કહેલ છે, તેથી ઉલટી રીતે વર્ત્તવાથી દોષ કહે છે.

**મૂલાર્થ—જે પુરૂષ પૂર્વે કહ્યા પ્રમાણે શાસ્ત્રનીતિથી ચાલે નહીં અને શાસ્ત્રને બાધ લાગે એવી ચેષ્ટા કરે છે, તે તેવા શુદ્ધ જૈન લિંગ ધારી હોય તો પણ તે ગૃહસ્થ ન કહેવાય તેમ યતિ પણ ન કહેવાય. એ ઉભય ભ્રષ્ટ છે. ૪૯**

**ટીકાર્થ**—જેની સંસારમાં ભ્રમણ કરવાની શક્તિ અદ્યાપિ ઓછી થઈ નથી, એવો જે પુરૂષ પૂર્વે કહેલા વિધિથી વિપરીતપણે ચાલતો થકો અજ્ઞાનથી શાસ્ત્રના અર્થને ઉલ્લંઘન કરી પ્રવર્તે છે, તે મનુષ્ય શુદ્ધ યતિ સમાન વેષધારી છે, તો પણ (બીજી રીતનો વેષધારી હોય તેની શી વાત કરવી. એ अपि શબ્દનો અર્થ છે) તો પણ તે ગૃહસ્થ પણ નથી કારણકે, તે



# पञ्चमः अध्यायः ।

व्याख्यातश्चतुर्थोऽध्यायः अथ पञ्चमो व्याख्यायते। तस्य चेदमादिसूत्रम् ।

**बाहुभ्यां दुस्तरो यद्वत्क्रूरनक्रो महोदधिः ।**
**यतित्वं दुष्करं तद्वदित्याहुस्तत्त्ववेदिनः ॥ १ ॥**

इति ।

बाहुभ्यां भुजाभ्यां दुस्तरः कृच्छ्रेण तरीतुंशक्यः यद्वदिति दृष्टान्तार्थः क्रूरनक्रः क्रूरा भीषणा नक्रा जलजन्तुविशेषा उपलक्षणत्वात् मत्स्यमकरसुंसुमारा-

---

# અધ્યાય ૫ મો.



આ ચોથા અધ્યાયની વ્યાખ્યા કરી હવે પાંચમા અધ્યાયની વ્યાખ્યા કરે છે, તે અધ્યાયનું આ પ્રથમ સૂત્ર છે.

**મૂલાર્થ—જેમાં ક્રૂર ઝુંડ—મત્સ્યો છે, એવો મહા સમુદ્ર જેમ બે બાહુઓથી તરવો મુશ્કેલ છે, તેમ યતિપણું પાળવું દુષ્કર છે, એમ તત્ત્વવેત્તાઓ કહે છે. ૧**

ટીકાર્થ—જેમ બે ભુજાથી સમુદ્ર દુસ્તર છે, એટલે તરવાને અશક્ય છે. યદ્વત્ એ દૃષ્ટાંતનો અર્થ બતાવે છે. ક્રૂર એટલે ભયંકર છે. નક્રઝુંડ જાતના મત્સ્યો જેમાં એવો સમુદ્ર ઉપલક્ષણથી મત્સ્ય, મગર અને સુંસુમાર

दयश्च यत्र स तथा । महोदधिर्महासमुद्रः यतित्वंश्रामण्यं दुष्करं दुरनुष्ठेय तद्वदिति दृष्टान्तिकार्थः । इत्येतदाहुरुक्तवन्तः । क इत्याह । तत्त्ववेदिनः प्रव्रज्या-परमार्थज्ञातारः इति ॥ १ ॥

अस्यैव दुष्करत्वे हेतुमाह ।

**अपवर्गः फलं यस्य जन्ममृत्यादिवर्जितः ।**

**परमानन्दरूपश्च दुष्करं तन्न चाद्भुतम् ॥ २ ॥**

इति ।

अपवर्गो मोक्षः फलं कार्यं यस्य यतित्वस्य जन्ममृत्यादिवर्जितः जन्ममरण-जरादिसंसारविकारविरहितः तथा परमानन्दरूपः सर्वोपमातीतानन्दस्वभावः चकारो विशेषणसमुच्चये । दुष्करं कृच्छ्रेण कर्तुं शक्यं तद्यतित्वं न च नैवाद्भुतमाश्चर्यमेतत् अत्यन्तमहोदयानां विद्यामन्त्रौषधादिसाधनानामिहैव दुष्करत्वोपलम्भात् इति ॥२॥

---

વગેરે ગ્રહણ કરવા મહોદધિ એટલે મોટા સમુદ્ર જેમ તરવો દુષ્કર છે તેમ યતિપણુ એટલે શ્રમણપણુ દુષ્કર છે દુખે આચરવા યોગ્ય છે તદ્વત્ એ દષ્ટાંતનો અર્થ થયો એવી રીતે કહે છે કોણ કહે છે? તત્ત્વવેત્તાઓ એટલે દીક્ષાના ખરા અર્થને જાણનારાઓ કહે છે ૧

યતિપણુ દુષ્કર છે તેનુ કારણ કહે છે

**મૂલાર્થ—જે યતિપણાનુ ફલ જન્મ તથા મરણુ વગેરેથી રહિત અને પરમઆનદરૂપ એવો મોક્ષ છે, તે યતિપણુ દુષ્કર હોય તેમાં શુ આશ્ચર્ય છે? ૨**

ટીકાર્થ—અપવર્ગ એટલે મોક્ષ છે, ફલ-કાર્ય જેનુ એવુ યતિપણુ છે, જે મોક્ષ જન્મ, મરણુ, અને જરા વગેરે સસારના વિકારોથી રહિત છે, તેમ વળી તે પરમાનદરૂપ છે, એટલે સર્વ ઉપમાઓથી અતીત અર્થાત્ નિરૂપમ એવા આનદ સ્વભાવવાળો છે અહિ च શબ્દ સમુચ્ચય અર્થમા છે, તે યતિપણુ કષ્ટથી કરી શકાય તેવુ હોય તેમા આશ્ચર્ય નથી કારણ કે, અત્યત મહોદયવાળા વિદ્યા, મત્ર, અને ઔષધ વગેરે સાધનોનુ આ લોકમા દુષ્કરપણુ દેખવામા આવે છે, તો મોક્ષને આપનારા યતિપણામા દુષ્કરપણુ કેમ ન હોય? ૨

एवं तर्हि कथमिति दुष्करं यतित्वं कर्तुं शक्यं स्यादित्याशङ्क्याह ।

**भवस्वरूपविज्ञानात्तद्विरागाच्च तत्त्वतः ।**

**अपवर्गानुरागाच्च स्यादेतन्नान्यथा क्वचित् ॥ ३ ॥**

इति ॥

भवस्वरूपस्येन्द्रजालमृगतृष्णिकागन्धर्वनगरस्वप्नादिकल्पस्य विज्ञानात् सम्यक्श्रुतलोचनेन अवलोकनात् प्राक् तदनु तद्विरागात् तप्तलोहपदन्यासोद्विजनन्यायेन भवस्वरूपोद्वेगात् । चकारो हेत्वन्तरसमुच्चये । तत्त्वतः निर्व्याजवृत्त्या तथा अपवर्गानुरागात् परमपदस्पृहातिरेकात् च शब्दः प्राग्वत् स्याद्भवेदेतद्यतित्वं नान्यथा नान्यप्रकारेण क्वचित्क्षेत्रे कालेवा सम्यगुपायमन्तरेणोपेयस्यकदाचिदभावादिति॥३॥

---

त्यारे एवुं दुष्कर यतिपणुं शी रीते पाळी शकाय ? ते शंकाना समाधानमां कहे छे.

**मूलार्थ—संसारना स्वरूपनुं जाणपणुं थवाथी. ते संसार उपर यथार्थ वैराग्य थवाथी अने मोक्ष तरफ अनुराग थवाथी ए यतिपणुं पाळी शकाय छे, ते शिवाय क्यारे पण पाळी शकातुं नथी. ३**

**टीकार्थ**—संसारनुं स्वरूप के जे ईंद्रजाळ, मृगतृष्णिका (झांझवाना जळ) गंधर्वनगर अने स्वप्नादिकना जेवुं छे, तेना विज्ञानथी एटले शास्त्र रूपलोचनवडे प्रथम जोवाथी ते पछी तेनी तरफ विराग करवाथी एटले तपेला लोढाने विषे पग मुकवाथी जेवो उद्वेग थाय ते न्यायवडे संसारना स्वरूपने तत्त्वथी एटले निष्कपट वृत्तिथी जोइ उत्पन्न थयेला वैराग्यथी अहिं च शब्द बीजा हेतुना समुच्चय अर्थमां छे. तेम वळी, अपवर्ग एटले परमपदनी स्पृहानी अधिकताथी अहिं च शब्द प्रथमना अर्थमां छे. यतिपणुं पाळी शकाय छे, ते शिवाय बीजे प्रकारे कोइ क्षेत्रमां के कोई काळमां यतिपणुं पाळी शकातुं नथी; कारण के, सम्यक् उपायविना उपेयनो (जे यतिपणुं तेनो) कदाचित् अभाव थइ जाय छे. ३

इत्युक्तो यतिरधुनास्य धर्ममनुवर्णयिष्यामः यतिधर्मो द्विविधः सापेक्षयतिधर्मो निरपेक्षयतिधर्मश्चेति ॥ ४ ॥

प्रतीतार्थमेव। परं गुरुगच्छादिसाहाय्यमपेक्षमाणो यः प्रव्रज्यां प्रतिपालयति स सापेक्षः इतरस्तु निरपेक्षो यतिः तयोर्धर्मोऽनुक्रमेण गच्छवासलक्षणो जिनकल्पादिलक्षणश्चेति ॥ ४ ॥

तत्र सापेक्षयतिधर्म इति ॥ ५ ॥

तत्र तयोः सापेक्षनिरपेक्षयतिधर्मयोर्मध्यात्सापेक्षयतिधर्मोऽयं भण्यते ॥ ५ ॥

यथा गुर्वन्तेवासितेति ॥ ६ ॥

गुरोः प्रव्राजकाचार्यस्य अन्तेवासिता शिष्यभावः यावज्जीवमनुष्ठेया तच्छिष्यभावस्य महाफलत्वात्। पठ्यते च।

---

મૂલાર્થ—એ પ્રકારે યતિનુ સ્વરૂપ કહ્યુ, હવે એ યતિના ધર્મને કહીએ છીએ. યતિધર્મ બે પ્રકારનો છે. ૧ સાપેક્ષયતિધર્મ અને ૨ નિરપેક્ષયતિધર્મ. ૪

ટીકાર્થ—એ મૂલ સૂત્રનો અર્થ પ્રસિદ્ધ છે પરંતુ જે ગુરૂ તથા ગચ્છ વગેરેની સાહાયની અપેક્ષા રાખી દીક્ષા પાળે તે સાપેક્ષયતિ કહેવાય છે અને જે તેની અપેક્ષા ન રાખે તે નિરપેક્ષયતિ કહેવાય છે, તેવા બને યતિઓનો ધર્મ અનુક્રમે કરીને ગચ્છમા નિવાસ કરવારૂપ અને જિનકલ્પાદિ લક્ષણવાળો છે, એટલે ગચ્છવાસ એ સાપેક્ષ અને જિનકલ્પાદિ એ નિરપેક્ષ યતિધર્મ કહેવાય છે ૪

મૂલાર્થ—તેમાં સાપેક્ષ યતિધર્મ કહે છે.

ટીકાર્થ—તેમા એટલે સાપેક્ષ અને નિરપેક્ષ એ બને ધર્મમા સાપેક્ષયતિધર્મ કહે છે ૫

મૂલાર્થ—ગુરૂની પાસે શિષ્યભાવે યાવજ્જીવિત વર્ત્તવુ. ૬

ટીકાર્થ—ગુરૂ એટલે દીક્ષા આપનાર આચાર્યનો શિષ્યભાવ જીવતા સુધી રાખવો. કારણ કે, ગુરૂના શિષ્ય થઇને રહેવામા મોટુ ફળ છે, તેને માટે કહ્યું છે કે,—

नाणस्स होइ जागी थिरयरओ दंसणे चरित्ते च ॥
धण्णा आवकहाए गुरुकुलवासं न मुञ्चन्ति ॥ १ ॥

**तथा तद्भक्तिबहुमानाविति ॥ ७ ॥**

तस्मिन् गुरौ जक्तिः समुचितान्नपानादिनिवेदनेन पादप्रक्षालनादिरूपा। बहुमानश्च जावप्रतिबन्धः ॥ ७ ॥

**तथा सदाज्ञाकरणमिति ॥ ८ ॥**

सदा सर्वकालं अह्नि रात्रौ चेत्यर्थः आज्ञाया गुरूपदिष्टार्थस्वरूपायाः करणम् ॥ ८ ॥

**तथा विधिना प्रवृत्तिरिति ॥ ९ ॥**

विधिना शास्त्रोक्तेन प्रवृत्तिः प्रत्युपेक्षणाप्रमार्जनाजिक्षाचर्यादिषु साधुसमाचारेषु व्यापारणम् ॥ ९ ॥

---

" જે પુરૂષો યાવજ્જીવિત ગુરૂકુળમાં વાસને છોડતા નથી, તે ધન્ય પુરૂષો જ્ઞાનના ભાગી અને દર્શન તથા ચારિત્રને વિષે અત્યંત સ્થિર થાય છે. ૧

**મૂલાર્થ—ગુરૂને વિષે ભક્તિ તથા બહુમાન કરવું. ૬**

**ટીકાર્થ**—તે ગુરૂને વિષે ભક્તિ કરવી એટલે અન્નપાન વગેરે તેમને નિવેદન કરવા–લાવી આપવા. તેમજ પગ ધોવા વગેરેથી સેવા કરવી. તેમનું બહુમાન કરવું એટલે હૃદયથી તેમની ઉપર પ્રેમ રાખવો. ૭

**મૂલાર્થ—નિરંતર ગુરૂ મહારાજની આજ્ઞા પ્રમાણે કરવું. ૮**

**ટીકાર્થ**—સદા એટલે સર્વકાળ રાત્રિ અને દિવસે ગુરૂએ ઉપદેશ કરેલા અર્થની આજ્ઞા પાળવી. ૮

**મૂલાર્થ—વિધિએ કરીને પ્રવર્ત્તવું. ૯**

**ટીકાર્થ**—વિધિ એટલે શાસ્ત્રોક્ત પ્રકાર તેવડે પ્રવૃત્તિ કરવી એટલે પડિલેહણા, પ્રમાર્જના, ગોચરી વગેરે સાધુના આચારમાં પ્રવર્ત્તવું. ૯

तथा आत्मानुग्रहचिन्तनमिति ॥ १० ॥

कस्मिंश्चिदर्थे गुर्वाज्ञायां आत्मानुग्रहस्योपकारस्य चिन्तनं विमर्शनं यथा ।

" धन्यस्योपरि निपतत्यहितसमाचरणधर्मनिर्वापी ॥
गुरुवदनमलयनिसृतो वचनरसश्चन्दनस्पर्शः ॥ १ ॥

इति ॥ १०

तथा व्रतपरिणामरक्षेति ॥ ११ ॥

व्रतपरिणामस्य चारित्रलक्षणस्य तत्तदुपसर्गपरीषहादिषु स्वभावत एव व्रतबाधाविधायिषु सत्सु रक्षा चिन्तामणिमहौषध्यादिरक्षणोदाहरणेन विधेया ॥ ११ ॥

तथा आरम्भत्याग इति ॥ १२ ॥

---

મૂલાર્થ—ગુરૂ કોઈ કામની આજ્ઞા કરે તો પોતાના ઉપર અનુગ્રહ કર્યો, એમ ચિંતવવુ.

ટીકાર્થ—કોઈ બાબત ગુરૂ આજ્ઞા કરે તો ગુરૂએ પોતાનો અનુગ્રહ કર્યો ઉપકાર કર્યો, એમ ચિંતવવુ. જેમકે,—

" અહિત આચરણ રૂપ ( અશ્રેયકારી આચરણ રૂપ ) ધામને શાંત કરનારો અને ગુરૂના મુખ રૂપી મલય પર્વતમાંથી નીકળેલો વચનરસરૂપી ચંદનનો સ્પર્શ ધન્યપુરૂષની ઉપરજ પડે છે, એમ ગુરૂ મહારાજના ઉપકારનુ વિચારવુ ૧

મૂલાર્થ—વ્રતના પરિણામનુ રક્ષણ કરવુ. ૧૧

ટીકાર્થ—ચારિત્રરૂપ વ્રતના પરિણામનુ રક્ષણ કરવુ એટલે સ્વભાવથી વ્રતને બાધા કરનારા તે તે ઉપસર્ગ પરિષહ વગેરે આવતા ચિંતામણિ, મોટી ઔષધી વગેરે રક્ષણ કરવાના દ્રષ્ટાંતે કરી તે ચારિત્ર પરિણામનુ પાલન કરવુ. ૧૧

મૂલાર્થ—આરંભનો ત્યાગ કરવો. ૧૨

आरम्भस्य षट्कायोपमर्दरूपस्य त्यागः ॥ १२ ॥

एतदुपायमेवाह ।

**पृथिव्याद्यसंघट्टनमिति ॥ १३ ॥**

पृथिव्यादीनां जीवनिकायानां असंघट्टनं संघट्टनं स्पर्शनं तत्प्रतिषेधादसंघट्टनं उपलक्षणत्वादगाढगाढपरितापनाऽपद्रावणानां च परिहार इति ॥ १३ ॥

**तथा त्रिधेर्याशुद्धिः ॥ १४ ॥**

त्रिधा ऊर्ध्वाधस्तिर्यग्दिगपेक्षया ईर्यायाश्चंक्रमणस्य शुद्धिः युगमात्रा दृष्टिनिवेशरूपा ॥ १४ ॥

**तथा भिक्षाभोजनमिति ॥ १५ ॥**

---

ટીકાર્થ—આરંભ એટલે છજીવનિકાયનું ઉપમર્દન તેનો ત્યાગ કરવો. ૧૨

તે આરંભના ત્યાગનો ઉપાય કહે છે—

**મૂલાર્થ—પૃથ્વીકાયાદિ જીવોનો સંઘટો ન કરવો. ૧૩**

ટીકાર્થ—પૃથ્વી વગેરે છજીવનિકાયનો અસંઘટ્ટન એટલે અસ્પર્શ અર્થાત્ પૃથ્વીકાયાદિ જીવોનું મર્દન ન કરવું. ઉપલક્ષણથી તે પૃથ્વીકાયાદિ જીવોને અતિશય અથવા થોડો પરિતાપ, વિરાધના તથા નીચે નાંખવા ઈત્યાદિકનો પરિહાર કરવો. ૧૩

**મૂલાર્થ—ત્રણ પ્રકારે ઈર્યાશુદ્ધિ કરવી. ૧૪**

ટીકાર્થ—ત્રણ પ્રકારે એટલે ઉંચે, નીચે અને તિરછું—એ ત્રણ દિશાઓની અપેક્ષાએ ત્રણ પ્રકારના ગમનની શુદ્ધિ કરવી એટલે યુગ (ધુંસરા) પ્રમાણે લાંબીદૃષ્ટિ કરી ગમનકરવારૂપ ઈર્યાસમિતિ પાળવી. ૧૪

**મૂલાર્થ—ભિક્ષા માગી ભોજન કરવું. ૧૫**

इह त्रिधा भिक्षा सर्वसंपत्करी पौरुषघ्नी वृत्तिभिक्षाचेति तल्लक्षण चेदम्।

" यतिर्ध्यानादियुक्तो यो गुर्वाज्ञाया व्यवस्थितः ।
सदानारम्भिणस्तस्य सर्वसंपत्करी मता ॥ १ ॥
वृद्धाद्यर्थमसङ्गस्य भ्रमरोपमयाऽटतः ।
गृहिदेहोपकाराय विहितेति शुभाशयात् ॥ २ ॥
प्रव्रज्यां प्रतिपन्नो यस्तद्विरोधेन वर्त्तते ।
असदारम्भिणस्तस्य पौरुषघ्नी प्रकीर्त्तिता ॥ ३ ॥
निःस्वान्धपङ्गवो येतु न शक्ता वै क्रियान्तरे ।
भिक्षामटन्तिवृत्त्यर्थं वृत्तिभिक्षेयमुच्यते ॥ ४ ॥

इति ।

ततो भिक्षया प्रस्तावात्सर्वसपत्करीलक्षणया पिण्डमुत्पाद्य भोजनं विधेयमिति ॥ १५ ॥

---

ટીકાર્થ—અહિ ભિક્ષા ત્રણ પ્રકારની છે. ૧ સર્વસપત્કરી, ૨ પૌરૂષઘ્ની, વૃત્તિભિક્ષા. તેના લક્ષણો નીચે પ્રમાણે—

" જે યતિ ધ્યાનાદિકથી યુક્ત, ગુરૂની આજ્ઞામા રહેનાર અને સદા આરભ રહિત છે, તેને **સર્વસપત્કરી**, નામે ભિક્ષા હોય છે ૧

વૃદ્ધાદિકને માટે ભમરાની જેમ અસગપણે અટનકરનાર સાધુને શુભ આશયથી ગૃહસ્થનો તથા દેહનો ઉપકાર કરવામાટે ભિક્ષા કરતા એ સર્વસપત્કરી ભિક્ષા કહેલી છે. ૨

જે પુરૂષ દીક્ષાને પ્રાપ્ત થયો છે અને તે દીક્ષાથી વિરૂદ્ધ વર્ત્તે છે, તેવા અસત્આરભ કરનાર પુરૂષને પૌરૂષઘ્ની નામની ભિક્ષા હોય છે ૩

જે પુરૂષો નિર્ધન, અધ અને પાગળા હોવાથી બીજી ક્રિયા કરવાને અશક્ત થતા પોતાની આજીવિકાને અર્થે ભિક્ષા કરે છે, તે વૃત્તિ ભિક્ષા કહેવાય છે ૪

આ ત્રણ પ્રકારની ભિક્ષાઓમાથી કેવી ભિક્ષા ગ્રહણ કરવી? તેમા અહિ પ્રસ્તાવ ઉપરથી જણાય છે કે, સર્વસપત્કરી ભિક્ષા કરવી, તેવી ભિક્ષાએ કરી પિડ ઉપાર્જન કરી ભોજન કરવુ. ૧૫

तथा आघाताद्यदृष्टिरिति ॥ १६ ॥

आघात्यन्ते हिंस्यन्ते जीवा अस्मिन्निति आघातः शूनादिस्थानं आदिशब्दात् द्यूतखलाद्यशेषप्रमादस्थानग्रहः ततः आघातादेरदृष्टिः अनवलोकनं कार्यं तदवलोकने हि अनादिभवाभ्यस्ततया प्रमादानां तत्कौतुकात् कोपादिदोषप्रसङ्गात् इति ॥ १६ ॥

तथा तत्कथाऽश्रवणमिति ॥ १७ ॥

तेषां आघातादीनां कथायाः परैरपि कथ्यमानाया अश्रवणमनाकर्णनं तच्छ्रवणेऽपि दोषः प्राग्वत् ॥ १७ ॥

तथा अरक्तद्विष्टतेति ॥ १८ ॥

सर्वत्र प्रियकारिण्यरक्तेन अरागवता तदितरस्मिँश्चाद्विष्टेनाद्वेषवता भाव्यम् । यतः पठ्यते ।

---

**મૂલાર્થ**—જે સ્થાનમાં જીવહિંસા થતી હોય ઇત્યાદિક સ્થાનને વિષે દૃષ્ટિ ન કરવી. ૧૬

**ટીકાર્થ**—જેમાં જીવનો આઘાત હિંસા થાય તે આઘાતસ્થાન—એટલે કસાઇ વગેરેના સ્થાન આદિ શબ્દથી જુગારી લોકો તથા લુચ્ચા લોકો વગેરે બધા પ્રમાદસ્થાનોનું ગ્રહણ કરવું તે આઘાત વગેરે સ્થાનોનું અવલોકન ન કરવું. કારણ કે, તેના અવલોકન કરવાથી અનાદિકાળથી સંસારના અભ્યાસને લઇને પ્રમાદ વગેરેથી તેમાં કૌતુકથી કોપાદિ દોષ લાગવાનો પ્રસંગ આવે છે. ૧૬

**મૂલાર્થ**—તે આઘાત વગેરેના સ્થાનની વાત પણ ન સાંભળવી. ૧૭

**ટીકાર્થ**—તે આઘાત વગેરેની કથા કોઈ બીજાઓ કહેતા હોય તે સાંભળવી નહીં. તે સાંભળવાથી પૂર્વની જેમ દોષ પ્રાપ્ત થાય છે. ૧૭

**મૂલાર્થ**—રાગ દ્વેષનો ત્યાગ કરવો. ૧૮

**ટીકાર્થ**—સર્વ ઠેકાણે એટલે પ્રિય કરનારની ઉપર રાગ રહિત અને તેનાથી બીજા એટલે અપ્રિય કરનારની ઉપર દ્વેષ રહિત થવું. તેને માટે કહ્યું છે કે,—

"रागद्वेषौ यदि स्याता तपसा किं प्रयोजनम् " ।

इति ॥ १८ ॥

## तथा ग्लानादिप्रतिपत्तिरिति ॥ १९ ॥

ग्लानो ज्वरादिरोगातुर आदिशब्दाद्बालवृद्धबहुश्रुतमाघूर्णकादिग्रहस्तेषा प्रतिपत्तिः समुचितान्नपानादिसंपादनरूप वैयावृत्त्य महाफलत्वात्तस्य पठ्यते च ।

"पडिभग्गस्स मयस्स व नासइ चरण सुअ अगुणणाए ।
नो वेयावच्चकय सुहोदय नासइ कम्म " ॥ १ ॥

तथा—

"जह भमरमहुअरिगणा निवयति कुसुमियम्मि वणसंडे ।
इय होइ निवइयव्वं गेलण्णे कइयवजढेण ॥ २ ॥ १९

---

"જો રાગ દ્વેષ હોય તો પછી તપ કરવાનું શું પ્રયોજન છે ?"* ૧૮

મૂલાર્થ—ગ્લાનાદિકની સેવા કરવી. ૧૯

ટીકાર્થ—ગ્લાન એટલે જ્વરાદિ રોગથી પીડિત આદિ શબ્દથી બાળક, વૃદ્ધ બહુશ્રુત, મીજમાન વગેરેનું ગ્રહણ કરવું, તેમની પ્રતિપત્તિ કરવી એટલે યોગ્ય અન્ન પાન વગેરે આપવા રૂપ વૈયાવચ્ચ કરવું, કારણ કે, તેમ કરવાથી મોટું ફળ પ્રાપ્ત થાય છે, તેને માટે શાસ્ત્રમાં કહ્યું છે કે,—

"ચારિત્રના પરિણામથી ભ્રષ્ટ થયેલા અને મૃત્યુ પામેલા પુરૂષનું ચારિત્ર નાશ પામે છે, અને ગણ્યાવિનાનું શાસ્ત્ર નાશ પામે છે, પણ શુભ ઉદયવાળું વૈયાવચ્ચ કરવાથી થયેલું શુભ કર્મ નાશ પામતું નથી" ૧

તેમ વળી—

જેમ ભમરા અને ભમરીઓનો સમૂહ પુષ્પવાળા વનના ખંડ ઉપર આવી પડે છે, તેમ પુરૂષોએ ગ્લાન વગેરેનું નિષ્કપટ વૈયાવચ્ચ કરવાને આવી પડવું એટલે ગ્લાનાદિકનું વૈયાવચ્ચ આદર સહિત કરવું ૨ ૧૯

---

* મતલબ કે રાગ દ્વેષ ટાળવા માટે તપ કરવો યોગ્ય છે

तथा-परोद्वेगाहेतुतेति ॥ २० ॥

परेषामात्मव्यतिरिक्तानां स्वपक्षगतानां परपक्षगतानां च गृहस्थपाषण्डिरूपाणामुद्वेगस्य प्रतीतरूपस्याहेतुताहेतुभावः ।

यथोक्तम् ।

धम्मत्थमुज्जएणं सव्वस्सापत्तियं न कायव्वं ।
इय संजमो वि सेओ एत्थ य भयवं उदाहरणं ॥ १ ॥

सो तावसासमाओ तेसिं अप्पत्तियं मुणेऊण ।
परमं अबोहिबीअं तओ गओ हंतऽकालेवि ॥ २ ॥

इय अन्नेणवि सम्मं सक्कं अप्पत्तियं सइ जणस्स ।
नियमा परिहरियव्वं इयरम्मि सतत्तचिंताउत्ति ॥ ३ ॥

---

મૂલાર્થ—પરને ઉદ્વેગ થવાનું કારણ ન થવું. ૨૦

ટીકાર્થ—પર એટલે પોતાથી બીજા, પોતાના પક્ષના તથા પરપક્ષના ગૃહસ્થ તથા પાખંડી લોકોને ઉદ્વેગ થવાનું કારણ ન થવું. ૨૦ તેને માટે શાસ્ત્રમાં કહેલું છે—

"ધર્મને અર્થે ઉદ્યમવંત થયેલા પુરૂષે સર્વને અપ્રીતિ થાય તેવું ન કરવું. એવી રીતે પરની અપ્રીતિના પરિહાર કરવાથી સંયમનું શ્રેયપણું જાણવું. એ વિષે શ્રી મહાવીર સ્વામીનું દૃષ્ટાંત છે ૧

જેમ મહાવીર સ્વામી કોઈ પાખંડી તાપસના આશ્રમથી તેમની અપ્રીતિ જાણીને તેમનું પરમ અબોધિનું બીજ સમકિત દર્શનના અભાવનું કારણ જાણીને સાધુને વિહાર કરવાના કાલવિના પણ એટલે વર્ષાકાલમાં પણ તે તાપસના આશ્રમથી નિશ્ચય ચાલી નિકલ્યા હતા. ૨

એમ સંયમના અર્થી એવા સાધુએ પણ ભાવશુદ્ધિ થવાને કારણે લોકને અપ્રીતિ થવાનું કારણરૂપ અને જેનો ત્યાગ કરવા સમર્થ થઈ શકાય તેવા સ્થાનનો પરિહાર કરવો અને જો તે અપ્રીતિકારક સ્થાનનો પરિહાર અશક્ય હોય તો પોતાના અપરાધનો વિચાર કરવો. ૩

इतरस्मिन्नशक्यप्रतीकारेऽप्रीतिके स्वतत्त्वस्य स्वापराधरूपस्य चिन्ता कार्या । यथा ।

" ममैवायं दोषो यदपरभवेनार्जितमहो
शुभं यस्माल्लोको भवति मयि कुप्रीतिहृदयः ।
अपापस्यैव मे कथमपरथा मत्सरमयं
जनो याति स्वार्थं प्रतिविमुखतामेत्यसहसा " ॥ १ ॥ २०

एतदेवाह ।

**भावतः प्रयत्न इति ॥ २१ ॥**

भावतश्चित्तपरिणामलक्षणात् प्रयत्नः परोद्वेगाहेतुतायामुद्यमः कार्य इति ।

अयमत्र भावः यदि कथंचित्तथाविधविषमघट्टकवैषम्यात्कायतो वचनतो वा न परोद्वेगहेतुभावः परिहर्तुं पार्यते तदा भावतो रुचिलक्षणात् परोद्वेगं परिहर्तुं प-

---

જ્યારે અશક્ય પ્રતીકારવાળું અપ્રીતિનું સ્થાન હોય ત્યારે પોતાના અપરાધનો વિચાર કરવો. જેમકે—,

" અહો ! એ મારોજ દોષ છે કે મે પરભવને વિષે પુણ્ય ઉપાર્જન ન કર્યું, જેથી લોકોના હૃદયમા મારે માટે અપ્રીતિ ઉત્પન્ન થાય છે. અન્યથા જો હું અપાપી હોત તો એ લોકો પોતાના સ્વાર્થ પ્રત્યે વિમુખ થઇ એટલે પોતાનું કામ મુકી સત્વર શા માટે મારી ઉપર મત્સર રાખે ? ૨૦

એજ વાત જણાવે છે—,

**મૂલાર્થ—ભાવથી પ્રયત્ન કરવો એટલે વચન અને કાયાથી અપ્રીતિ થવાનું કારણ ન ટાળી શકાય તો મનથી ટાળવું. ૨૧**

ટીકાર્થ—ચિત્તના પરિણામ રૂપ ભાવથી પ્રયત્ન કરવો એટલે બીજાને ઉદ્વેગ—અપ્રીતિ થવાનું કારણ ન બનવામા પ્રયત્ન—ઉદ્યમ કરવો.

અહીં કહેવાનો ભાવાર્થ એવો છે કે, કોઈ પ્રકારે તેવી વિષમ અડચણ આવે તો કાયાથી અથવા વચનથી બીજાના ઉદ્વેગ—અપ્રીતિના કારણનો પરિહાર ન થઇ શકે તો મનની રૂચિરૂપ ભાવથી બીજાના ઉદ્વેગનો પરિહાર

त्तः कार्यः जावस्यैव फलं प्रति अवन्ध्यहेतुत्वात् । उक्तं च ।

" अजिसंधेः फलं जिन्नमनुष्ठाने समेऽपि हि ।
परमोतः स एवेह वारीव कृषिकर्मणि " ॥ १ ॥ २१

**तथा अशक्ये बहिश्चार इति ॥ २२ ॥**

अशक्ये कुतो वैगुण्यात्समाचरितुमपार्यमाणे तपोविशेषादौ क्वचिदनुष्ठाने बहिश्चारो बहिर्जावलक्षणस्तस्मात्कार्यः । अशक्यं नारब्धव्यमित्यर्थः । अशक्यारम्जस्य क्लेशैकफलत्वेन साध्यसिद्धेरनङ्गत्वात् ॥ २२ ॥

**तथा अस्थानाज्जाषणमिति ॥ २३ ॥**

अस्थाने जाषितोपयोगायोग्यत्वेनाप्रस्तावे अजाषणं कस्यचित्कार्यस्याजणनं

---

કરવાને યત્ન કરવો. કારણકે, ભાવ એ ફલ પ્રત્યે સત્ય કારણરૂપ બને છે, એટલે શુભાશુભ ફલ થવું, એ ભાવને આધીન છે. તેને માટે શાસ્ત્રમાં કહેલું છે.

"સંસારી અથવા દેવસ્થાન ઇત્યાદિ સંબંધી આચરણ (અનુષ્ઠાન) સરખું હોય છતાં આશય–ભાવને લઈને ફલ જુદું થાય છે એટલે જેવો ભાવ તેવું ફલ થાય છે. જેમ ખેતીના કામમાં જલ લોકરૂઢિએ મુખ્ય કારણ છે, તેવીરીતે હૃદયના ભાવથી સરખા આચરણમાં ( અનુષ્ઠાનમાં ) પણ ફલમાં ભેદ પડે છે. જેથી ભાવ છે તે પ્રધાન કારણ છે." ૧ ૨૧

**મૂલાર્થ—અશક્ય અનુષ્ઠાનનો આરંભ કરવો નહિ. ૨૨**

**ટીકાર્થ**—અશક્ય એટલે કોઇ વિગુણપણાથી ( દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવના પ્રતિકૂલપણાથી ) કોઈ જાતના તપ વગેરેનું આચરણ કરી શકાય, તેવું ન લાગે તો તેનો આરંભ ન કરવો અર્થાત્ અશક્યનો આરંભ ન કરવો કારણકે, અશક્યના આરંભનું ફલ ક્લેશરૂપજ થાય છે, તેથી તે સાધ્યની સિદ્ધિનું અંગપણું નથી એટલે સાધ્યની સિદ્ધિનું કારણ નથી. ૨૨

**મૂલાર્થ—ન બોલવાની જગ્યોયે બોલવું નહીં. ૨૩**

**ટીકાર્થ**—અસ્થાન એટલે બોલવાના ઉપયોગના અયોગ્યપણાથી અપ્રસ્તાવ, અર્થાત્ ન બોલાય તેવા પ્રસંગમાં બોલવું નહીં. એટલે કોઇ કાર્ય

एवमेव साधोर्भाषासमितत्त्वशुद्धिः स्यादिति ॥ २३ ॥

**तथा स्खलितप्रतिपत्तिरिति ॥ २४ ॥**

कुतोऽपि तथाविधप्रमाददोषात्स्खलितस्य किंचिन्मूलगुणाद्यावाचारविशेषे स्खलनस्य विराधनालक्षणस्य जातस्य प्रतिपत्तिः स्वतः परेण वा प्रेरितस्य सतोऽभ्युपगमः तथोदितप्रायश्चित्ताङ्गीकारेण कार्यः स्खलितकाले दोषादनन्तगुणत्वेन दारुणपरिणामत्वात्तदप्रतिपत्तेः । अत एवोक्तम् ।

" उप्पएणा माया अणुमग्गओ निहतव्वा
आलोअण निंदण गरहणाइ न पुणो विधीयति ।
अणागार पर कम्म नेव गूहे न निण्हवे ।
सुइंसयाविपकजावे असंसत्ते जिइंदिए " ॥ १ ॥ २४

---

विषे कहेवु नही,एवीरीते थवाथी साधुने भाषासमितिपणानी शुद्धि थाय छे.२३

मूलार्थ—स्खलना थई होय तो तेनु प्रायश्चित्त करवु. २४

टीकार्थ—कोईपण तेवा प्रमादना दोषथी स्खलना थइ होय, एटले मूल गुणादि कोई आचारमा विराधनारूप भुल थइ होय तो तेने पोतानी मेळे अथवा कोईनी प्रेरणाथी थयेला दोषने कबुल करी शास्त्रमा कहेला प्रायश्चित्तनो अगीकार करवो. कारणके,स्खलना थाय ते काले जो दोषनु प्रायश्चित्त—आलोयण न करवामा आवे तो ते दोषोनो अनत अने दारुण परिणाम आवे छे, तेने माटे शास्त्रमा कहेलु छे

" उत्पन्न थयेल माया एटले प्रमाद दोषथी उत्पन्न थयेल मूलगुणादिकनी विराधनारूप स्खलना तेने आलोयणा निंदा, गर्हणाए करीने फरी ते माया न करवाथी ए मायाने तत्काल हणवी एटले स्खलितनी तत्काळ प्रायश्चित्त लइ शुद्धि करवी."

" जेनी मलिन बुद्धि नथी अने जेनो भाव सुदर छे एवो अने विषयादिकने नहीं बधाएवो अने जितेद्रिय एवो पुरुष अनाचार—पापकर्मने कदाचित् सेवीने गुरुपासे तत्काळ आलोयणा करे परतु ते पापने गोपवे नहीं अने ओळवे पण नहीं " १ २४

## तथा पारुष्यपरित्याग इति ॥ २५ ॥

पारुष्यस्य तीव्रकोपकषायोदयविशेषात्परुषज्ञावलक्षणस्य तथाविधज्ञाषणादेः स्वपक्षपरपक्षाज्यामसंबन्धयोग्यताहेतोः परित्यागः कार्यः । अपारुष्यरूपविश्वासमूलत्वात्सर्वसिध्दीनाम् । यदुच्यते ।

"सिद्धेर्विश्वासितामूलं यद्यूथपतयो गजाः ।
सिंहो मृगाधिपत्येऽपि न मृगैरनुगम्यते" ॥ १ ॥

इति ॥ २५

## तथा सर्वत्रापिशुनतेति ॥ २६ ॥

सर्वत्र स्वपक्षे परपक्षे च परोक्षं दोषाणामनाविष्करणं परदोषग्राहितायां हि आत्मैव दोषवान् कृतः स्यात् ।

---

મૂલાર્થ—કઠોરપણાનો ત્યાગ કરવો. ૨૫

ટીકાર્થ—પારૂષ્ય એટલે તીવ્ર કોપ કષાયના ઉદય વિશેષથી થયો જે કઠોર ભાવ તે છે લક્ષણ જેનું એવું જે તથા પ્રકારના ભાષણાદિક કહેતા પોતાના અને બીજાના પક્ષ લઇ તે સાથે અયોગ્યતાના કારણરૂપ એવા તેવી જાતના ભાષણ ( આક્રોશપણું )કરવા વગેરે તેનો ત્યાગ કરવો કારણકે, સર્વ સિદ્ધિઓનું મૂલ અકઠોરતારૂપ વિશ્વાસ હોય છે. કહ્યું છે કે,

વિશ્વાસીપણું એ સિદ્ધિનું મૂલ છે જેમકે હાથીઓ યૂથપતિ થઇને ફરે છે કારણકે, તેમની ઉપર મૃગાદિકનો વિશ્વાસ છે કે, એ મારશે નહીં. અને સિંહને મૃગોનું અધિપતિપણું છે તે મૃગેંદ્રના નામથી ઓળખાય છે, તોપણ મૃગલાઓ તેની પાછળ ફરતા નથી, કારણકે, તે ક્રૂર હોવાથી તેઓ તેની પર વિશ્વાસ રાખતા નથી. ૧ ૨૫

મૂલાર્થ—સ્વપક્ષ અને પરપક્ષને વિષે પિશુનતા ન કરવી. ૨૬.

ટીકાર્થ—સર્વત્ર એટલે સ્વપક્ષ અને પરપક્ષને વિષે પિશુનતા ન કરવી એટલે પરોક્ષપણે દોષને ગ્રહણ ન કરવા અર્થાત્ ચાડી–ચુગલી ન કરવી કારણકે, પરદોષ ગ્રહણ કરવાથી પોતાનો આત્માજ દોષવાન્ થાય છે. તેને માટે કહ્યું છેકે, "લોક પારકા દોષને પોતાને હાથે ગ્રહણ કરે તો તે પોતાને હાથે

पठ्यते च ।

" लोओ परस्स दोसे हत्थाहत्थि गुणे य गिह्णतो ।
अप्पाणमप्पणच्चिय कुणइ सदोसं च सगुणं च " ॥ १ ॥ २६

तथा विकथावर्जनमिति ॥ २७ ॥

विकथाना स्त्रीभक्तदेशराजगोचराणां स्वभावत एवाकुशलाशयसमुन्मीलननिबन्धनाना वर्जन । एतत्कथाकरणे हि कृष्णनीलाद्युपाधिरिव स्फटिकमणिरात्मा कथमानः स्त्र्यादिचेष्टानामनुरूपतां प्रतिपद्यते ॥ २७ ॥

तथा उपयोगप्रधानतेति ॥ २८ ॥

उपयोगः प्रधान पुरस्सर सर्वकार्येषु यस्य स तथा तस्य भावस्तत्ता विधेया निरुपयोगानुष्ठानस्य द्रव्यानुष्ठानत्वात् अनुपयोगो द्रव्यमिति वचनात् ॥ २८ ॥

तथा निश्चितहितोक्तिरिति ॥ २९ ॥

---

પોતાના આત્માને દોષવાળો કરે છે અને પોતાની મેળે પોતાને હાથે પારકા ગુણ ગ્રહણ કરે તો તેપોતાના આત્માને ગુણવાળો કરે છે " ૧ ૨૬

મૂલાર્થ—વિકથાનો ત્યાગ કરવો. ૨૭.

ટીકાર્થ—સ્ત્રી કથા, ભોજનકથા, દેશ કથા અને રાજકથા એ વિકથા કહેવાય છે. જે સ્વભાવથીજ અકુશલ અંત કરણને પ્રગટ થવાનુ કારણરૂપ છે, તેમનો ત્યાગ કરવો એવી કથાઓ કરવાથી જેમ ઉજ્વલ સ્ફટિકમણિમા કાલા, લીલા, વગેરે રંગની ઉપાધિથી કાલાપણુ અને લીલાપણુ થાય છે, તેમ આત્મા તેવી કથાઓ કહેતો સતો સ્ત્રી વગેરેની ચેષ્ટાઓની સદશતાને પામે છે, એટલે સ્ત્રી આદિ ભાવમા તન્મયપણુ પામે છે ૨૭

મૂલાર્થ—ઉપયોગની પ્રધાનતા કરવી. ૨૮

ટીકાર્થ—સર્વ કાર્યને વિષે ઉપયોગનીજ પ્રધાનતા કરવી કારણકે, ઉપયોગ રહિત અનુષ્ઠાનને દ્રવ્યનુ અનુષ્ઠાનપણુ છે અને ' અનુપયોગ દ્રવ્ય છે ' એવુ અનુયોગદ્વાર સૂત્રનુ વચન છે ૨૮

મૂલાર્થ—નિશ્ચય કરેલુ હિતવચન બોલવુ. ૨૯

निश्चितस्य संशयविपर्ययानध्यवसायबोधदोषपरिहारेण निर्णीतस्य हितस्य च परिणामसुन्दरस्योक्तिर्ज्ञापणम् । अत एव पठ्यते ।

" कुदृष्टं कुश्रुतं चैव कुज्ञातं कुपरीक्षितम् । कुभावजनकं सन्तो ज्ञापन्ते न कदाचन " ॥ १ ॥ २९

**तथा प्रतिपन्नानुपेक्षेति ॥ ३० ॥**

प्रतिपन्नस्याभ्युपगतस्य गुरुविनयस्वाध्यायादेः साधुसमाचारविशेषस्यानुपेक्षानवधीरणा । अवधीरितो हि समाचारो जन्मांतरेऽपि दुर्लभः स्यात् ॥ ३० ॥

**तथा असत्प्रलापाश्रुतिरिति ॥ ३१ ॥**

---

**ટીકાર્થ**—નિશ્ચય કરેલા એટલે [1]સંશય, વિપર્યય અને અનધ્યવસાય એ પ્રકારના જ્ઞાનને બાધ કરનારા દોષોનો ત્યાગ કરી નિર્ણય કરેલા અને પરિણામે સુંદર એવા હિતવચનને કહેવું.
એથીજ તેને માટે કહ્યું છે.

"નિંદિત જોયેલું, નિંદિત સાભળેલું, નિંદિત જાણેલું નિંદિત પરીક્ષા કરેલું અને નિંદિત ભાવને ઉત્પન્ન કરનારૂં વચન સત્પુરૂષો કદિપણ બોલતા નથી. ૧ ૨૯

**મૂલાર્થ—અંગીકાર કરેલા સદાચારની ઉપેક્ષા કરવી નહીં. ૩૦**

**ટીકાર્થ**—અંગીકાર કરેલ ગુરૂનો વિનય તથા સ્વાધ્યાય વગેરે સાધુનો સદાચાર, તેની ઉપેક્ષા ન કરવી—અનાદર ન કરવો કારણકે, ઉપેક્ષા કરેલો સદાચાર જન્માંતરને વિષે પણ પામવો દુર્લભ છે. ૩૦

**મૂલાર્થ—અસત્પુરૂષોના ભાષણો સાંભળવા નહીં. ૩૧**

---

[1] કોઇ પ્રકારનું નિશ્ચય કરાવનાર પ્રમાણ ન મળવાથી અનેક પ્રકારના જે તર્ક કરવા—ઊહાપોહ કરવા જેમકે ઝાડના ઠુંઠાને છેટેથી દેખી ' આ થાંભલો છે કે પુરૂષ છે, ' એવો વિચાર કરવો તે **સંશયદોષ** ૨ કોઇ વસ્તુનું અન્યથા પ્રકારે—વિપરીતપણે સ્થાપન કરવું જેમકે છીપને દેખી રૂપાની ભ્રાંતિ કરવી તે **વિપર્યયદોષ** અને ૩ 'આ કાંઇક છે, એવું' અનિશ્ચિત જ્ઞાન તે **અનધ્યવસાય** દોષ કહેવાય છે.

असता खलप्रकृतीनां प्रलापा अनर्थकवचनरूपा असत्प्रलापाः तेषाम-श्रुतिः अनवधारणं श्रुतिकार्यद्वेषाकरणेन अनुग्रहचिन्तनेन च । यथोक्तम् ।

" निराकरिष्णुर्यदि नोपलभ्यते
भविष्यति क्षान्तिरनाश्रया कथम् ।
यदाश्रयात्क्षान्तिफलं मयाप्यते
स सत्कृतिं कर्म च नाम नार्हति ॥ १ ॥ ३१

तथा अभिनिवेशत्याग इति ॥ ३२ ॥

अभिनिवेशस्य मिथ्याग्रहरूपतयाऽप्रज्ञापनीयतामूलबीजस्य सर्वकार्येषु-

---

ટીકાર્થ—અસત્પુરૂષો એટલે લુચ્ચા પુરૂષો ( ખલપ્રકૃતિવાલા ) તેમના નિર્ગક વચનરૂપ ભાષણો સાભળવા નહી એટલે સાભળવારૂપ કારણનુ કાર્ય જે દ્વેષ તે ન કરતા ઉલટુ તેની ઉપર અનુગ્રહનુ ચિતવન કરવુ તેને માટે કહ્યુ છે–

જો કોઇ પુરૂષ અપમાનનો કરનાર પ્રાપ્ત ન થાય તો આશ્રય વિનાની ક્ષમા કેવી રીતે રાખવી ? ક્ષમા રાખવાની કોઇ પણ જગ્યો જોઈએ, માટે એ પુરૂષે મારૂ અપમાન કર્યું, તે ઠીક થયુ કે જેના આશ્રયથી મને ક્ષમા રાખવાનુ ફલ મલશે, અને તે અપમાન કરનાર પુરૂષ સત્કાર અને કર્મને યોગ્ય નિશ્ચય નહી થાય એટલે આલોકમા એનો સત્કાર કોઇ નહી કરે અને પરલોકમા એનુ સત્કર્મ પણ નહી ગણાય માટે એની શી ગતિ થશે, એમ વિચારી એની ઉપર અનુગ્રહ બુદ્ધિ કરવી ૩૧

મૂલાર્થ—મિથ્યા આગ્રહનો ત્યાગ કરવો. ૩૨

ટીકાર્થ—મિથ્યા આગ્રહ એટલે કોઇ પ્રકારની પોતાની ભૂલ કોઇ ગીતાર્થ પુરૂષથી પણ ન સમજાવી શકવાપણાને લઈને તેનુ મૂલ બીજ ખોટા

त्याग इति ॥ ३२ ॥

तथा अनुचिताग्रहणमिति ॥ ३३ ॥

अनुचितस्य साधुजनाचारबाधाविधायितयाऽयोग्यस्य अशुद्धपिण्डशय्यावस्त्रादेर्धर्मोपकरणस्य बालवृद्धनपुंसकादेश्चाप्रव्राजनीयस्य अग्रहणमनुपादानं कार्यमिति ।

यथोक्तं ।

पिंडं सिज्जं च वत्थं च चउत्थं पायमेव च । अकप्पियं न इच्छिज्जा पडिगाहिज्ज कप्पियं ॥ १ ॥

अट्ठारसपुरिसेसुं वीसं इत्थीसु दस नपुंसेसु । पव्वावणा अणरिहा प-

---

આગ્રહ તેનો સર્વ કર્મમાં ત્યાગ કરવો. ૩૨

મૂલાર્થ—અયોગ્યનું ગ્રહણ કરવું નહીં. ૩૩

ટીકાર્થ—અયોગ્ય એટલે સાધુજનના આચારને બાધ કરનાર હોવાથી અનુચિત એવા અશુદ્ધ આહાર, શય્યા અને વસ્ત્રાદિક વગેરે ધર્મના ઉપકરણનો ત્યાગ કરવો. તેમજ દીક્ષા આપવાને યોગ્ય નહીં તેવા બાલ, વૃદ્ધ તથા નપુંસક વગેરેને દીક્ષા આપવી નહીં. તેને માટે શાસ્ત્રમાં કહ્યું છે.

" પિંડ, શય્યા, વસ્ત્ર અને ચોથું પાત્ર એ સર્વ અકલ્પિત હોય તેને ગ્રહણ ન કરે અને તે તે પોતાને કલ્પે તેવું હોય તો તો તેમાંથી જેટલું ઘટે તેટલું ગ્રહણ કરે. ૧

પુરૂપને વિષે અઢાર પ્રકારના પુરૂષો દીક્ષાને યોગ્ય નથી, અને સ્ત્રીઓને વિષે વીશ પ્રકારની સ્ત્રીઓ દીક્ષાને યોગ્ય નથી અને નપુંસકને વિષે દશ પ્રકા

भत्ता वीयरागेहिं ॥ २ ॥

वे चामी—

बाले १ वुड्ढे २ नपुंसे ३ य कीवे ४ जड्डे ५ य वाहिए ६ तेणे ७ रा-
यावगारी ८ य उम्मत्ते ९ य अदंसणे १० ॥ ७९७ ॥ दासे ११ दुट्ठे १२
य मूढे १३ य अणत्ते १४ जुंगिए १५ इय । उव्बद्धए १६ य भयगे १७ सेह
निप्फेडिएइय १८ ॥ ७९८ ॥

---

ના નપુંસક દીક્ષાને યોગ્ય નથી—એમ વીતરાગ પ્રભુએ કહેલું છે ૨ "

૧ બાલક, ૨ વૃદ્ધ, ૩ નપુંસક, ૪ ક્લીબ, ૫ જડ, ૬ રોગી, ૭ ચોર, ૮ રાજાનો અપકાર કરનાર, ૯ ઉન્મત્ત, ૧૦ આંધલો, ૧૧ દાસ, ૧૨ દુષ્ટ, ૧૩ મૂઢ, ૧૪ કરજદાર, ૧૫ જાતિકર્મ અને શરીરથી દૂષિત, ૧૬ કાંઈ પણ સ્વાર્થથી બંધાયેલો, ૧૭ અમુક દ્રવ્યના ઠરાવથી રાખેલો ચાકર અને ૧૮ માતાપિતાદિકની રજા વગર આવનાર—એ અઢાર પ્રકારના પુરૂષો દીક્ષા આપવાને યોગ્ય નથી.

૧ બાલ—એટલે બાલક જન્મથી આઠ વર્ષ સુધી બાલક કહેવાય છે, તેવો બાલક દીક્ષા આપવાને યોગ્ય નથી. કારણ કે, આઠ વર્ષની અંદર વર્તનાર પુરૂષ બાલસ્વભાવને લઈને દેશથી અથવા સર્વથી વિરતિ પામવાને અધિકારી નથી તે વિષે પ્રવચન સારોદ્ધારમાં આ પ્રમાણે લખેલું છે—

" एएसि वयपमाणं अट्ठसमाउत्ति वीयरागेहिं । भणियं जहन्नग खलु" इति ।

અર્થ—દીક્ષા લેનાર પુરૂષોના વયનું પ્રમાણ શ્રી વીતરાગ પ્રભુએ

જઘન્યપણે નિશ્ચય આઠ વર્ષનું કહેલું છે; પણ આઠ વર્ષની અંદરનો પુરૂષ દીક્ષા આપવાને યોગ્ય નથી.

નિશીથ ચૂર્ણિમાં પણ કહ્યું છે કે—

" आदेसेण वा गब्भट्ठमस्स दिरकत्ति " ॥

" અથવા ગર્ભથી આઠમા વર્ષવાળાને માતાપિતાદિકની આજ્ઞાથી દીક્ષા આપવી પણ એથી ઓછા વર્ષવાળાને દીક્ષા ન આપવી." અહીં કોઇ શંકા કરે કે, ભગવાન્ વજ્રસ્વામીને એવો નિયમ રહ્યો નથી. તેના ઉત્તરમાં કહેવાનું કે, ' ભગવાન્ વજ્રસ્વામી છ માસના હતા, ત્યારે તેમણે ભાવથી સર્વ સાવદ્ય વિરતિનો અંગીકાર કર્યો હતો, એમ સાંભળવામાં આવે છે. તે સૂત્ર આ પ્રમાણે છે.

" छम्मासियं छसुजयं माऊए समन्नियं वंदे "

" છ માસના અને છ જીવ નિકાયની રક્ષા કરતા અને માતાએ અર્પણ કરેલા અથવા માતાએ સહિત એવા વજ્રસ્વામીને હું વંદના કરૂં છું."

આ વાત એવીજ રીતે સત્ય ઠરે છે. ભગવાન્ વજ્રસ્વામીને એવી રીતે ચારિત્રની પ્રાપ્તિ થઇ એ આશ્ચર્ય છે, અને એવી વાત કોઇ કાલેજ બને છે; એથી કરીને આ સ્થાને વ્યભિચારદોષ આવ્યો, એમ જાણવું નહીં.

પંચવસ્તુ નામના ગ્રંથમાં તે વિષે કહેલું છે.

" तदधो परिहवखेत्तं न चरणभावो वि पायमेएसिं
आहच्च भावकहगं सुत्तं पुण होइ नायव्वं " ॥ १ ॥

" તે આઠ વર્ષની અંદર વર્ત્તનાર મનુષ્ય પરાભવનું ક્ષેત્ર થાય છે, એટલે લોક તેને બાળક જાણી તેનો પરાભવ કરે છે તેમ વળી આઠ વર્ષની અંદરના માણસને ચારિત્રના પરિણામ હોઈ શકે નહી અને વજ્રસ્વામીને માટે જે સૂત્ર છે, તે કાદાચિત્ક ભાવને જણાવે છે. એટલે એવો બનાવ કોઈ વખતજ બને છે સદાકાલ બનતો નથી એમ સૂચવે છે

તે ઉપરથી સિદ્ધ થાય છે કે, આઠ વર્ષથી ઓછી વયના બાળકને દીક્ષા આપવી યોગ્ય નથી વળી તેવા બાળકને દીક્ષા આપવાથી સંયમની વિરાધના થાય છે. બાળકને લોઢાના ગોળાની ઉપમા આપેલી છે, જેમ લોઢાનો ગોળો જ્યા જ્યા દડી જાય ત્યા ત્યા જાય છે, અને તેમા તેનું અજ્ઞાનપણું છે, તેથી તેનાવડે ષટ્ જીવનિકાયનો વધ થઇ જાય છે. તેવી રીતે બાળસાધુ જ્યા ત્યા દોરાઇ જાય છે, અને તેથી તેનાવડે ષટ્ જીવ નિકાયનો વધ થઇ જાય છે આ-થી લોકમા પણ તેની નિંદા થાય છે, માટે બાળકને દીક્ષારૂપ બંદીખાનામા નાખવો નહી સ્વચ્છંદ ગમનરૂપ બાળકના સુખનો નાશ કરનારી દીક્ષા આપ-વાથી લોકોમા નિંદા પણ થાય છે, વળી માતા અને ધાત્રીઓને કરવા લાયક એવી બાળકોની પરિચર્યા જો મુનિઓ કરવા માંડે તો તેમના સ્વાધ્યાયમા અં-તરાય ( અતિમંદપણું ) થાય તેથી સર્વથા બાળક દીક્ષા આપવાને યોગ્ય નથી. ૧

૨ વૃદ્ધ—સીતેર વર્ષથી અધિક વયવાળો માણસ વૃદ્ધ કહેવાય છે કેટલાએક સાઠ વર્ષ ઉપરની વયવાળાને વૃદ્ધ કહે છે, કારણ કે સીતેર વર્ષ પહેલા પણ ઇંદ્રિયોની હાનિ થતી દેખાય છે, તેવા વૃદ્ધ પુરૂષને સંયમ પાળવો મુશ્કેલ પડે છે તેને માટે શાસ્ત્રમા કહ્યું છે

" उच्चासणं समीहइ विणयं न करेइ गव्वमुव्वहइ ।
वुड्ढो न दिक्खियव्वो जइ जाओ वासुदेवेण " ॥ १ ॥

" ઊંચા આસન ઉપર બેસવાની ઈચ્છા કરે, વિનય કરે નહીં અને ગર્વને ધારણ કરે, તેથી કદિ વાસુદેવનો પુત્ર હોય તો પણ વૃદ્ધને દીક્ષા આપવી નહીં." ૧

આ વાત સો વર્ષના આયુષ્યને આશ્રીને કહેલી છે, અથવા જે કાળે જે ઉત્કૃષ્ટ આયુષ્ય ગણાતું હોય તેના દશ ભાગ કરવા; તેમાં આઠમો, નવમો અને દશમો જે ભાગ છે, તેમાં રહેલાને વૃદ્ધ ગણાય છે. તેવા વૃદ્ધને દીક્ષા આપવી યોગ્ય નથી.

૩ **નપુંસક**—સ્ત્રી અને પુરૂષ બંનેનો અભિલાષી અને પુરૂષની આકૃતિ ધારણ કરનાર તે નપુંસક કહેવાય છે. તે બહુ દોષકારી હોવાથી દીક્ષા આપવાને અયોગ્ય છે.

કેટલાએક પુસ્તકમાં " वाले वुम्ढे य थेरे य. "

એવો પાઠ પણ છે. તેનો અર્થ એવો થાય છે કે," બાલ, વૃદ્ધ અને બીજા પણ દીક્ષાને અયોગ્ય છે. પરંતુ નિશીથ વગેરે સૂત્રોમાં તેવો પાઠ જોવામાં આવતો નથી. તેથી અમોએ એ પાઠની ઉપેક્ષા કરેલી છે. ૩

૪ **ક્લીબ**—એટલે સ્ત્રીઓની ભોગને માટે પ્રાર્થનાથી અથવા સ્ત્રીઓના અંગ—ઉપાંગ ઉઘાડા દેખી વા તેવી વિષયની વાર્ત્તાઓ સાંભળી કામાતુર થનારો પુરૂષ, અર્થાત્ દર્શન તથા શ્રવણથી વિકારને સહન કરવાને અસમર્થ એવો પુરૂષાકૃતિ માણસ **ક્લીબ** કહેવાય છે. તેવો ક્લીબ પુરૂષ અતિશય વેદનાએ કરી પુરૂષવેદના ઉદયથી સ્ત્રીઓનું બલાત્કારે આલિંગનાદિ કરે છે. તેવા માણસને દીક્ષા આપવાથી શાસનનો ઉડ્ડાહ થાય છે, માટે તે દીક્ષા આપવાને અયોગ્ય છે. ૪

પ જડ—પુરૂષ ત્રણ પ્રકારનો છે, ૧ ભાષાજડ, ૨ શરીરજડ અને ૩ કરણજડ તેમા જે ભાષા જડ છે, તે ૧ જળમૂક, ૨ મન્મનમૂક અને ૩ એલમૂક એમ ત્રણ પ્રકારનો છે. જેમ જળમા બુડેચો હોય તે માણસ બુડ્ બુડ્ એવા બોબડા અક્ષર બોલે, તેવી રીતે બોલનારો માણસ જલમૂક કહેવાય છે જે માણસની જીભ બોલતા ખેચાય એટલે જે સ્ખલના પામતો બોલે તે મન્મનમૂક કહેવાય છે જે બેટાની જેમ અવ્યક્ત સમજાય નહીં તેવુ બોલે તે એડમૂક કહેવાય છે એ ત્રણે પ્રકારના ભાષાજડ સમજવા

જે સ્થુલ શરીરને લઈને માર્ગમા ભિક્ષાટન કરવા ચાલવાને તથા વદનાદિક કરવાને અશક્ત થાય તે શરીરજડ કહેવાય છે, જે ક્રિયાને વિષે જડ એટલે પાચ સમિતિ, ત્રણ ગુપ્તિ, પ્રતિક્રમણ, પડિલેહણ ઇત્યાદિ સયમ પાળવાની ક્રિયાઓનો વાર વાર ઉપદેશ કરતા છતા પણ જડપણાને લઈને જે ગ્રહણ કરવાને સમર્થ થતો નથી તે કરણજડ જાણવો જે ભાષાજડ છે, તે જ્ઞાનને ધારણ કરવાને અશક્ત હોવાથી દીક્ષા આપવાને યોગ્ય નથી જે શરીરજડ છે તે માર્ગમા વિહાર કરવાને તથા આહાર પ્રમુખ લાવવાને અસમર્થ છે, તેથી તે પણ દીક્ષાને લાયક નથી વળી અતિજડના શરીરમા અનેક જતની મલિનતા થવાનો સભવ છે. અને મલિનતાને લઈને સૂક્ષ્મ પ્રાણીઓની હિસા થવાનો પ્રસગ આવ્યા કરે છે, તેથી સયમની વિરાધના અને લોક નિદા થાય છે

વળી સ્થૂલ શરીરવાળાને ઉર્ધ્વશ્વાસ ચડવાને લીધે આપ, જલ, અગ્નિ ઇત્યાદિ પોતાની સમીપ આવતા હોય તો તેનાથી સ્થુલ શરીરને લીધે પરિહરણ થાય નહીં એટલે શ્વાસ ચડવાને લીધે શીઘ્ર ગતિ થઈ શકે નહીં, માટે એવા પુરૂષને દીક્ષા આપવી યોગ્ય નથી.

તથા કરણજડ પણ સમિતિ તથા ગુપ્તિ આદિક તેને શીખવ્યું હોય તોપણ તે ગ્રહણ ન કરી શકે માટે તે દીક્ષાને અયોગ્ય છે.

૬ વ્યાધિવાળો એટલે ભંગદર, અતિસાર, કોઢ, પથરીનો રોગ, ફેફરૂં અર્શ, ઉધરસ, તથા જ્વર રોગે કરીને જે ગ્રસ્ત થયો હોય તે દીક્ષાને યોગ્ય નથી. કારણ કે, તેની ચિકિત્સા કરતાં ષટ્ જીવ નિકાયની વિરાધના થવાનો સંભવ છે, તેમજ તેને સ્વાધ્યાયાદિકની હાનિ થાય છે. ૬

૭ **સ્તેન**—એટલે જે ચોર હોય અથવા લુટારો હોય તે અનર્થનું કારણ હોવાથી દીક્ષાને અયોગ્ય છે. ૭

૮ **રાજાપકારી**—એટલે રાજાના ભંડારને, અંતઃપુરને, શરીરને અને રાજકુંટુંબનો દ્રોહ કરનાર હોય તે રાજાના અપકારને લઇને કારાગૃહ કે દેશનિકાલ જેવી શિક્ષાનો પાત્ર બને છે, તેથી તે દીક્ષા આપવાને અયોગ્ય છે. ૮

૯ ઉન્મત્ત એટલે ગાંડો અથવા પ્રબળ મોહના ઉદયે કરીને અથવા ભૂતપ્રેતાદિથી પરવશ થયેલો હોય તે દીક્ષાને અયોગ્ય છે. તેવાને દીક્ષા આપવાથી કષ્ટ થવાનો સંભવ છે. અને તેથી સ્વાધ્યાય, ધ્યાન અને સંયમને સાધવામાં મોટી હાનિ થાય છે. ૯

૧૦ અદર્શન—એટલે આંધળો આ સ્થળે થીણદ્ધિ નિદ્રાવાળો ગ્રહણ કરવો અથવા અદર્શન એટલે સમક્તિ દૃષ્ટિ વગરનો પણ લેવો. એવા પુરૂષને દીક્ષા આપવાથી દૃષ્ટિના વિકલપણાને લઇને ષટ્ જીવ વિરાધના થવાનો સંભવ છે, તેમજ તે અંધપણાંથી કોઇ વિષમ સ્થાનમાં પડે તો તે આત્મ વિરાધના કરે છે, માટે તે દીક્ષાને યોગ્ય નથી. વળી તેનામાં થીણદ્ધિ નિદ્રા હોય તો તે કોઈ વખતે તેના આવેશથી કોઈ શ્રાવક અથવા સાધુને મારણાદિક કરે તો તેથી ભારે વિંટબના થઇ આવે કારણ કે, થીણદ્ધિ નિદ્રાના યોગથી

શરીરમા વાસુદેવથી અર્ધુ બળ પ્રાપ્ત થાય છે, તેથી તે પોતાના સામર્થ્યથી જગ પણ સહન કરી શકતો નથી. માટે તે સર્વથા દીક્ષાને અયોગ્ય છે ૧૦

૧૧ **દાસ** એટલે દાસીથી ઉત્પન્ન થયેલો, અથવા દુકાલ આદિ કારણથી નિર્ધન થયેલા કોઇ માણસ પાસેથી વેચાતો લીધેલો અથવા કર્જથી ગ્રહણ કરેલો એટલે લ્હેણામા લીધેલો તેવા દાસને દીક્ષા આપવી નહી કારણકે, તેને તેનો સ્વામી દીક્ષા મુકાવી લઈ જાય વગેરે કેટલા એક ઉપદ્રવો થવા સભવ છે ૧૧

૧૨ **દુષ્ટ** એટલે દૂષિત થયેલ તે દુષ્ટ બે પ્રકારના છે ૧ **કષાય દુષ્ટ** અને ૨ **વિષયદુષ્ટ.** જે અલ્પ કારણથી ઘણો કષાય કરે તે **કષાયદુષ્ટ** કહેવાય છે ગુરૂએ સર્ષપની ભાજી ગ્રહણ કરવાથી એક સાધુ ગીસાએલ હતો, એ સાધુ કષાયદુષ્ટ કહેવાય છે. જે પરસ્ત્રી વીગેરેમા અતિ લુબ્ધ થાય છે તે **વિષયદુષ્ટ** કહેવાય છે, તે કષાયદુષ્ટ અને વિષયદુષ્ટ બને સક્લેશવાળા અધ્યવસાયને લઈને દીક્ષા આપવાને અયોગ્ય છે ૧૨

૧૩ **મૂઢ** એટલે સ્નેહ અથવા અજ્ઞાન વગેરેના પરતત્રપણાથી વસ્તુના જ્ઞાનથી શૂન્ય એવો મૂઢ પુરૂષ કાર્યાકાર્યના વિવેકથી રહિત હોવાથી દીક્ષા આપવાને અયોગ્ય છે ૧૩

૧૪ **રુણાર્ત્ત** એટલે રાજા અથવા સાહુકારનો કર્જદાર તેને દીક્ષા આપવાથી વખતે રાજા પ્રમુખ તેને પકડાવી કદર્થના કરે માટે તેવો પુરૂષ દીક્ષાને અયોગ્ય છે ૧૪

૧૫ **જુગિત**—એટલે જાતિ, કર્મ અને શરીરથી દૂષિત એવો હલકી જાતનો પુરૂષ ચડાળ, ડોળી, મોચી, છીપા વગેરે જાતિજુગિત કહેવાય છે. મોર, કુકડા પોપટ વગેરેને પોષણ કરી વેચવા રાખનારા તથા વાસ, અને

દ્વાર ઉપર ચડી રમત કરી આજીવિકા કરનારા તેમજ શીકાર વગેરે નિંદિત કર્મ કરનારા વાઘરી વગેરે કર્મજુંગિત કહેવાય છે, અને જે કાને બુચા, બ્હેરા, લુલા, લંગડા, પાંગલા, કુબડા, કાણા અને ઠીંગણા પુરૂષો તે શરીરજુંગિત કહેવાય છે. એ જાતિજુંગિત, કર્મજુંગિત અને શરીરજુંગિત ત્રણે પ્રકારના પુરૂષો દીક્ષા આપવાને અયોગ્ય છે. કારણ કે, તેવાઓને દીક્ષા આપવાથી લોકોમાં નિંદા થાય છે. ૧૫

૧૬ અવબદ્ધ—એટલે પૈસો લેવા અથવા વિદ્યા ભણવા નિમિત્તે દીક્ષા લેવા આવનારો અથવા 'હું અમુક દિવસ સુધી તમારો છું' એવો કોઇ જાતનો ઠરાવ કરી આત્માને પરાધીન કરનારો તેવો પુરૂષ દીક્ષા આપવાને યોગ્ય નથી. કારણ કે, તેમાં કલહ વગેરે દોષ ઉત્પન્ન થવાનો સંભવ છે. ૧૬

૧૭ ભૃતક—એટલે રૂપીઆ આપીને અમુક મુદત સુધી નોકરી કરવાના ઠરાવથી રાખેલો પુરૂષ અર્થાત્ ભાડે લીધેલો. જ્યાં સુધી તેની અવધિનો કાલ સમાપ્ત ન થાય, ત્યાં સુધી એ પુરૂષ દીક્ષા આપવાને યોગ્ય નથી. ૧૭

૧૮ નિષ્ફેટિકા— એટલે માતા પિતા કે કોઇ વડિલે રજા આપી ન હોય તેવા પુરૂષને અપહરણ કરી દીક્ષા આપે તે નિષ્ફેટિકા નામે દોષ કહેવાય છે.

તેવા વડિલની રજા વગરના પુરૂષને દીક્ષા આપવી નહીં કારણ કે, તેવા પુરૂષને દીક્ષા આપવાથી તે માતા પિતાને કર્મના બંધનું કારણ થાય છે અને દીક્ષા આપનાર અદત્તાદાન પ્રમુખ દોષનું ભાજન બને છે.

આ પ્રમાણે અઢાર પ્રકારના પુરૂષો દીક્ષા આપવાને અયોગ્ય છે.

गुव्विणी बालवच्छा य पव्वावेउं न कप्पइत्ति ॥

સગર્ભા અને નાના છોકરાવાલી—એ બે પ્રકારની સ્ત્રી દીક્ષા આપવાને અયોગ્ય છે. કારણ કે, તેમાં પૂર્વની જેમ દોષ થવાનો સંભવ છે.

तथा—पंमए १ वाइए २ कीवे ३ कुंनी ४ ईसालु यत्तिय ५ ।
सउणी ६ तक्कम्मसेवी य ७ पक्खियापक्खिए इय ॥ ८ ॥ ८०० ॥

सोगधिए ए य आसत्ते १० एए दस नपुसगा ।
सक्खिट्टत्ति साहूणं पव्वावेउ अकप्पिया ॥ ८०१ ॥

---

૧ પડક, ૨ વાતિક, ૩ ક્લીબ, ૪ કુભી, ૫ ઇર્ષ્યાલુ, ૬ શકુનિ, ૭ તત્કર્મસેવી, ૮ પાક્ષિકાપાક્ષિક, ૯ સૌગધિક, ૧૦ આસક્ત—એ દશ પ્રકારના નપુસક જાણવા, તેઓ સક્લેશના કારણ હોવાથી દીક્ષા આપવાને યોગ્ય નથી ૮૦૧

દશ પ્રકારના નપુસકનુ એકસો નવમુ દ્વાર છે, તે કહે છે—

૧ પડક—તેનો સ્વભાવ સ્ત્રીઓના જેવો હોય અને આકાર પુરૂષના જેવો હોય તે પડક જાતનો નપુસક કહેવાય છે તે પડકના લક્ષણો આ પ્રમાણે શાસ્ત્રમા કહેલા છે

" महिलासहावो सरवन्ननेओ,
मींढ महत मउरा य वाणी ।
ससद्दय मुत्तामफेणय च
एआणि उप्पमगलरकणाणि ॥ १ ॥

સ્ત્રીના જેવો સ્વભાવ હોય એટલે મદગતિએ ચાલે, શકા સહિત પછવાડે જોતો જોતો આગળ ચાલે, શરીર શીતળ અને કોમળ હોય, તે સ્ત્રીની જેમ હાથને ઉછાળતો બોલે છે, વારવાર કેડે હાથ દઇ ચાલે છે, ઓઢવાનુ વસ્ત્ર ન હોય ત્યારે તે સ્ત્રીની જેમ બે હાથવડે હૃદયને ઢાકે છે, બોલતા બોલતા વિલાસ સહિત ભ્રુકુટીને ઉચી કરે છે, સ્ત્રીની જેમ કેશબધન કરે છે, વસ્ત્ર ઓઢે છે, આભૂષણોનુ બહુ માન કરે છે, સ્નાનાદિ ક્રિયા ગુપ્ત સ્થાનમા કરે છે પુરૂષોની સભામા ભય અને શકાથી બેસે છે, સ્ત્રીઓના સમૂહમા નિ શકપણે વર્તે છે અને સ્ત્રીજનને લાયક

એવા કામ કરવામાં પ્રીતિ રાખે છે. આવા સ્ત્રીના સ્વભાવને ધારણ કરનાર એ પંડક નપુંસકનું પ્રથમ લક્ષણ છે. ૨ તેના સ્વરમાં ભેદ હોય છે, ૩ શરીર સંબંધી વર્ણ, ગંધ, રસ, અને સ્પર્શ તે સ્ત્રી પુરૂષની અપેક્ષાએ વિલક્ષણ હોય છે, ૪ પુરૂષ ચિન્હ મોટું હોય છે, ૫ વાણી સ્ત્રીના જેવી કોમળ હોય છે, ૬ તેના મૂત્રમાં સ્ત્રીની જેમ ફીણ હોતું નથી અને મૂત્ર કરતી વખતે શબ્દ થાય છે—આ પ્રમાણે છ લક્ષણો પંડક નામના નપુંસકના છે.

૨ બીજો વાતિક નપુંસક છે, તે પોતાના અથવા કોઈ બીજા નિમિત્તથી પુરૂષ ચિન્હ સ્તબ્ધ થતાં સ્ત્રીસેવા કર્યા વિના તે વેદને ધારણ કરવાને સમર્થ થતો નથી. ૨

૩ ત્રીજો ક્લીબ—નામનો નપુંસક છે. તેના ચાર પ્રકાર છે, ૧ દૃષ્ટિક્લીબ, ૨ શબ્દક્લીબ, ૩ આલિંગનક્લીબ, અને ૪ નિમંત્રણક્લીબ. જે સ્ત્રીને નગ્ન જોઈ ક્ષોભ પામે તે દૃષ્ટિક્લીબ કહેવાય છે. સ્ત્રીના મુખના શબ્દો સાંભળી ક્ષોભ પામે તે શબ્દક્લીબ કહેવાય છે. જે સ્ત્રીને આલિંગન કરી ક્ષોભ પામે તે આલિંગનક્લીબ અને જે સ્ત્રીના નિમંત્રણથી કામાતુર થાય તે નિમંત્રણક્લીબ કહેવાય છે.

૪ કુંભી—નામે ચોથો નપુંસક છે. જેનું પુરૂષ ચિન્હ મોહના ઉત્કટપણાથી કુંભની પેઠે સ્તબ્ધ હોય અથવા વૃષણસ્તબ્ધ હોય તે કુંભી નપુંસક કહેવાય છે. અથવા કોઈ પુસ્તકમાં કુંભી એટલે કુંભના જેવા સ્તનવાલો એવો પણ અર્થ કરેલો છે. અર્થાત જે પુરૂષના સ્તન કુંભના જેવા હોય તે કુંભી નપુંસક કહેવાય છે. ૪

૫ પાંચમો ઇર્ષ્યાલુ નામે નપુંસક છે. બીજા પુરૂષે સેવન કરેલી સ્ત્રીને જોઈ ઈર્ષ્યા ઉત્પન્ન કરનારો પુરૂષ ઇર્ષ્યાલુ નપુંસક કહેવાય છે. એટલે પોતાનામાં સ્ત્રી ભોગવવાની શક્તિ નથી, તેથી બીજો સ્ત્રી ભોગવે તે ઉપર ઈર્ષ્યા કરે છે. તે ઇર્ષ્યાલુ નપુંસક કહેવાય છે. ૫

૬ છઠ્ઠો શકુનિ નામે નપુંસક છે. તે ચકલાની જેમ વેદના આવેશથી વારંવાર સ્ત્રીને સેવવામાં આસક્ત થયા કરે. ૬

૭ સાતમો **તત્કર્મસેવી** નામે નપુંસક છે તે મૈથુન સેવીને વેદના ઉગ્રપણાથી જિહ્વાવડે ચાટવા વગેરે નિંદ્ય કર્મ કરી પોતાને સુખ માનેછે. ૭

૮ આઠમો **પાક્ષિકાપાક્ષિક** નામે નપુસક છે. તેને શુક્લપક્ષમા અતિશય મોહનો ઉદય થાયછે અને કૃષ્ણપક્ષમા મોહ અલ્પ થાય છે તેથી પાક્ષિકા પાક્ષિક નપુસક કહેવાય છે ૮

૯ નવમો **સૌગંધિક** નપુસક છે, તે પોતાના લિંગને શુભ ગંધવાલુ જાણી સુધ્યા કરે છે. ૯

૧૦ દશમો **આસક્ત** નામે નપુસક છે તે વીર્યપાત થયા પછી પણ સ્ત્રીનુ આલિગન કરી તેણીની કાખ તથા ગુહ્યસ્થલ પ્રમુખ અંગમા પ્રવેશ કરી રહે છે. ૧૦

આ પંડક વગેરે દશ પ્રકારના નપુસકોની ઓલખ તે પુરૂષથી અથવા તેમના મિત્રો વગેરેના કહેવાથી જાણવામા આવે છે

અહિં કોઈ શંકા કરે કે, પ્રથમ પુરૂષમા નપુંસકો કહ્યા અને અહિં પણ કહ્યા ત્યારે તેમા અને આ કહ્યા, તેમા પરસ્પર શો વિશેષ છે? તેના ઉત્તરમા કહે છે કે, "પ્રથમ જે નપુંસકો કહ્યા, તે પુરૂષાકૃતિ નપુસક હતા અને જે અહિં કહેવામા આવ્યા, તે નપુસકાકૃતિ જાણવા એટલે જે પુરૂષાકૃતિ નપુસક હતા, તેને પુરૂષમા ગણેલા છે, અને સ્ત્રી આકૃતિ નપુસક હતા, તેને સ્ત્રીમા ગણ્યા છે

અહિં નપુંસક આકૃતિવાલા હતા, તેને નપુસકમા ગણ્યા છે. તેમને નગરદાહના જેવો ઉત્કટ કામ અને અધ્યવસાયને આશ્રીને તેમના ચિત્ત મલિન હોય છે, તેથી તેઓ દીક્ષાને અયોગ્ય ગણેલા છે.

તેને માટે નિશીથ ચૂર્ણિમા નીચે પ્રમાણે કહેલુ છે—

"इयाणिं नपुंसया दस ते पुरिसेसु चेव वुत्ता नपुसदारे जड जे पुरिसेसु वुत्ता ते चैव इहंपि किं कओ भेदो? भन्न इत हिं पुरिसागई इह गहण सेसपाणत्तवोंची । एव स्त्रीष्वपि वाच्यम् ॥"

" તે પુરૂષને વિષે દશ પ્રકારના નપુંસક કહ્યા છે, તે પુરૂષને વિષે કહેલા ભેદ નપુંસક સ્ત્રીને વિષે જાણી લેવા. અને અહિં પણ તે ભેદ કહ્યા, એમાં શો ભેદ કે પુરૂષાકૃતિનું અહિં નપુંસકભેદમાં ગ્રહણ કરવું એમ શેષમાં પણ જાણવું એટલે સ્ત્રી આકૃતિમાં સ્ત્રી નપુંસક ભેદનું અને નપુંસક આકૃતિમાં નપુંસક ભેદનું ગ્રહણ કરવું."

અહિં કોઇ શંકા કરે કે, શાસ્ત્રમાં સોલ પ્રકારના નપુંસકો કહ્યાં છે, તો અહિં દશ પ્રકારના કેમ કહ્યા ? તેના ઉત્તરમાં લખે છે કે, દશ પ્રકારના નપુંસક દીક્ષાને અયોગ્ય કહ્યા છે અને છ પ્રકારના નપુંસક દીક્ષાને યોગ્ય કહ્યા છે. તે વિષે શાસ્ત્રમાં નીચે પ્રમાણે કહ્યું છે—

" वद्धिए चिप्पिए चेव मंतओसहिओवाहए ।
इसिसत्ते देवसत्ते य पव्वावेज्ज नपुंसए ॥ १ ॥ "

૧ વર્દ્ધિતક—અંતઃપુરની રક્ષા માટે રાજાએ ઇંદ્રિયનો છેદ કરી નાજર કરેલો પુરૂષ.

૧ ચિપ્પિત એટલે જન્મ થતાંજ આંગલીઓના મર્દનથી જેના વૃષણ ગળાવ્યા હોય તેવો પુરૂષ.

એ બંનેને એમ કરવાથી નપુંસક વેદનો ઉદય થાય છે, અને કોઇને મંત્રની શક્તિથી અને કોઇને ઔષધની શક્તિથી પુરૂષવેદ હણાઇ ગયો હોય તે ત્રીજા અને ચોથા પ્રકારના નપુંસકો સમજવા.

૩ મંત્રોપહત એટલે મંત્રથી જેનો પુરૂષવેદ નાશ પામ્યો હોય તે.

૪ ઔષધ્યુપહત એટલે ઔષધથી જેનો પુરૂષવેદ નાશ પામ્યો હોયતે.

૫ પાંચમો ઋષિશપ્ત એટલે કોઇ ઋષિના શાપથી જેનો પુરૂષવેદ નાશ પામ્યો હોય તે.

૬ છઠો દેવશપ્ત એટલે કોઈ દેવનો શાપ થવાથી જેનો પુરૂષવેદ નાશ પામ્યો હોય તે.

એ છ પ્રકારના નપુંસકોને નિશીથ સૂત્રમાં કહેલા વિશેષ લક્ષણોનો સંભવે છે. તેથી તેઓ દીક્ષા લેવાને યોગ્ય છે. તે વિષે વિશેષ સ્વરૂપ નિશીથ સૂત્રના અધ્યયનથી જાણી લેવું. ૩૩

## तथा उचिते अनुज्ञापनेति ॥ ३४ ॥

उचितेऽनुचितविलक्षणे पिंडादौ अनुज्ञापना अनुजानतोऽनुमन्यमानस्य स्वयमेव गुरोर्द्रव्यस्वामिनो वा प्रयोजनम्। यथा अनुजानीत यूयं मम गृहीतुमेतदिति। अन्यथा अदत्तादानप्रसंगात् ॥ ३४ ॥

## तथा निमित्तोपयोग इति ॥ ३५ ॥

निमित्ते उचिताहारादेर्गृहीतुमभिलषितस्य शुद्ध्यशुद्धिसूचके शकुने साधुजनप्रसिद्धे प्रवृत्ते सति गम्यते उपजोग' आभोगः कार्यः। अत्र च निमित्ताशुद्धौ चैत्यवन्दनादिकुशलक्रियापूर्वकं निमित्तान्तरमन्वेषणीय एव यदि त्रीन् वारान् निमित्तशुद्धिर्न स्यात्तदा तद्दिने न तेन किञ्चिद् ग्राह्यम् यदिपरमन्यानीत भोक्तव्यमिति ॥ ३५ ॥

निमित्तशुद्धावपि—

---

## મૂલાર્થ—યોગ્ય વસ્તુને ગ્રહણ કરવાનીપ્રેરણા કરવી. ૩૪

ટીકાર્થ—અનુચિતથી વિલક્ષણ એવા યોગ્ય પિંડાદિ વસ્તુને ગ્રહણ કરવામા ગુરૂની અથવા તે દ્રવ્યના સ્વામીની આજ્ઞા માગવી એટલે તેમની આજ્ઞા માગવારૂપ પ્રયોજન રાખવુ જેમકે, 'આ વસ્તુ ગ્રહણ કરવાની તમે મને આજ્ઞા આપો' જો એમ ન કરે તો અદત્તાદાનનો પ્રસંગ આવે ૩૪

## મૂલાર્થ—શકુન પ્રમુખ નિમિત્તનો વિચાર કરવો. ૩૫

ટીકાર્થ—ઉચિત એવા આહારાદિક વગેરેને ગ્રહણ કરવાની ઈચ્છા રાખનાર શુદ્ધિ તથા અશુદ્ધિને જણાવનાર અને સાધુજનમા પ્રસિદ્ધ એવુ શુકન પ્રવર્તે ત્યારે વિચાર કરવો એટલે નિમિત્ત–શકુનશુદ્ધિ કરવી આ સ્થળે નિમિત્તની અશુદ્ધિ થાય તો ચૈત્યવંદનાદિક શુભ ક્રિયા કર્યા પછી પાછુ બીજુ જોવુ એમ ત્રણ વાર જો નિમિત્તની શુદ્ધિ ન થાય તો તે દિવસે સાધુએ કાંઇપણ ગ્રહણ ન કરવુ અને જો બીજાએ આપેલુ હોય તો તેનુ ભોજન કરવુ ૩૫

નિમિત્ત શુદ્ધ હોય તોપણ

अयोग्येऽग्रहणमिति ॥ ३६ ॥

अयोग्ये उपकाराकारकत्वेनानुचिते पिण्डादावग्रहणमनुपादानं कार्यमिति॥३६॥

तथा अन्ययोग्यस्य ग्रह इति ॥ ३७ ॥

अन्यस्यात्मव्यतिरिक्तस्य गुरुग्लानबालादेर्यद्योग्यमुपष्टम्भकत्वेनोचितं तस्य ग्रहो विधेय इति ॥ ३७ ॥

एवं च गृहीतस्य किं कार्यमित्याह ।

गुरोर्निवेदनमिति ॥ ३८ ॥

हस्तशताद्बहिर्गृहीतस्येर्यापतिक्रमणगमनागमनालोचनपूर्वकं हस्तशतमध्ये तु एवमेव निवेदनं गुरोः दायकहस्तमात्रव्यापारप्रकाशनेन लब्धस्य ज्ञापनं समर्पणं च कार्यमिति ॥ ३८ ॥

---

મૂલાર્થ—અયોગ્ય વસ્તુનું ગ્રહણ ન કરવું. ૩૬

ટીકાર્થ—અયોગ્ય એટલે ઉપકારનું અકરવાપણે કરીને અનુચિત એવા પિંડાદિકનું ગ્રહણ ન કરવું. ૩૬

મૂલાર્થ—બીજાને યોગ્ય એવી વસ્તુ ગ્રહણ કરવી. ૩૭

ટીકાર્થ—પોતા વિના બીજા જે ગુરૂ, ગ્લાન તથા બાલાદિકને ઉપકાર કરવામાં યોગ્ય હોય તેનું ગ્રહણ કરવું. ૩૭

એમ ગ્રહણ કરેલ વસ્તુનું શું કરવું? તે કહે છે.

મૂલાર્થ—ગ્રહણ કરેલી વસ્તુ ગુરૂમહારાજને નિવેદન કરવી. ૩૮

ટીકાર્થ—સો હાથ ઉપરાંત જઇ ગ્રહણ કરેલા આહારાદિકનું પ્રથમ જવા આવવાનું આલોયણ કરી પછી ગુરૂને તે નિવેદન કરવું. જો સો હાથની અંદરથી ગ્રહણ કરેલું હોય તો એમનું એમજ ગુરૂને નિવેદન કરવું. આપનાર માણસના કેવળ હાથના વ્યાપારને પ્રકાશ કરી એટલે જેના હાથથી જે વસ્તુ લાવવામાં આવી હોય, તે હકીકત જાહેર કરી ગુરૂને અર્પણ કરવી. ૩૮

अत एव।

**स्वयमदानमिति ॥ ३९ ॥**

स्वयमात्मनाऽदानं लब्धस्यान्यस्मै अवितरणं गुर्वायत्तीकृतत्वात्तस्य । ततो यदि गुरुः स्वयमेव कस्मैचित् यानादिकाय किंचिद्दापयति तदा सुन्दरमेव अथ कुतोऽपि व्यग्रतया न स्वयं ददाति किन्तु तेनैव दापयति तदा ॥ ३९ ॥

**तदाज्ञया प्रवृत्तिरिति ॥ ४० ॥**

तस्य गुरोराज्ञया निरोधेन प्रवृत्तिर्दाने कार्या ॥ ४० ॥

तत्र च।

**उचितच्छन्दनमिति ॥ ४१ ॥**

उचितस्य समानसंभोगयत्याद्देः साधोः न पुनरन्यस्य तं प्रति दानानधिकारित्वात्तस्य छन्दनं छन्दस्याभिलाषस्य अन्नादिग्रहणं प्रत्युत्पादनं कार्यं ॥४१॥

---

ગુરૂને નિવેદન કર્યું, તેથી કરીને

મૂલાર્થ—ગુરૂની આજ્ઞા વિના પોતાની મેલે કોઇને આપવું નહીં. ૩૯

ટીકાર્થ—પોતે પ્રાપ્ત કરેલી વસ્તુ બીજાને પોતાની મેલે ન આપવી કારણકે, તે વસ્તુ ગુરૂને સ્વાધીન કરેલી છે અને ગુરૂ પોતે જો કોઇ બાલક વગેરે ને કાંઇ આપે તો સારૂં અથવા ગુરૂ કોઇપણ કારણથી વ્યગ્રપણાને લઇને પોતે ન આપી શકે અને તે લાવનાર શિષ્યની પાસે અપાવે ત્યારે (શું કરવું ?)૩૯

મૂલાર્થ—ગુરૂની આજ્ઞાથી પ્રવૃત્તિ કરવી ૪૦.

ટીકાર્થ—ગુરૂની આજ્ઞાથી તે લાવેલી ભિક્ષાદિ, વસ્તુને વેંહેંચવામા પ્રવૃત્તિ કરવી. ૪૦

તે વસ્તુ આપવાના પ્રવૃત્તિને વિષે—,

મૂલાર્થ—યોગ્ય પુરૂષની નિમંત્રણા કરવી. ૪૧

ટીકાર્થ—પોતાની સાથે સરખી રીતે ભોગ લઇ શકે તેવા સાધ્વાદિક સાધુને અન્નાદિ ગ્રહણ કરવાની અભિલાષા ઉપજાવે કરાવી તેને તે વસ્તુ આપવી બીજાને ન આપવી, કારણકે, બીજાને આપવા તેને અધિકાર નથી ૪૧

ततो दत्तावशिष्टस्यान्नादे :—

**धर्मायोपभोग इति ॥ ४२ ॥**

धर्माय धर्माधारशरीरसंधारणद्वारेण धर्मार्थमेव च न पुनः शरीरवर्णवला-द्यर्थमपि उपभोग उपजीवनम् । तथा चार्षम् ।

" वेणय १ वेयावच्चे २ इरियट्ठाए ३ य संयमट्ठाए ४ तह पाणवत्तियाए ५ छट्ठं पुण धम्मचिंताए ६ ॥ १ ॥ ४२ ॥

**तथा विविक्तवसतिसेवेति ॥ ४३ ॥**

विविक्तायाः स्त्रीपशुपंडकविवर्जितायाः

वसतेराश्रयस्य सेवा परिभोगो विधेयः । अविविक्तायां हि वसतौ व्रतिनां ब्रह्मचर्यव्रतविलोपप्रसंग इति ॥ ४३ ॥

---

આપી રહ્યા પછી બાકી રહેલા અન્નનું શું કરવું ? તે કહે છે.

**મૂલાર્થ—ધર્મને અર્થે ઉપભોગ કરવો. ૪૨**

ટીકાર્થ—ધર્મને અર્થે એટલે ધર્મના આધારભૂત શરીરને ધારણ કરવારૂપ દ્વારે કરીને ધર્મસાધન કરવાને અર્થેજ અન્નાદિકનો ઉપભોગ કરવો. પરંતુ શરીરની સારી આકૃતિ તથા બલ વગેરેને અર્થે ઉપભોગ ન કરવો. તેને માટે શાસ્ત્રમાં લખેલું છે.

" ક્ષુધાની વેદના શમાવાને માટે, વૈયાવચ્ચ કરવાને માટે, ઇર્યા સમિતિ શોધવાને માટે, સંયમ ધારણ કરવાને માટે, પ્રાણ ધારણ કરવાને અર્થે અને છઠું ધર્મ ચિંતવવાને અથે અન્નાદિકનો ઉપભોગ કરવો." ૪૨

**મૂલાર્થ—એકાંતસ્થલમાં નિવાસ કરવો. ૪૩**

ટીકાર્થ—સ્ત્રી, પશુ અને નપુંસકથી રહિત એવા એકાંત સ્થાનનો ઉપભોગ કરવો. સ્ત્રી વગેરેથી સહિત એવા સ્થાનને વિષે વસવાથી વ્રતધારી પુરૂષોને બ્રહ્મચર્ય નાશ થવાનો પ્રસંગ આવે છે. ૪૩

अतएव ब्रह्मचर्यव्रतपरिपालनाय एतच्छेपगुप्तीरभिधातुं स्त्रीकथापरिहार इत्यादिविभूषापरिवर्जनमिति पर्यंतं सूत्राष्टकमाह।

**तत्र स्त्रीकथापरिहार इति ॥ ४४ ॥**

स्त्रीणां कथा स्त्रीकथा सा च चतुर्विधा जाति १ कुल २ रूप ३ नेपथ्य-भेदात्। तत्र जातिर्ब्राह्मणादिका तत्कथा यथा।

" धिक् ब्राह्मणीर्धवाभावे या जीवति मृता इव। धन्या शूद्रीजनैर्मान्या पतिलक्षेऽप्यनिंदिता" ॥ १ ॥

कुलं चौलुक्यबहुमानादि तत्कथा।

" अहो चौलुक्यपुत्रीणां साहसं जगतोऽधिकम्। विशंत्यग्नौ मृते पत्यौ याः प्रेमरहिता अपि" ॥ २ ॥

---

એ કારણથી બ્રહ્મચર્ય પાળવામા બાકી રહેલી ગુપ્તિઓને કહેવા માટે ' સ્ત્રી કથા પરિહાર ' એ સૂત્રથી માડી ' વિભૂષા પરિવર્જન ' ત્યા સુધીના આઠ સૂત્રો કહે છે—

**મૂલાર્થ—તેઓમા પ્રથમ સૂત્ર કહે છે કે, સ્ત્રી કથાનો ત્યાગ કરવો. ૪૪**

ટીકાર્થ—સ્ત્રીઓની કથા તે સ્ત્રી કથા. તે સ્ત્રી કથા ૧ જાતિ, ૨ કુલ, ૩ રૂપ અને ૪ વેષના ભેદથી ચાર જાતની છે તે જાતિ એટલે બ્રાહ્મણાદિક જાતિ, તેની કથા જેમકે,—

" બ્રાહ્મણોની સ્ત્રીઓને ધિક્કાર છે કે, જેઓ પતિનો અભાવ ( મૃત્યુ ) થયા પછી મરેલના જેવી થઈ જીવે છે શૂદ્રની સ્ત્રીને ધન્ય છે કે, જે લાખ પતિઓ છતા પણ લોકમાન્ય અને અનિંદિત કહેવાય છે." ૧

કુલ એટલે ચૌલુક્ય વગેરે તેનુ બહુ માનાદિ કરવુ, તે કુલકથા કહેવાય છે

" અહો ! ચૌલુક્ય વંશની પુત્રીઓનુ સાહસ જગતથી અધિક છે કે જેઓ પ્રેમ રહિત છતા પણ પતિ મૃત્યુ પામતા અગ્નિમા પ્રવેશ કરે છે." ૨

रूपं शरीराकारः तत्कथा ।

" अहो अंध्रपुरंध्रीणां रूपं जगति वर्ण्यते । यत्र यूनां दृशो लग्ना न मन्यंते परिश्रमम् "॥ ३ ॥

नेपथ्यं वस्त्रादिवेषग्रहः तत्कथा ।

" धिग्नारीरौदीच्या बहुवस्त्राच्छादितांगलतिकत्वात् । तद्यौवनं न यूनां चक्षुर्मोदाय भवति सदा" ॥ ४ ॥

तस्याः स्त्रीकथायाः परिहारः इति ॥ ४४ ॥

**निषद्यानुपवेशनमिति ॥ ४५ ॥**

निषद्यायां स्त्रीनिवेशस्थाने पट्टपीठादौ मुहूर्तं यावत् स्त्रीषूत्थितास्वपि

---

રૂપ એટલે શરીરનો આકાર, તેની કથા તે રૂપકથા કહેવાય છે.

" આ જગત્માં અંધ્રદેશ ( દક્ષિણ હિંદુસ્તાન ) ની સ્ત્રીઓનું રૂપ આશ્ચર્યપણે વર્ણનીય છે. જેમાં લગ્ન થયેલી યુવાન પુરૂષોની દૃષ્ટિઓ પોતાના પરિશ્રમને પણ જાણતી નથી." ૩

નેપથ્ય એટલે વસ્ત્રાદિ વેષ તેની કથા તે નેપથ્યકથા કહેવાય છે. જેમકે,

ઉત્તર દિશાની સ્ત્રીઓને ધિક્કાર છે કે, જેઓ ઘણાં વસ્ત્રોથી પોતાના અંગરૂપ લતાને આચ્છાદિત કરનારી હોવાથી તેમનું યૌવન હમેશાં યુવાન પુરૂષોના નેત્રને આનંદને માટે થતું નથી, એટલે ઘણું શરીર ઢાંકવાથી તેમની યૌવન અવસ્થા પુરૂષના જોવાના ઉપયોગમાં આવતી નથી. ૪

તેવી સ્ત્રીકથાનો ત્યાગ કરવો. ૪૪

**મૂલાર્થ—સ્ત્રીના આસન ઉપર બેસવું નહીં. ૪૫**

ટીકાર્થ—પાટલા પ્રમુખ સ્ત્રીને બેસવાની વસ્તુને વિષે સ્ત્રી ઉઠી ગયા પછી બેઘડી સુધી સાધુએ બેસવું નહીં. કારણ કે, તત્કાલ સ્ત્રીના આસન

अनुपवेशन कार्य । सत्य एव स्त्रीनिषद्योपवेशने साधोस्तच्छरीरसयोगसंक्रांतोष्म-स्पर्शवशेन मनोविश्रोतसिकादोषसम्भवात् ॥ ४५ ॥

इंद्रियाप्रयोग इति ॥ ४६ ॥

इंद्रियाणा चक्षुरादीना कथचिद्विषयभावापन्नेष्वपि गुह्योरुवदनकक्षास्तनादिषु स्त्रीशरीरावयवेषु अप्रयोगोऽव्यापारणं कार्य पुनस्तन्निरीक्षणाद्यर्थ नयत्नः कार्यः ॥ ४६ ॥

कुड्यांतरदांपत्यवर्जनमिति ॥ ४७ ॥

कुड्य भित्तिस्तदंतर व्यवधान यस्य तत्तथा दापत्य दयितापतिलक्षण युगल कुड्यातर च दापत्य चेति समासः । तस्य वर्जन वसतौ स्वाध्यायध्यानादौ च न तत्र स्यातव्य यत्र कुड्यातर दापत्यं भवतीति ॥ ४७ ॥

---

ઉપર બેસવાથી સ્ત્રીના શરીરના સયોગથી ઉત્પન્ન થયેલા બાફ ( ગરમી ) ના સ્પર્શને લીધે સાધુના મનને વિશ્રોતસિકા ( વિહ્વલપણા ) નો દોષ લાગવાનો સભવ છે ૪૫

મૂલાર્થ—સ્ત્રીના શરીરમા ઇંદ્રિયોનો પ્રવેશ ન કરવો. ૪૬

ટીકાર્થ—નેત્ર વગેરે ઇંદ્રિયોને કોઇ પ્રકારે વિષય ભાવને પામેલા એવા સ્ત્રીના શરીરના ગુહ્ય, સાથળ, મુખ, કાખ અને સ્તન વગેરે અવયવો જોવામા વ્યાપાર ન કરવો એટલે તેને નીરખવાને માટે યત્ન ન કરવો ૪૬

મૂલાર્થ—જેમાં એક ભીંતને આંતરે સ્ત્રીપુરૂષનુ જોડુ હોય એવા સ્થાનનો ત્યાગ કરવો. ૪૭

ટીકાર્થ—એક ભીંતને આતરે રહેલા એવા સ્ત્રી પુરૂષના જોડાનો ત્યાગ કરવો જે વસતિમા ભીંતના આતરામા દપતિ વસતા હોય તેવી વસતિમા સ્વાધ્યાય ધ્યાન વગેરે કરવાને સાધુએ રહેવુ નહીં ૪૭

पूर्वक्रीडितास्मृतिरिति ॥ ४८ ॥

पूर्वं प्रव्रज्याप्रतिपत्तिकालात्प्राक् क्रीडितानां प्रौढप्रमोदप्रदप्रमदाप्रसंगप्रभृतिविलसितानामस्मृतिरस्मरणं अयं च भुक्तभोगान् प्रत्युपदेश इति ॥ ४८ ॥

प्रणीताभोजनमिति ॥ ४९ ॥

प्रणीतस्य अतिस्निग्धस्य गलत्स्नेहबिन्दुलक्षणस्याहारस्याभोजनमनुपजीवनमिति ॥ ४९ ॥

अतिमात्राभोग इति ॥ ५० ॥

अप्रणीतस्याप्याहारस्यातिमात्रस्य द्वात्रिंशत्कवलादिशास्त्रसिद्धप्रमाणातिक्रांतस्याभोगोऽभोजनम् ॥ ५० ॥

---

મૂલાર્થ—સ્ત્રી સાથે જે પ્રથમ ક્રીડા કરી હોય તેનું સ્મરણ ન કરવું. ૪૮

ટીકાર્થ—દીક્ષા લીધા પહેલા અતિશય પ્રમોદને આપનાર સ્ત્રી સાથેના પ્રસંગ વગેરે વિલાસોનું સ્મરણ ન કરવું. સ્ત્રીનો ભોગ ભોગવ્યા પછી સાધુ થયેલા પુરૂષો પ્રત્યે આ ઉપદેશ છે. ૪૮

મૂલાર્થ—અતિ સ્નિગ્ધ ( ચીકણા ) આહારનું ભોજન ન કરવું. ૪૯

ટીકાર્થ—અતિ સ્નિગ્ધ એટલે ઘી વગેરેના બિંદુ જેમાંથી ટપકે છે એવા રસબસ આહારનો ત્યાગ કરવો. અર્થાત્ તેવા આહારથી પોતાનું ઉપજીવન ન કરવું. ૪૯

મૂલાર્થ—અતિશય આહારનો ભોગ ન કરવો. ૫૦

ટીકાર્થ—અતિ સ્નિગ્ધ ન હોય તોપણ તે આહાર અતિશય ન કરવો. બત્રીશ કોલીયા લેવા વગેરે જે શાસ્ત્રમાં આહાર કરવાનું પ્રમાણ છે, તેનાથી અધિક આહાર ન કરવો. ૫૦

विभूषापरिवर्जनमिति ॥ ५१ ॥

विभूषायाः शरीरोपकरणयोः शृंगारलक्षणायाः परिवर्जनमिति । एतेषां च स्त्रीकथादीनां नवानामपि भावानां मोहोद्रेकहेतुत्वान्निषेधः कृत इति ॥५१॥

तथा तत्त्वाभिनिवेश इति ॥ ५२ ॥

तत्त्वे सम्यक् दर्शनज्ञानचारित्रानुसारिणि क्रियाकलापे अभिनिवेशः शक्यकोटिमागते कर्तुमत्यतादरपरता अन्यथा तु मनःप्रतिबन्ध एव कार्यः ॥ ५२ ॥

तथायुक्तोपधिधारणेति ॥ ५३ ॥

युक्तस्य शास्त्रप्रसिद्धप्रमाणसमन्वितस्य लोकपरिवादाविषयस्य स्वपरयोरागानुत्पादकस्य उपधेर्वस्त्रपात्रादिलक्षणस्य धारणा उपभोगः उपलक्षणत्वात्परिभो-

મૂલાર્થ—શ્રૃંગારનો ત્યાગ કરવો. ૫૧

ટીકાર્થ—વિભૂષા એટલે શરીર તથા ઉપકરણની શોભા, તેને ન કરવી. એ પ્રથમ કહેલા સ્ત્રીકથા વગેરે નવ ભાવનો ત્યાગ કરવો તે મોહના અતિશયપણાનું કારણ હોવાથી તેમનો નિષેધ કરેલો છે. ૫૧

મૂલાર્થ—તત્ત્વને વિષે અતિ આદર કરવો. ૫૨

ટીકાર્થ—તત્ત્વ એટલે સમ્યગ્ દર્શન, જ્ઞાન, અને ચારિત્રને અનુસરનારી ક્રિયાઓમાં અભિનિવેશ કરવો એટલે પોતાની શક્તિ પ્રમાણે થઇ શકે એવા ક્રિયાકલાપને વિષે અતિ આદર રાખવો. અન્યથા ન કરી શકાય એવા ક્રિયાના અનુષ્ઠાનમાં મનનો પ્રતિબંધ કરવો, 'એટલે અશક્ય અનુષ્ઠાનને હું ક્યારે કરીશ' એમ મનથી નિશ્ચય ભાવ ભાવવો. ૫૨

મૂલાર્થ—ઘટે તેવી ઉપધિ ધારણ કરવી ૫૩

ટીકાર્થ—ઘટે તેવી એટલે શાસ્ત્રમાં પ્રસિદ્ધ એવા પ્રમાણવાળી અને લોકાપવાદ ન લાગે તેવી અને પોતાને તથા પરને જેથી રાગ ઉત્પન્ન ન થાય એવી વસ્ત્ર પાત્ર વગેરે ઉપધિને ધારણ કરવી. *ઉપલક્ષણથી તે ઉપધિનો

* ઉપભોગ કરવા યોગ્ય છતાં અધિક મળ્યું કરવાથી સંયમને બાધા થતી હોય તો તેનો ત્યાગ કરવો.

गश्च गृह्यते । यथोक्तम्—

" धारणया उवभोगो परिहरणा होइ परिभोगो " ॥ ५३ ॥

**तथा मूर्छात्याग इति ॥ ५४ ॥**

मूर्छाया अभिष्वंगस्य सर्वत्र बाह्येऽर्थेऽभ्यंतरे च शरीरबलादौ वर्जनम् ॥५४॥

**तथा अप्रतिबद्धविहरणमिति ॥ ५५ ॥**

अप्रतिबद्धेन देशग्रामकुलादावमूर्छितेन विहरणं विहारः कार्यः ॥५५॥

**तथा परकृतबिलवास इति ॥ ५६ ॥**

परैरात्मव्यतिरिक्तैः कृते स्वार्थमेव निष्पादिते बिल इव बिले असंस्करणीयतया उपाश्रये वासः ॥ ५६ ॥

---

ત્યાગ પણ ગ્રહણ કરાય છે. તેને માટે કહ્યું છે કે,—

" વસ્ત્ર પાત્રાદિકને ધારણ કરવાથી ઉપભોગ કહેવાય છે અને તેનો ત્યાગ કરવાથી પરિભોગ કહેવાય છે. " ૫૩

**મૂલાર્થ—મૂર્છાનો ત્યાગ કરવો. ૫૪**

**ટીકાર્થ**—સર્વ બાહ્ય તથા આભ્યંતર એવા શરીરબલ વગેરેમાં મૂર્છાનો ત્યાગ કરવો. ૫૪

**મૂલાર્થ—અપ્રતિબંધપણે વિહાર કરવો. ૫૫**

**ટીકાર્થ**—દેશ, ગ્રામ તથા કુલ વગેરેમાં મૂર્છા રહિતપણે વિહાર કરવો. ૫૫

**મૂલાર્થ—બીજા પુરૂષે પોતાને માટે કરેલા સ્થાનમાં નિવાસ કરવો. ૫૬**

**ટીકાર્થ**—પોતાથી બીજા એટલે ગૃહસ્થોએ પોતાને માટે કરેલા ( સાધુ નિમિત્ત કરેલ ન હોય તેવા ) બિલ—સ્થાનમાં નિવાસ કરવો. બિલ એટલે સર્પને રહેવાનું દર, તેની જેમ સંસ્કાર ( સુધારો વધારો ) કરવા યોગ્ય ન હોય તેવા ઉપાશ્રયમાં વાસ કરવો. ૫૬

तथा अवग्रहशुद्धिरिति ॥ ५७ ॥

अवग्रहाणां देवेन्द्र-राज-गृहपति-शय्यातर-साधर्मिकाणामनुज्ञाग्राह्यलक्षणानां शुद्धिस्तदनुज्ञया परिभोगलक्षणा कार्या । ५७

मासादिकल्प इति ॥ ५८ ॥

---

મૂલાર્થ—સ્થાનનો અટકાવ મટાડીને નિવાસ કરવો ૫૭

ટીકાર્થ—અવગ્રહ એટલે પોતાના તાબામા કરેલી ભૂમિ, તેની શુદ્ધિ કરવી એટલે તે ભૂમિના ધણી પાસેથી તે માગી લેવી તે અવગ્રહ પાચ પ્રકારના છે

૧ દેવેદ્રનો અવગ્રહ એટલે દક્ષિણ દિશાના પતિ સૌધર્મેદ્રની ભરતક્ષેત્રના મુનિએ આજ્ઞા લેવી તે પછી તેમા વાસ કરવો

૨ રાજાનો અવગ્રહ એટલે ભરતક્ષેત્રના સ્વામી છ ખડ નાયક ભરતચક્રવર્તી તેનો અવગ્રહ લેવો—તેની પાસેથી વસવાને માગી લેવુ

૩ ગૃહપતિનો અવગ્રહ એટલે દેશમ ડલના નાયકના અવગ્રહને વિષે વસનાર સાધુએ તેની આજ્ઞા લેવી

૪ શય્યાતર—ગૃહસ્થનો અવગ્રહ એટલે ગૃહસ્વામીની આજ્ઞા લઇ તેના ઘરમા વાસ કરવો.

૫ સાધર્મિકનો અવગ્રહ એટલે ગુરુ—આચાર્ય ઉપલક્ષણથી ઉપાધ્યાય વગેરે જે નગર કે ગામમા ચાતુર્માસ્ય ગયા હોય તેની આસપાસ પાચ કોશ સુધીના ક્ષેત્રનો તેણે અવગ્રહ લીધો છે, તેથી ત્યા વસવાને તેમની આજ્ઞા લેવી

આ પ્રમાણે પાચ અવગ્રહની શુદ્ધિ કરવી, એટલે ધણીઆતા સ્થાનમા તેમના ધણી પાસેથી આજ્ઞા માગી તેનો પરિભોગ કરવો અર્થાત્ ત્યા રહેવુ ૫૭

મૂલાર્થ—માસાદિ કલ્પ પ્રમાણે વિહાર કરવો. ૫૮

मासः प्रतीतरूप एव आदिशब्दाच्चतुर्मासी गृह्यते ततो मासकल्पश्चतुर्मासीकल्पश्च कार्यः ॥ ५८ ॥

यदा तु दुर्भिक्षक्षितिपतिविग्रहजंघाबलक्षयादिभिर्निमित्तैः क्षेत्रविभागेन मासादिकल्पः कर्तुं न पार्यते तदा किं कर्त्तव्यमित्याह ।

**एकत्रैव तत्क्रियेति ॥ ५९ ॥**

एकस्मिन्नेव मासकल्पादियोग्यक्षेत्रे वसत्यन्तरविभागेन वीथ्यन्तरविभागेन च सर्वथा निरवकाशतायां संस्तारकभूमिपरिवर्त्तेन तत्क्रिया मासादिकल्पक्रियेति। अत एव पठ्यते ।

---

ટીકાર્થ—માસ એ શબ્દનો અર્થ પ્રતીતજ છે, આદિ શબ્દથી ચાતુર્માસીનું ગ્રહણ કરવું, એટલે માસકલ્પ અને ચાતુર્માસીકલ્પ પ્રમાણે વિહાર કરવો. ૫૮

જ્યારે દુકાલ પડ્યો હોય, રાજાઓને માંહેમાંહી યુદ્ધ ચાલતું હોય અને જંઘાબલ એટલે પગે ચાલી વિહાર કરવાનું બલ ક્ષીણ થયું હોય ઇત્યાદિ કારણોને લઇને ક્ષેત્ર વિભાગે કરી માસાદિકલ્પ કરવાને સમર્થ ન થવાય ત્યારે શું કરવું ? તે કહે છે.

**મૂલાર્થ—એકજ ક્ષેત્રને વિષે માસ કલ્પાદિકની ક્રિયા કરવી. ૫૯**

ટીકાર્થ—એકજ એટલે માસ કલ્પાદિ કરવા યોગ્ય એવા ક્ષેત્રને વિષે જે સ્થાનમાં પોતે વસતા હોય તેનાથી બીજા સ્થાનમાં નિવાસ કરવા રૂપ વિભાગે કરીને અથવા જે શેરીમાં રહેતા હોય તેથી બીજી શેરીમાં રહેવારૂપ વિભાગે કરીને માસકલ્પાદિક ક્રિયા કરવી. સર્વથા એમ કરવાનો અવકાશ ન મળે તો એક યોગ્ય સ્થાનને વિષે રહી સંથારા ભૂમિનું પરિવર્તન કરવું એટલે જે સંથારા ભૂમિમાં પોતે માસકલ્પ કર્યો હોય તે ભૂમિને છોડીને બીજી ભૂમિમાં બીજો માસકલ્પ કરવો, એ પ્રમાણે માસાદિ કલ્પની ક્રિયા કરવી તેને માટે શાસ્ત્રમાં કહ્યું છે કે,

" सयारपराचतं अभिग्गह चेव चित्तम्मि तु । एतो चरित्तिणो इह विहारपडिमाइसु करति " ॥ ५९ ॥

तत्र च सर्वत्राममत्वमिति ॥ ६० ॥

सर्वत्र पीठफलकादौ नित्यवासोपयोगिनि अन्यस्मिंश्चाममत्वममीकार इति ॥ ६० ॥

तथा निदानपरिहार इति ॥ ६१ ॥

निनरा दीयते लूयते सम्यग्दर्शनमपञ्चरहुलमूलजालो ज्ञानादिविषयविशुद्धविनयविधिसमुद्धरस्कन्धो विहितावदातदानादिनेदशाखोपशाखावचितो नि-

---

"આ જિન શાસનમા રહેવા એવા ચારિત્રવાની મુનિ વિહાર તથા પરિ-મા ઇત્યાદિકને વિષે ઉત્કટ અવાનનુ પરાવર્તન કરે છે અને નાના પ્રકારના અભિગ્રહો કરે છે."૧ ૫૯

મૂલાર્થ—જ્યા રહેવુ ત્યા સર્વ વસ્તુને વિષે મમત્વભાવ ન રાખવો. ૬૦

ટીકાર્થ—સર્વત્ર એટલે વૃદ્ધાવસ્થાદિ કારણને લઈને નિત્ય વાસ કરવો પડયો હોય તો તેને ઉપયોગી પીઠ, પાટીયુ વગેરે વસ્તુઓમા તથા ગામ નગર વગેરે બીજી વસ્તુઓમા મમતા ન રાખવી, 'આ મારૂ છે' એવો ભાવ ન રાખવો ૬૦

મૂલાર્થ—નિયાણાનો ત્યાગ કરવો. ૬૧. |

ટીકાર્થ—નિ એટલે દમેના દીયતે એટલે છેદાય ધર્મરૂપી વૃક્ષ જેના-થી તે નિદાન કહેવાય છે. તે ધર્મરૂપી કલ્પવૃક્ષ સમ્યગ્ દર્શનના વિસ્તારરૂપી મૂળીઆના જાળાવાળુ છે, જ્ઞાનાદિ વિષય અને વિશુદ્ધ વિનયવિધિરૂપ તેના થડીઆ છે. ગદ દાનાદિકના ભેદરૂપી તેની શાખા અને ઉપશાખા છે, દેવ તથા મનુષ્યભવમા ઉત્પન્ન થયેલ ઉત્કૃષ્ટ સપત્તિરૂપ પુષ્પોથી તે વ્યાપ્ત છે,

रतिशयसुरनरजवप्रजवसंपत्तिप्रसूनाकीर्णोऽनन्यजन्यर्णीकृतनिखिलव्यसनव्याकुल-शिवालयशर्मफलोल्बणो धर्मकल्पतरुरनेन सुरर्ध्याशंसनपरिणामपरशुनेति निदानं तस्य परिहारः अत्यन्तदारुणपरिणामत्वाचस्य । यथोक्तम् ।

"यः पालयित्वा चरणं विशुद्धं
करोति नोगादिनिदानमज्ञः ।
ही वर्द्धयित्वा फलदानदक्षं
स नन्दनं नस्मयते वराकः" ॥ १ ॥ ६१

तर्हि किं कर्त्तव्यमित्याह ।

**विहितमिति प्रवृत्तिरिति ॥ ६२ ॥**

विहितं कर्त्तव्यतया नगवता निरूपितमेतदिति । एवं सर्वत्र धर्मकार्ये प्रवृत्तिः ॥ ६२ ॥

**तथा विधिना स्वाध्याययोग इति ॥ ६३ ॥**

---

અને જેની પાસે સર્વ દુઃખો આવતા નથી એવા મોક્ષસ્થાન સંબંધી સુખરૂપ ફળથી વ્યાપ્ત છે. તે ધર્મરૂપી કલ્પવૃક્ષને દેવઋદ્ધિની ઇચ્છાના પરિણામ રૂપી ફરશીથી નાશ કરે તે નિદાન (નિયાણું) કહેવાય છે. તે નિદાનનો ત્યાગ કરવો, કારણકે, તેનું પરિણામ અત્યંત દારૂણ ફળવાળું છે. તેને માટે શાસ્ત્રમાં આ પ્રમાણે કહેલું છે.

"જે અજ્ઞપુરૂષ શુદ્ધ ચારિત્રને પાળી ભોગાદિકનું નિયાણું કરે છે, તે મંદ પુરૂષ ફળદાન કરવામાં દક્ષ એવા નંદન વનને ઉછેરી તેને ભસ્મ કરે છે." ૧–૬૧

ત્યારે શું કરવું ? તે કહે છે.

**મૂલાર્થ—શાસ્ત્રમાં કહેલું છે, એમ ધારીને પ્રવૃત્તિ કરવી. ૬૨**

**ટીકાર્થ**—'ભગવાને કર્ત્તવ્યપણાથી આ નિરૂપણ કરેલું છે' એમ ધારી સર્વ ધર્મ કાર્યોમાં પ્રવૃત્તિ કરવી. ૬૨

**મૂલાર્થ—વિધિવડે સ્વાધ્યાયનો યોગ રાખવો. ૬૩.**

विधिना कालविनयाद्याराधनरूपेण स्वाध्यायस्य वाचनादेर्योगो व्यापारण-मिति ॥ ६३ ॥

तथावश्यकापरिहाणिरिति ॥ ६४ ॥

आवश्यकाना स्वकाले नियमात्कर्तव्यविशेषाणा प्रत्युपेक्षणादीना अपरि-हाणिरभ्रंशः इह च प्रधानं साधुलिंग । तथा च दशवैकालिकनिर्युक्तिः ।

" संवेगो निर्वेओ विसयविवेगो सुसीलसंसग्गी । आराहणा तवो ना-णदसणचरित्तविणओ य ॥ १ ॥

खतीयमद्दवज्जव मुत्ताया दीणया तितिक्खा य । आवस्सगपरिसुध्दी य लिंगाइ पयाइ " ॥ २ ॥ ६४

---

ટીકાર્થ—વિધિ એટલે અમુક કાળે ભણવું, અમુક પ્રકારના વિનયથી વાચના લેવી ઇત્યાદિ આરાધના કરવાનો પ્રકાર તેનો યોગ કરવો એટલે તેમાં પ્રવર્તવું. ૬૩

મૂલાર્થ—અવશ્ય કરવા યોગ્ય કાર્યની હાનિ ન કરવી. ૬૪

ટીકાર્થ—આવશ્યક એટલે પોતાને સમયે નિયમથી કરવા યોગ્ય એવા પડિલેહણા વગેરે કર્ત્તવ્યો તેમની હાનિ ન કરવી આ આવશ્યકની અપરિહાનિ કરવી તે સાધુનુ મુખ્ય લિંગ છે, તેને માટે દશવૈકાલિક સૂત્રની નિર્યુક્તિમા આ પ્રમાણે લખ્યુ છે

"સંવેગ (મોક્ષાભિલાષ) કરવો, નિર્વેદ (સંસારથી વૈરાગ્ય) પામવો, હેય-ઉપાદેય વિષયનો વિભાગ કરવો, સારા શીલવત સાધુનો સંસર્ગ કરવો, જ્ઞાનાદિ ગુણોની આરાધના કરવી, બાહ્ય અને આભ્યંતર એ બે પ્રકારનુ તપ કરવું, જ્ઞાન, દર્શન તથા ચારિત્રનો વિનય કરવો, ક્ષમા રાખવી, માનનો ત્યાગ કરવો, આર્જવ-માયાનો ત્યાગ કરવો, લોભનો ત્યાગ કરવો દીનતા છોડવી, પરિષહો ઉપસર્ગાદિ સહેવા, અને આવશ્યક-અવશ્ય કરવા યોગ્ય ધર્માનુષ્ઠાનની શુદ્ધિ કરવી એ સાધુઓના લિંગ કહેવાય છે" ૧-૨ ૬૪

**तथा यथाशक्तितपःसेवनमिति ॥ ६५ ॥**

यथाशक्ति तपसोऽनशनादेः सेवनमाचरणं । यथोक्तम् ।

कायो न केवलमयं परितापनीयो मिष्टैरसैर्बहुविधैर्न च लालनीयः । चित्तेन्द्रियाणि न चरन्ति यथोत्पथेन वश्यानि येन च तदाचरितं जिनानाम् ॥ १ ॥ ६५

**तथा परानुग्रहक्रियेति ॥ ६६ ॥**

परेषां स्वपक्षगतानां च जन्तूनां महत्या करुणापरायणपरिणामितया अनुग्रहकरणं ज्ञानाद्युपकारसंपादनमिति ॥ ६६ ॥

**तथागुणदोषनिरूपणमिति ॥ ६७ ॥**

सर्वत्र विहारादौ कर्त्तव्ये गुणदोषयोर्निरूपणं कार्यम् ॥ ६७ ॥

**ततो बहुगुणे प्रवृत्तिरिति ॥ ६८ ॥**

---

મૂલાર્થ—પોતાની શક્તિ પ્રમાણે તપનું સેવન કરવું.૬૫

ટીકાર્થ—પોતાની શક્તિ પ્રમાણે અનશન વગેરેતપનું આચરણ કરવું તેને માટે કહ્યું છે કે,

" આ શરીર કેવલ તપવડે પરિતાપવાળું થાય એમ પણ ન કરવું, તેમ વિવિધ જાતનાં મિષ્ટ રસોથી તેનું લાલન પણ ન કરવું, જેથી ચિત્ત અને ઈંદ્રિયો ઉન્માર્ગે ન ચાલે અને વશ થઇ રહે એવું શ્રી જિન પરમાત્માનું આચરેલું તપ છે તેથી તે પ્રમાણે જિન પરમાત્માએ તપ કરવાનું કહ્યું છે." ૧ ૬૫

મૂલાર્થ—બીજાનો અનુગ્રહ થાય તેવી ક્રિયા કરવી.૬૬

ટીકાર્થ—પોતાના અને પરના પક્ષના પ્રાણીઓને મોટી કરૂણાના પરિણામે કરીને અનુગ્રહ કરવો એટલે તેમનો જ્ઞાનાદિ વડે ઉપકાર કરવો.૬૬

મૂલાર્થ—સર્વ ક્રિયાને વિષે ગુણદોષની ગવેષણા કરવી.૬૭

ટીકાર્થ—વિહાર વગેરે સર્વ કર્તવ્યમાં ગુણદોષની ગવેષણા કરવી.૬૭

મૂલાર્થ—જે બહુ ગુણવાલી ક્રિયા હોય તેમાં પ્રવૃત્તિ કરવી.૬૮

यद्बहुगुणं उपलक्षणत्वात्केवलगुणमयं वा कार्यमाभासते तत्र प्रवर्तितव्यम् ॥ ६८ ॥

तथा क्षान्तिमार्दवमार्जवमलोभतेति ॥ ६९ ॥

एते क्षान्त्यादयश्चत्वारोऽपि कषायचतुष्टयप्रतिपक्षभूताः साधुधर्ममूलभूमिकास्तद्रूपाः नित्यं कार्या इति ॥ ६९ ॥

अत एव ।

क्रोधाद्यनुदय इति ॥ ७० ॥

क्रोधादीनां चतुर्णां कषायाणामनुदयो यत्नत एवानुत्थानम् ॥ ७० ॥

तथा वैफल्यकरणमिति ॥ ७१ ॥

---

ટીકાર્થ—જે કાર્ય બહુ ગુણવાળું હોય ઉપલક્ષણથી કેવળ ગુણમય હોય તેને વિષે પ્રવૃત્તિ કરવી, એટલે જેમાં દોષ ઘણા હોય અને ગુણ થોડા અથવા કેવળ દોષ જણાતા હોય તેવા કાર્યમાં પ્રવૃત્તિ ન કરવી ૬૮

મૂલાર્થ—ક્ષાંતિ, માર્દવ, આર્જવ અને નિર્લોભતા રાખવી. ૬૯

ટીકાર્થ—એ ક્ષાંતિ વગેરે ચાર, કષાયના શત્રુરૂપ છે ક્રોધનો શત્રુ ક્ષમા, માનનો શત્રુ માર્દવ, માયાનો શત્રુ આર્જવ (સરલતા) અને લોભનો શત્રુ નિર્લોભતા તે ચારે સાધુ ધર્મની મૂળ ભૂમિકા—આધારરૂપ છે, માટે તેમને નિરંતર રાખવા ૬૯

એ ક્ષમાદિક નિત્ય રાખવા કહ્યા છે, તેથી—

મૂલાર્થ—ક્રોધાદિકનો ઉદય ન થાય તેવો યત્ન કરવો ૭૦

ટીકાર્થ—ક્રોધાદિ ચાર કષાયોનો ઉદય ન થાય એટલે યત્નથી જે તેમનું ઉઠવાપણું ન થાય તેમ કરવું ૭૦

મૂલાર્થ—ઉદય પામેલા ક્રોધાદિકને નિષ્ફળ કરવા ૭૧

वैफल्यस्य विफलभावस्य कथंचिदुदयप्राप्तानामपि क्रोधादीनां करणं क्रोधादीनामुदये यच्चिन्तितं कार्यं तस्याकरणेन क्रोधाद्युदयो निष्फलः कार्यः इतिभावः । एवं च कृते पूर्वोक्ताः क्षान्त्यादय आसेविता भवन्ति ॥ ७१ ॥

क्रोधाद्यनुदयार्थिना च यत्कार्यं तदाह ।

**विपाकचिन्तेति ॥ ७२ ॥**

विपाकस्य क्रोधादिकषायफलस्य चिन्ता विमर्शो विधेयः । यथा ।

"क्रोधात्प्रीतिविनाशं
मानाद्विनयोपघातमाप्नोति ।
शाठ्यात्प्रत्ययहानिं
सर्वगुणविनाशनं लोभात् " ॥ १ ॥

इति ॥ ७२ ॥

**तथा धर्मोत्तरो योग इति ॥ ७३ ॥**

---

ટીકાર્થ—કોઈ પ્રકારે ઉદય પામેલાં ક્રોધાદિકને નિષ્ફલ કરવા એટલે ક્રોધાદિ ઉત્પન્ન થતાં જે ધાર્યું હોય તે ન કરવાથી તેને નિષ્ફળ કરવો એવો ભાવાર્થ છે. એમ કરવાથી પૂર્વે કહેલા ક્ષાંતિ વગેરે સેવન કહેલા કહેવાયછે. ૭૧

ક્રોધાદિકના ઉદયને નહીં ઇચ્છનારા એવા પુરૂષે જે કરવા યોગ્ય છે તે કહે છે—

મૂલાર્થ—ક્રોધાદિકના ફલનું ચિંતવન કરવું. ૭૨

ટીકાર્થ—વિપાક એટલે ક્રોધાદિ કષાયોનું ફળ તેની ચિંતા કરવી, જેમકે,—"ક્રોધથી પ્રીતિનો નાશ થાય છે, માનથી વિનયનો ઘાત થાય છે, શાઠ્ય–માયાથી વિશ્વાસની હાનિ થાય છે અને લોભથી સર્વ ગુણોનો વિનાશ થાય છે." ૧. ૭૨

મૂલાર્થ—જેનું ફળ ધર્મ છે એવો મન વચન કાયાનો વ્યાપાર કરવો. ૭૩

धर्माचारो धर्मफलः सर्व एव योगो व्यापारो विधेयः न पुनरट्टाट्टहासकलिकिलत्वादिः पापफल इति ॥ ७३ ॥

**तथा आत्मानुप्रेक्षेति ॥ ७४ ॥**

आत्मनः स्वस्य अनुप्रेक्षा पर्यालोचना भावप्रत्युपेक्षारूपा । यथा ।

किं कय किंवा सेस किं करणिज्ज तव न करेमि ।
पुव्वावरत्तकाले जागरओ भावपडिलेहत्ति ॥ १ ॥ ७४

एवमात्मन्यनुप्रेक्षिते यत्कृत्यं तदाह ।

**उचितप्रतिपत्तिरिति ॥ ७५ ॥**

उचितस्य गुणवृहकस्य प्रमादनिग्राहिणश्चानुष्ठानस्य प्रतिपत्तिरभ्युपगम इति ॥ ७५ ॥

---

ટીકાર્થ—જેનું ફળ ધર્મ છે એવો સર્વ વ્યાપાર કરવો. પણ હસવું અને ઠીઠકારી કરવાનો નઠારો વ્યાપાર ન કરવો કારણકે, તે વ્યાપારનું ફળ પાપ છે ૭૩

મૂલાર્થ—આત્માની વિચારણા કરવી. ૭૪

ટીકાર્થ—આત્મા એટલે પોતાની વિચારણા કરવી અર્થાત્ પોતાના ભાવને માટે વિચાર કરવો જેમકે—

“મેં શું કર્યું? મારે શું કરવાનું બાકી છે? મારે કરવા યોગ્ય શું છે? અને હું તપ કરતો નથી આ પ્રમાણે પ્રાતઃકાળે જાગીને ભાવપ્રતિલેખના કરવી એટલે પાછલી રાત્રે ધર્મની વિચારણા કરવી ૧” ૭૪

એ પ્રમાણે આત્મવિચાર કર્યા પછી શું કરવું તે કહે છે—

મૂલાર્થ—યોગ્ય અનુષ્ઠાનને અંગીકાર કરવું. ૭૫

ટીકાર્થ—ઉચિત એટલે ગુણની વૃદ્ધિ કરનાર અને પ્રમાદનો નિગ્રહ કરનાર એવું અનુષ્ઠાન તેને અંગીકાર કરવું. ૭૫

**तथा प्रतिपक्षासेवनमिति ॥ ७६ ॥**

यो हि यदा येन दोषेण बाध्यमानो भवति तेन तदा तत्प्रतिपक्षभूतस्य गुणस्यासेवनं कार्यं हिमपातपीडितेनेवाग्नेरिति ॥ ७६ ॥

**तथा आज्ञानुस्मृतिरिति ॥ ७७ ॥**

आज्ञाया भगवद्वचनस्य पदे पदे हृदयेऽनुस्मृतिः कार्या भगवद्वचनानुस्मरणस्य भगवत्स्मरणरूपत्वेन महागुणत्वात् । यदुक्तम् ।

" अस्मिन् हृदयस्थे सति
हृदयस्थस्तत्वतो मुनीन्द्र इति ।
हृदयस्थिते च तस्मिन्
नियमात्सर्वार्थसंसिद्धिः " ॥ १ ॥

इति ॥ ७७ ॥

**तथा समशत्रुमित्रतेति ॥ ७८ ॥**

---

**મૂલાર્થ—દોષોના શત્રુરૂપ એવા ગુણોનું સેવન કરવું. ૭૬**

**ટીકાર્થ**—જે પુરૂષ જ્યારે જે દોષે કરી બાધ્યમાન થતો હોય ત્યારે તે પુરૂષે હિમ પડવાથી પીડા પામેલો પુરૂષ જેમ અગ્નિનું સેવન કરે, તેમ તે દોષના શત્રુરૂપ ગુણનું સેવન કરવું. ૭૬

**મૂલાર્થ—ભગવાન્‌ની આજ્ઞાને સ્મરણમાં રાખવી. ૭૭**

**ટીકાર્થ**—આજ્ઞા એટલે ભગવંતના વચનનું પગલે પગલે હૃદયમાં સ્મરણ કરવું; કારણ કે ભગવાનના વચનનું સ્મરણ કરનારને ભગવાનના સ્મરણરૂપ મોટા ગુણની પ્રાપ્તિ થાય છે, તેને માટે શાસ્ત્રમાં કહ્યું છે કે,—

" ભગવાનનું વચન હૃદયમાં રહેવાથી ભગવાન હૃદયમાં રહ્યા છે, એમ તત્વથી જાણવું અને જ્યારે ભગવાન હૃદયમાં રહ્યા ત્યારે નિશ્ચે સર્વ અર્થની સિદ્ધિ થાય છે." ૭૭

**મૂલાર્થ—શત્રુ અને મિત્રને વિષે સમાનપણું રાખવું. ૭૮**

शत्रौ मित्रे च समानपरिणामता एको हि तत्र निर्भर्त्सनादिभिरन्यस्तु स्तुतिवन्दनादिभिः स्वचित्तसंतोष घटयतौ मा निमित्तमात्रमवलम्ब्य मन्वृत्तौ द्वावपि न तु मत्कार्यं किंचनेति ततः कोऽनयोर्न्यूनोऽधिको वा ममेति भावनया ॥ ७८ ॥

**तथा परीषहजय इति ॥ ७९ ॥**

परीषहाणां क्षुत्पिपासादीनां द्वाविंशतेरपि जयोऽभिभवः तत्र दर्शनपरीषहस्य मार्गाच्यवनार्थं शेषाणां च कर्मनिर्जरार्थं कार्य इति । यथोक्तम् ।

" मार्गाच्यवननिर्जरार्थं परिषोढव्याः परीषहाः इति ॥ ७९ ॥

**तथा उपसर्गातिसहनमिति ॥ ८० ॥**

उपसृज्यन्ते पीडापरिगतैर्वेद्यन्ते ये ते उपसर्गाः ते च दिव्यमानुषतैरश्चात्मसं-

---

ટીકાર્થ—શત્રુ અને મિત્રમા સમાન પરિણામ રાખવા શત્રુનો તિરસ્કાર વગેરે કરીને અને મિત્રની સ્તુતિ વદના વગેરે કરી પોતાના ચિત્તને સતોષ આપે છે, એ બને નિમિત્ત માત્રથી મારૂ અવલબન કરી પ્રવર્ત્તેલા છે, તો મારે એ બનેનુ કામ નથી એ બનેમા મારે ઓછો કોણ છે ? અને વધારે કોણ છે ? કોઇ નથી આ પ્રમાણે ભાવના કરી શત્રુ અને મિત્રમા સમાન ભાવ રાખવો.૭૮

મૂલાર્થ—પરીષહોનો જય કરવો. ૭૯

ટીકાર્થ—ક્ષુધા, તૃષા વગેરે બાવીશ પરીષહોનો જય કરવો તેમા દર્શન પરીષહનો જય મોક્ષ માર્ગથી ન પડી જવાય તેને માટે કરવાનો છે અને બાકીના પરીષહોનો જય કર્મની નિર્જરા કરવાને માટે કરવાનો છે.

તેને માટે શાસ્ત્રમા લખેલુ છે કે,—

"મોક્ષમાર્ગથી ભ્રષ્ટ ન થવાય અને કર્મની નિર્જરા થાય તેને માટે પરીષહો સહન કરવા યોગ્ય છે " ૭૯

મૂલાર્થ—ઉપસર્ગોને અતિશય સહન કરવા. ૮૦

ટીકાર્થ—ઉપસૃજ્ એટલે પીડાથી વ્યાપ્ત એવા પુરૂષો જેમને વેદે તે ઉપસર્ગ કહેવાય છે. તે દિવ્ય ( દેવતા સબધી ) માનુષ (મનુષ્ય સબધી)

वेदनीयभेदाच्चतुर्धा तेषामतिसहनमभिभवनं अन्यथा व्यवसायमयत्वेन संसारस्य तेषामनतिसहने मूढमतित्वप्रसंगात् । यथोक्तम् ।

" संसारवर्त्यपि समुद्विजते विपद्भ्यो यो नाम मूढमनसां प्रथमः स नूनम् । अंभोनिधौ निपतितेन शरीरभाजा संसृज्यतां किमपरं सलिलं विहाय " ॥ १ ॥

इति ॥ ८० ॥

**तथा सर्वथाभयत्याग इति ॥ ८१ ॥**

सर्वथा सर्वैः प्रकारैरिहलोकपरलोकभयादिभिर्भयस्य भीतेस्त्यागः परिहारः निरतिचारयतिसमाचारवशोपलब्धसमुत्कृष्टोपष्टंभतया मृत्योरपि नोद्वेजितव्यं किं पुनरन्यभयस्थानेभ्य इति ॥

अतएवोक्तमन्यत्र ।

---

तैरश्च ( तिर्यंच संबंधी ) अने आत्म संवेदनीय ( आत्मा संबंधी ) એમ ચાર પ્રકારના છે, તેમનું સહન કરવું. જો તેમને સહન ન કરે તો સંસાર વ્યવસાયમય હોવાથી (સંસારનું દુઃખમયપણું છે માટે) તેમને સહન ન કરવાથી મૂઢમતિપણું પ્રાપ્ત થવાનો પ્રસંગ આવે, તે વિષે કહ્યું છે કે,—

" જે સંસારમાં રહેતા હોય તે છતાં વિપત્તિઓથી ઉદ્વેગ પામે, તે નિશ્ચે મૂઢ હૃદયવાળા પુરૂષોમાં પ્રથમ છે, એમ સમજવું. સમુદ્રમાં પડેલા માણસને જળ શિવાય બીજા કોનો સંસર્ગ થાય ? જળનો સંસર્ગ થયા વિના રહે નહીં " ૧ ૮૦

**મૂલાર્થ—સર્વ પ્રકારે ભયનો ત્યાગ કરવો. ૮૧**

**ટીકાર્થ**—સર્વ પ્રકારે આલોક તથા પરલોકના ભય વગેરેની ભીતિનો ત્યાગ કરવો. અતિચાર રહિત યતિધર્મના આચાર પાલવાને લીધે પ્રાપ્ત થયેલ ઉત્કૃષ્ટ પ્રાપ્ય વસ્તુની પ્રાપ્તિને લઇને મૃત્યુથી પણ બ્હીવું ન જોઇએ તો બીજા ભયના સ્થાનોથી શામાટે બ્હીવું જોઈએ ?

એથીજ બીજે સ્થલે પણ કહ્યું છે—

"प्रायेणाकृतत्वान्मृत्योरुद्विजते जनः। कृतकृत्याः प्रतीक्षन्ते मृत्यु प्रियमिवातिथिम्" ॥ १ ॥ ८१ ॥

तथा तुल्याश्मकाञ्चनतेति ॥ ८२ ॥

तुल्ये समाने अभिष्वंगाविषयतया अश्मकाचने उपलसुवर्णे यस्य स तथा तद्भावस्तत्ता ॥ ८२ ॥

तथा अभिग्रहग्रहणमिति ॥ ८३ ॥

अभिग्रहाणा द्रव्यक्षेत्रकालभावभिन्नाना

" लेवकममलेवकं वा अमुगं दव्व च अज्जघेच्छामि।

अमुगेण व दव्वेण व अहदव्वाभिग्गहो एस " ॥ १ ॥

इत्यादिशास्त्रसिद्धाना ग्रहणमभ्युपगमः कार्यः ॥ ८३ ॥

तथा विधिवत्पालनमिति ॥ ८४ ॥

---

" લોક પ્રાયે કરીને કરવા યોગ્ય એવુ કાર્ય ન કરવાને લઇને મૃત્યુથી ઉદ્વેગ પામે છે એટલે પોતાનુ જે યોગ્ય કાર્ય તે કરેલ ન હોવાથી મૃત્યુથી બ્હીવે છે, પણ જે લોકો કૃતકૃત્ય છે એટલે કાર્ય કરી ચુક્યા છે, તેઓ પ્રિય અતિથિની જેમ મૃત્યુની રાહ જુવે છે." ૮૧

મૂલાર્થ—પાષાણ અને સુવર્ણને સરખા માનનાર થવુ. ૮૨

ટીકાર્થ—આસક્તિના અભાવને લઈને પાષાણ અને સુવર્ણને સરખી રીતે માનનાર થવુ. ૮૨

મૂલાર્થ—અભિગ્રહોને ગ્રહણ કરવા. ૮૩

ટીકાર્થ—દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવથી ભેદ પામેલા એવા અભિગ્રહોને ગ્રહણ કરવા જેમકે,—

" લેપવાલુ અથવા અલેપવાલુ અમુક દ્રવ્ય આજે મારે ગ્રહણ કરવુ છે. અથવા અમુક દ્રવ્યે કરીને કોઇ આહારાદિ વસ્તુ અમુક વસ્તુવડે આપે તો મારે લેવી એ દ્રવ્યાભિગ્રહ કહેવાય છે,એવા અભિગ્રહોને ગ્રહણ કરવા." ૧–૮૩

મૂલાર્થ—વિધિ સહિત અભિગ્રહોનુ પાલન કરવુ ૮૪

विधिवद् विधियुक्तं यथाभवति पालनमभिग्रहाणामिति ॥ ८४ ॥

**तथा-यथार्हं ध्यानयोग इति ॥ ८५ ॥**

यथार्हं यो यस्य योग्यस्तदनतिक्रमेण ध्यानयोगो ध्यानयोर्धर्म्यशुक्कलक्षणयोर्योगः । अथवा यथार्हमिति यो देशः कालो वा ध्यानस्य योग्यस्तदनुल्लंघनेनेति ॥ ८५ ॥

**तथा अंते संलेखनेति ॥ ८६ ॥**

अंते आयुःपर्यंते विज्ञाते सति संलेखना शरीरकपाययोस्तपोविशेषभावनाभ्यां कृशीकरणम् ॥ ८६ ॥

परमत्र ।

**संहननाद्यपेक्षणमिति ॥ ८७ ॥**

---

ટીકાર્થ—જે પ્રકારે અભિગ્રહોનું વિધિ સહિત પાલન થાય તે પ્રમાણે વર્ત્તવું. ૮૪

મૂલાર્થ—જેમ ઘટે તેમ ધ્યાન યોગ કરવો. ૮૫

ટીકાર્થ—જે જેને યોગ્ય હોય તેનું ઉલ્લંઘન કર્યા શિવાય જેને જે ઘટે તેમ ધર્મ અને શુક્લ એ બે ધ્યાનનો યોગ કરવો. અથવા (જેમ ઘટે તેમ) ધ્યાનને યોગ્ય એવો દેશ તથા કાલ તેનું ઉલ્લંઘન ન કરવું. ૮૫

મૂલાર્થ—અંતકાલે સંલેખના કરવી. ૮૬

ટીકાર્થ—આયુષ્યનો અંત જાણવામાં આવે તે સમયે સંલેખના કરવી એટલે તપ વિશેષે કરી શરીરને કૃશ કરવું અને ભાવના ભાવીને કષાયને કૃશ કરવા. ૮૬

પરંતુ અહિં—

મૂલાર્થ—પોતાના સંઘેણ પ્રમુખની અપેક્ષા કરવી. ૮૭

सहननस्य शरीरसामर्थ्यलक्षणस्य आदिशब्दात् चित्तवृत्तेः सहायसपत्तेश्च अपेक्षणमाश्रयण कार्य संहननाद्यपेक्ष्य सल्लेखना विधेयेति भावः ॥ ८७ ॥

नन्वनयोर्द्रव्यसल्लेखनाभावसल्लेखनयोः कात्यतमादरणीयेत्याह ।

**भावसल्लेखनायां यत्न इति ॥ ८८ ॥**

भावसंलेखनाया कषायेंद्रियविकारतुच्छीकरणरूपाया यत्न आदरः कार्यः द्रव्यसंलेखनाया अपि भावसंलेखनार्थमुपदेशात् । अयमत्र भावः इह मुमुक्षुणा भिक्षुणा प्रत्यह मरणकालपरिज्ञानयत्नपरेण स्थेय । मरणकालपरिज्ञानोपायाश्च आगमदेवतावचनसुप्रतिभातथाविधानिष्टस्वप्नदर्शनादयोऽनेके ते शास्त्रलोकप्रसिद्धा इति । ततो विज्ञाते मरणकाले पूर्वमेव द्वादशवर्षाणि यावदुत्सर्गतः संलेखना कार्या तत्र च ।

---

टीकार्थ—स वेण एटले शरीरनु सामर्थ्य छे लक्षण जेनु ते सहनन तथा आदि शब्दथी चित्तवृत्ति अने सहायसपत्ति लेवी तेनी अपेक्षा एटले आश्रय करीने अर्थात् शरीरनी शक्ति प्रमाणे सलेखना करवी एवो भावार्थ छे ८७

अहिं शका करे छे के, द्रव्य सलेखना अने भावसलेखनामा कई सलेखना आदरवा योग्य छे ? तेनो उत्तर कहे छे—

मूलार्थ—भाव सलेखनामा यत्न करवो. ८८

टीकार्थ—कषाय तथा इंद्रियोना विकारने तुच्छ करवारूप भाव सलेखनामा आदर—यत्न करवो द्रव्यसलेखनानो उपदेश पण भावसलेखनाने माटे छे. अहि कहेवानो भावार्थ एवो छे के, मोक्षनी इच्छावाला भिक्षु—साधुए प्रति दिवस (निरंतर) मरणना वखतनु ज्ञान मेळववा प्रयत्नवान थवु. मरणनी वखतनु ज्ञान मेळववाना उपायो शास्त्रो, देवताना वचनो, पोतानी सुबुद्धि अने तेवी जातना अनिष्ट स्वप्नना दर्शन वगेरे अनेक छे, ते शास्त्र अने लोकमा प्रसिद्ध छे ते उपायोवडे मरणनो समय जाण्या पछी उत्सर्ग मार्गे प्रथमथीज बार वर्ष सुधी सलेखना करवी तेमा "प्रथमना चार वर्ष सुधी चतुर्थ, अष्टम, दशम अने द्वादश प्रमुख विचित्र

एतदपि कथमित्याह ।

वचनप्रामाण्यादिति ॥ ३५ ॥

वचनस्यागमस्य प्रामाण्यात्प्रमाणभावात् ॥ ३५ ॥

एतदेव भावयन्नाह ।

बाह्योपमर्देऽप्यसञ्ज्ञिषु तथाश्रुतेरिति ॥ ३६ ॥

बाह्यः शरीरमात्रजन्यः स चासावुपमर्दश्च बहुतमजीवोपघातस्तद्रूपः तत्रापि किं पुनस्तदभावे इत्यपिशब्दार्थः । असञ्ज्ञिषु सम्मूर्छजमहामत्स्यादिषु तथाल्पतया वधस्य श्रुतेः ' असन्नी खलु पढम ' इत्यादेर्वचनस्य सिद्धान्ते समाकर्णनात् । तथाहि, असञ्ज्ञिनो महामत्स्यादयो योजनसहस्रादिप्रमाणशरीराः, स्वयम्भूरम-

---

અશુભ પરિણામનો અભાવ છતાં બાહ્યહિંસાદિકથી અલ્પબંધ થાય છે, એ શી રીતે? તેનો ઉત્તર કહે છે.

મૂલાર્થ—તીર્થંકરના વચનનું પ્રમાણ છે. માટે, ૩૫

ટીકાર્થ—વચન એટલે આગમનું પ્રમાણ પણું છે, અશુભ પરિણામને કર્મબંધ થવાનું મુખ્ય કારણપણું છે માટે, ૩૫

તેની ભાવના કરતા કહે છે.

મૂલાર્થ—બાહેર થયેલી હિંસા છતાં પણ અસંજ્ઞિ જીવોને વિષે પૂર્વે કહ્યું તેમ શાસ્ત્રમાં સંભલાય છે, માટે. ૩૬

ટીકાર્થ—બાહ્ય એટલે માત્ર શરીરથી થયેલ ઉપમર્દ એટલે હિંસા અર્થાત્ શરીરથી થયેલો ઘણા જીવોનો ઉપઘાત, અતિશય ઘણા જીવોનો ઉપઘાત ન થતાં તો અલ્પબંધ હોય તેમાં શું કહેવું? એ अपि શબ્દનો અર્થ છે અસંજ્ઞી એટલે સંમૂર્છિમ એવા મહા મત્સ્યાદિ પ્રાણીઓ, તેમને વિષે તે પ્રકારના અલ્પબંધનું શ્રવણ થાય છે.—સિદ્ધાંતમાં સંભલાય છે, તે આ પ્રમાણે ' અસંજ્ઞી જીવ પ્રથમ નરક સુધી જાય છે '

ઇત્યાદિ વચનોનું સિદ્ધાંતમાં શ્રવણ થાય છે.તે વિષે વિસ્તારથી કહેછે" અસંજ્ઞી એવા મહામત્સ્યાદિ કે જેઓ એક સહસ્ત્રયોજન વગેરેના પ્રમાણવા-

णमहासमुद्रमनवरतमालोड्यमानाः, पूर्वकोट्यादिजीविनोऽनेकसत्वसंघातसंहारकारिणोऽपि रत्नप्रभापृथिव्यामेव उत्कर्षतः पल्योपमासंख्येयभागजीविषु चतुर्थप्रतरवर्त्तिनारकेषु जन्म लजन्ते न परतः । तन्डुलमत्स्यस्तु बाह्योपमर्दाभावेऽपि निर्निमित्तमेवापूरितातितीव्ररौद्रध्यानोंतर्मुहूर्त्तमायुरनुपाल्य सप्तमनरकपृथिव्यां त्रयस्त्रिंशत्सागरोपमायुर्नारक उत्पद्यते इति, परिणाम एव प्रधानं बंधकारणमिति सिद्धं जवतीति ॥ ३६ ॥

एवं सति यदन्यदपि सिद्धिमास्कंदति तद्दर्शयति ।

**एवं परिणाम एव शुनो मोक्षकारणमपीति ॥ ३७ ॥**

एवं यथा अशुजबंधने तथा परिणाम एव शुजः सम्यग्दर्शनादिर्मोक्षकारणमपि मुक्तिहेतुरपि किं पुनर्बंधस्येत्यपिशब्दार्थः ॥ ३७ ॥

---

ला शरीरथी युक्त छे, स्वयंभूरमण महासमुद्रने निरंतर डोळनारा छे, पूर्व कोटी वगेरे प्रमाण सुधी जीवनारा छे अने अनेक प्राणीओना समूहने संहार करनारा छे, तोपण पेहेली रत्नप्रभा पृथिवीमांज उत्कर्षथी पल्योपमना असंख्येय भागना आयुष्यवाळा अने पेहेली नरकना चोथा पाथडाने विषे वर्त्तता एवा जे नारकी, तेने विषे जन्मने प्राप्त करे छे, पण तेथी आगळ जता नथी. अने तंदुल मत्स्य के जे बहारथी जीवहिंसानो अभाव छतां पण निमित्त विना अतितीव्र रौद्रध्यान करनार होवाथी अंतर्मुहूर्त्त आयुष्य पाळीने सातमी नरकभूमिमां तेत्रीश सागरोपमनी आयुष्ये युक्त एवो नारकी उत्पन्न थाय छे, तेथी परिणाम एज बंधनुं प्रधान कारण छे, ए वात सिद्ध थाय छे. ३६.

एम छतां पण बीजी वात सिद्ध थाय छे, ते दर्शावे छे—

**मूलार्थ**—मोक्षनुं कारण पण शुभ परिणामज छे. ३७

**टीकार्थ**—ए प्रकारे जेम अशुभबंधने विषे परिणामज कारण छे, तेम मोक्षनुं कारण पण सम्यग् दर्शनादि शुभ परिणाम छे, एटले मोक्षनुं कारण परिणाम छे, तो बंधनुं कारण थाय, तेमां शुं कहेवुं ? एम अपि शब्दनो अर्थ छे. ३७

कुत इत्याह ।

**तदभावे समग्रक्रियायोगेऽपि मोक्षासिद्धेरिति ॥ ३८ ॥**

तस्य शुभपरिणामस्याभावे समग्रक्रियायोगेऽपि परिपूर्णश्रामण्योचितबाह्यानुष्ठानकलापसम्भवेऽपि किंपुनस्तदभावे इत्यपिशब्दार्थः । मोक्षासिद्धेः निर्वाणानिष्पत्तेरिति ॥ ३८ ॥

एतदपि कुत इत्याह ।

**सर्वजीवानामेवानंतशो ग्रैवेयकोपपातश्रवणादिति ॥३९ ॥**

सर्वजीवानामेव सर्वेषामपि व्यवहारार्हाणां प्राणिनामनंतशोऽनंतान् वारान् ग्रैवेयकेषु विमानविशेषेषूपपातस्योत्पत्तेः श्रवणाच्छास्त्रे समाकर्णनात् ॥ ३९ ॥

---

મોક્ષનુ પણ કારણ શુભ પરિણામ છે, એ શાથી જાણવુ ?

**મૂલાર્થ—શુભ પરિણામનો અભાવ અને સપૂર્ણ ક્રિયાનો યોગ છતા પણ મોક્ષની સિદ્ધિ થતી નથી, માટે. ૩૮**

ટીકાર્થ—સમગ્ર ક્રિયાનો યોગ છતા પણ એટલે પરિપૂર્ણ મુનિપણાને ઉચિત એવા બાહ્ય અનુષ્ઠાનના સમૂહનો સભવ છતા પણ શુભ પરિણામનો અભાવ છતા મોક્ષની સિદ્ધિ થતી નથી, તો સમગ્ર ક્રિયાનો યોગ ન છતા મોક્ષની સિદ્ધિ ક્યાથી થાય ? એમ અપિ શબ્દનો અર્થ છે ૩૮

સમગ્ર ક્રિયાનો યોગ છતા પણ મોક્ષનો અભાવ શાથી કહો છો ?

**મૂલાર્થ—સર્વ જીવોને પણ અનતવાર ગ્રૈવેયકને વિષે ઉપપાત થયેલો છે, એમ શાસ્ત્રથી શ્રવણ થાય છે, માટે ૩૯**

ટીકાર્થ—વ્યવહાર રાશિમા વર્ત્તતા એવા સર્વ જીવોને અનતવાર ગ્રૈવેયક વિમાનને વિષે ઉત્પન્ન થવાનુ શાસ્ત્રમા શ્રવણ છે, તે માટે શુભ પરિણામ વિના સપૂર્ણ ક્રિયાનો યોગ છતા પણ મોક્ષ થતો નથી. ૩૯

यदि नामैवं ततः किं सिद्धमित्याह ।

**समग्रक्रियाऽभावे तदप्राप्तेरिति ॥ ४० ॥**

समग्रक्रियाऽभावे परिपूर्णश्रामण्यानुष्ठानाऽभावे तदप्राप्तेः नवमग्रैवेयकोपपाताप्राप्तेः

तथाचावाचि

" आणोहेणाणंता मुक्का गेवेज्जगेसुयसरीरा । न य तत्थाऽसंपुन्नाए साहु किरियाइ उववाओत्ति " १ ॥ ४० ॥

उपसंहरन्नाह ।

સર્વ જીવોની અનંતવાર ઉત્પત્તિ ગ્રૈવેયકને વિષે સંભળાય છે, તે ઉપરથી અહિં શું સિદ્ધ થયું ? તે કહે છે.

---

**મૂલાર્થ—સમગ્ર ક્રિયાનો અભાવ થતાં તે નવમા ગ્રૈવેયકની પ્રાપ્તિ થતી નથી. ૪૦**

ટીકાર્થ—સમગ્ર ક્રિયાનો અભાવ એટલે પરિપૂર્ણ શ્રમણપણાની ક્રિયાના આચરણનો અભાવ, તે થતાં નવમાં ગ્રૈવેયકને વિષે ઉત્પત્તિની પ્રાપ્તિ નથી, માટે શુભ પરિણામ વિના સમગ્ર ક્રિયાનો યોગ છતાં પણ મોક્ષની પ્રાપ્તિ થતી નથી.

તેને માટે શાસ્ત્રમાં કહેલું છે—" સામાન્યપણે સર્વ જીવોએ ગ્રૈવેયકને વિષે અનંતા શરીર મુકયા છે, એટલે અનંતિવાર ત્યાં ઉત્પન્ન થયા છે, એવું ભગવંતનું વચન છે. અને એ ગવેયકને વિષે અસંપૂર્ણ એવી સાધુ ક્રિયાએ કરી ઉત્પન્ન થવું થતું નથી. માટે સંપૂર્ણ સાધુ ક્રિયા છતાં પણ જો સમ્યગ્ દર્શનાદિરૂપ શુભ પરિણામ ન હોય તો જીવને મોક્ષની પ્રાપ્તિ થતી નથી, માટે મોક્ષનું પણ પ્રધાન કારણ તેવી રીતના શુભ પરિણામ છે." ૧ ૪૦

હવે ચાલતા પ્રસંગની સમાપ્તિ કરતાં કહે છે.

इत्यप्रमादसुखवृद्ध्या तत्काष्टासिद्धौ निर्वाणावाप्तिरितीति ॥४१॥

इत्येवमुक्तनीत्याऽप्रमादसुखस्याप्रमत्ततालक्षणस्य वृध्योत्कर्षेण तस्य चारित्रधर्मस्य काष्ठासिद्धौ प्रकर्षनिष्पत्तौ शैलेश्यवस्थालक्षणायां निर्वाणस्य सकलक्लेशलेशविनिर्मुक्तजीवस्वरूपलाभलक्षणस्यावाप्तिर्लाभ इतिः परिसमाप्ताविति ॥ ४१॥

यत्किंचन शुभं लोके स्थानं तत्सर्वमेव हि । अनुबंधगुणोपेतं धर्मादाप्नोति मानवः ॥ ४२ ॥ इति ।

यत्किंचन सर्वमेवेत्यर्थः शुभं सुंदरं लोके त्रिजगल्लक्षणे स्थानं शक्राद्यवस्थास्वभावं तत्सर्वमेव हि स्फुटं, कीदृशमित्याह, अनुबंधगुणोपेतं जात्यस्वर्णघटितघटादिवत्, उत्तरोत्तरानुबंधसमन्वितं धर्मादुक्तनिरूपितादाप्नोति लभते मानवः पुमान्,

---

મૂલાર્થ—આ પ્રકારે અપ્રમાદ સુખની વૃદ્ધિવડે ચારિત્ર ધર્મની મોટી સિદ્ધિ થતાં મોક્ષની પ્રાપ્તિ થાય છે. ૪૧

ટીકાર્થ—એવી રીતે કહેલ નીતિવડે અપ્રમત્તપણારૂપ લક્ષણવાળા સુખની વૃદ્ધિવડે ચારિત્ર ધર્મની ઉત્કૃષ્ટ સિદ્ધિ થતાં શૈલેશીકરણની અવસ્થાને વિષે નિર્વાણનો લાભ થાય છે, એટલે સમસ્ત ક્લેશના લવમાત્રથી રહિત એવા જીવ સ્વરૂપનો લાભ થવારૂપ મોક્ષની પ્રાપ્તિ થાય છે અહિં ઇતિ શબ્દ સમાપ્તિ અર્થમાં છે ૪૧

મૂલાર્થ—જે કાંઇ લોકને વિષે ઇંદ્રાદિકના પ્રગટ શુભસ્થાન કહેવાય છે, તેને ઉત્તરોત્તર શુભ ગુણે સહિત એવો મનુષ્ય ધર્મથી પામે છે. ૪૨

ટીકાર્થ—જે કાંઈ એટલે સર્વ ત્રણ લોકમાં જે સુંદર સ્થાન છે એટલે ઈંદ્રાદિકની અવસ્થારૂપ શુભસ્થાન જે જાતિવંત સુવર્ણના ઘડાની પેઠે ઉત્તરોત્તર શુભાનુબંધ સહિત પ્રગટ શુભ સ્થાન છે. તેને પૂર્વે નિરૂપણ કરેલા ધર્મથી મનુષ્ય પામે છે અહિં જે મનુષ્ય શબ્દનું ગ્રહણ કરેલ છે, તે તેનેજ

मानवग्रहणं च तस्यैव परिपूर्णधर्मसाधनसहत्वादिति ॥ ४२ ॥

तथा– धर्मश्चिंतामणिः श्रेष्ठो धर्मः कल्याणमुत्तमम् ।
हित एकांततो धर्मो धर्म एवामृतं परम् ॥ ४३ ॥ इति

एतन्निगदसिद्धमेव परं यत्पुनः पुनर्धर्मशब्दोपादानं तद्धर्मस्यात्यंतादरणीयताख्यापनार्थमिति ॥ ४३ ॥

तथा–चतुर्दशमहारत्नसद्भोगान्नृष्वनुत्तमम् ।
चक्रवर्त्तिपदं प्रोक्तं धर्महेलाविजृंभितम् ॥ ४४ ॥

चतुर्दशानां महारत्नानां सेनापति–गृहपति–पुरोहित–गज–तुरग–वर्द्धकि–स्त्री–चक्र–छत्र–चर्म–मणि–काकिणी–खड्ग–दंड–लक्षणानां सद्भोगात् परानपेक्षि-

---

परिपूर्ण धर्मसाधन करवामां समर्थपणुं छे.एम जणाववाने माटे कर्युंछे. ४२

मूलार्थ—वळी धर्म ते श्रेष्ठ एवो चिंतामणि छे, धर्म उत्तम कल्याणरूप छे, धर्म एकांते हितकारक छे अने धर्म एज परम अमृत छे. ४३

टीकार्थ—आ श्लोकनो अर्थ प्रथम कह्या प्रमाणेज छे, परंतु जे वारंवार धर्म शब्दनुं ग्रहण कर्युं छे ते धर्मनुं अत्यंत आदरवापणुं प्रसिद्ध करवाने माटे छे. ४३

मूलार्थ—चौद महा रत्नोना भोगथी मनुष्यने विषे उत्तम गणातुं एवुं चक्रवर्त्तीनुं पद धर्मनी लीलानो मात्र विलास छे, एम कहेलुं छे ४४.

टीकार्थ—सेनापति, गृहपति, पुरोहित, हाथी, अश्व, वर्द्धकि (मीस्त्री) स्त्री, चक्र, छत्र, चर्म, मणि, काकिणी, खड्ग अने दंड वगेरे चौद महारत्नोना

तया सुदरत्नोगात् नृपु नरेषु मध्येऽनुत्तम सर्व प्रधानं किं तदित्याह चक्रवर्त्तिपद चक्रधरपदवी प्रोक्त प्रतिपादित सिद्धाते धर्मलेखाविजृंभितम् धर्मलीलाविलसित-मिति ॥ ४३ ॥

इति श्रीमुनिचद्रसूरिविरचिताया धर्मबिन्दुवृत्तौ धर्मफलविधिः
सप्तमोऽध्यायः व्याख्यातः

---

સદ્દભોગ એટલે પરની અપેક્ષા રહિત સુદર ઉપભોગ, તેનાથી મનુષ્યોને વિષે ચક્રવર્ત્તીનુ પદ એટલે ચક્રવર્તીની પદવી સિદ્ધાતમા ધર્મની લીલાનો વિલાસ છે, એમ કહેલુ છે ૪૩

શ્રી મુનિચદ્રસૂરિવિરચિત ધર્મબિન્દુની વૃત્તિમા **ધર્મફલવિધિ**
નામે સાતમો અધ્યાય તથા તેની વ્યાખ્યા સમાપ્ત થઇ

## समाप्तः सप्तमोध्यायः ।



# अष्टमः अध्यायः ।

अधुनाष्टम आरभ्यते । तस्य चेदमादिसूत्रम् ।

किं चेह वहुनोक्तेन तीर्थकृत्त्वं जगद्धितम् ।

परिशुद्धादवाप्नोति धर्माभ्यासान्नरोत्तमः ॥ १ ॥ इति ।

किंचेत्यभ्युच्चये, इह धर्मफलचिंतायां वहुना प्रचुरेणोक्तेन धर्मफलेन यत-स्तीर्थकृत्त्वं तीर्थकरपदलक्षणं जगद्धितं जगज्जंतुजातहिताधानकरं परिशुद्धादमलीम-

---

# અધ્યાય આઠમો.



હવે આઠમા અધ્યાયનો આરંભ કરવામાં આવે છે, તેનું આ પ્રથમ સૂત્ર છે.

મૂલાર્થ—વધારે શું કહેવું ? ઉત્તમ પુરૂષ અતિ શુદ્ધ ધર્મના અભ્યાસથી જગતને હિતકારી એવા તીર્થંકરપણાને પામે છે. ૧

ટીકાર્થ—'किं च' એ અભ્યુચ્ચય અર્થમાં છે. આ ધર્મફલની ચિંતાને વિષે ધર્મનું ઘણું ફલ કહેવું, તેથી શું ? જેથી નરોત્તમ એટલે સ્વભાવથીજ બીજા સામન્ય પુરૂષોમાં પ્રધાન એવો પુરૂષ નિર્મલ ધર્મના અભ્યાસથી જગત જીવના હિતને કરનાર એવા તીર્થંકરપણાને પામે છે, તે વાત

सादवाप्नोति लभते धर्माभ्यासात् प्रतीतरूपान्नरोत्तमः स्वभावत एव सामान्यापरपुरुषप्रधानः । तथाहि । तीर्थकरपदयोग्यजन्तूना सामान्यतोऽपि लक्षणमिदं शास्त्रेपूद्घुष्यते । यथा एते आकालं परार्थव्यसनिनः उपसर्जनीकृतस्वार्थाः, उचितक्रियावतः, अदीनभावाः, सफलारम्भिणः, अदृष्टानुशयाः, कृतज्ञतापतयः, अनुपहतचित्ताः, देवगुरुबहुमानिनः, तथा गम्भीराशया इति ॥ १ ॥

ननु यदि तीर्थकृत्त्व धर्मादवाप्नोति तथापि कथं तदेव प्रकृष्ट धर्मफलमिति ज्ञातुं शक्यमित्याह ।

**नातः परं जगत्यस्मिन् विद्यते स्थानमुत्तमम् ।**
**तीर्थकृत्त्वं यथा सम्यक् स्वपरार्थप्रसाधकम् ॥२॥ इति ॥**

---

દર્શાવે છે તીર્થંકર પદને યોગ્ય એવા જીવોનુ લક્ષણ સામાન્યથી પણ શાસ્ત્રોમા આ પ્રમાણે કહેલુ છે—"એ યોગ્ય પુરૂષો જીવતા સુધી પારકા અર્થને સાધવાના વ્યસનવાલા, પોતાના અર્થને ગૌણ કરનાર, ઉચિત ક્રિયા આચરનાર, દીનભાવ વગરના, સફલ આરભવાલા, પશ્ચાત્તાપ નહી કરનાર, કૃતજ્ઞતાના સ્વામી, જેમનુ ચિત્ત હણાયુ નથી તેવા, દેવગુરૂનુ બહુ માન કરનાર અને ગભીર આશયવાલા હોય છે તે પુરૂષો તીર્થંકર પદને યોગ્ય હોય છે. ૧

અહિ કોઇ શકા કરે કે, જો તીર્થંકરપણુ ધર્મથી પમાય છે, તો તે તીર્થંકરપણુ ધર્મનુ ઉત્કૃષ્ટ ફલ છે, એમ શી રીતે જાણી શકાય ? તેનો ઉત્તર આપે છે—

મૂલાર્થ—આ જગતને વિષે સારી રીતે પોતાના અને પરના અર્થને સાધનારૂ જેવુ તીર્થંકરપણુ છે, તેવુ બીજુ કોઈ ઉત્તમ સ્થાન પોતાના તથા પરના અર્થને સાધનારૂ નથી. ૨

न नैव अतः तीर्थकृत्त्वात्परमन्यत् जगत्यस्मिन्नुपलभ्यमाने चराचरस्वभावे विद्यते समस्ति स्थानं पदमुत्तमं प्रकृष्टं तीर्थकृत्त्वमुक्तरूपं यथा येन प्रकारेण सम्यग् यथावत् स्वपरार्थप्रसाधकं स्वपरप्रयोजननिष्पादकम् ॥ २ ॥

एतदेव भावयति ।

**पंचस्वपि महाकल्याणेषु त्रैलोक्यशंकरम् ।**
**तथैव स्वार्थसंसिद्ध्या परं निर्वाणकारणम् ॥३॥ इति ॥**

पंचस्वपि नपुनरेकस्मिन्नेव क्वचिन्महाकल्याणेषु गर्भाधानजन्मदिनादिषु त्रैलोक्यशंकरं जगत्त्रयसुखकारि तीर्थकृत्त्वमित्यनुवर्त्तते । इत्थं परार्थसाधकत्वमुक्त्वा स्वार्थसाधकत्वमाह । तथैव त्रैलोक्यसुखकरणप्रकारेण स्वार्थसंसिद्ध्या क्षायिकसम्यग्दर्शनज्ञानचारित्रनिष्पत्त्या परं प्रधानं निर्वाणकारणं मुक्तिहेतुरिति ॥ ३ ॥

---

ટીકાર્થ—પૂર્વે જેનું સ્વરૂપ કહેલું છે, અને પોતાના અને પરના અર્થને રૂડા પ્રકારે સાધનારૂં જે તીર્થંકરપણું આ ચરાચર જગતમાં ઉત્તમ સ્થાનરૂપ છે, તેનાથી બીજું કોઇ ઉત્તમ સ્થાન નથીજ. ૨

તીર્થંકરપણું સ્વપરાર્થનું સાધક છે, તેજ અર્થની ભાવના કરે છે.

**મૂલાર્થ—તીર્થંકરપણું પાંચ એવા પણ મહા કલ્યાણકને વિષે ત્રણ લોકને સુખ કરનારૂં છે, તેમજ પોતાના અર્થને સાધવાથી મોક્ષનું ઉત્કૃષ્ટ કારણ છે. ૩.**

ટીકાર્થ—તે તીર્થંકરપણું, ગર્ભાધાન, જન્મદિવસ વગેરે પાંચ કલ્યાણકને વિષે ત્રણ લોકમાં સુખ કરે છે, પણ એક કલ્યાણકને વિષે સુખ કરે છે એમ નથી એમ **अपि** શબ્દનો અર્થ છે. આ પ્રકારે પરાર્થનું સાધકપણું કહી હવે સ્વાર્થનું સાધકપણું કહે છે. તેવી રીતે ત્રણ લોકના સુખને કરવાને પ્રકારે સ્વાર્થની સિદ્ધિ એટલે ક્ષાયિક સમ્યગ્ દર્શન, જ્ઞાન અને ચારિત્રની સિદ્ધિ તે વડે પ્રધાન એવું મોક્ષનું કારણ તીર્થંકર પણું છે. ૩

इत्युक्तप्रायं धर्मफलमिदानीं तच्छेषमेव उदग्रमनुवर्णयिष्याम इति ॥ ४ ॥

सुगममेव परं तच्छेषमिति धर्मफलशेषम् ॥ ४ ॥

एतदेव दर्शयति ।

तच्च सुखपरंपरया प्रकृष्टभावशुद्धेः सामान्यं चरमजन्म तथा तीर्थकृत्त्वं चेति ॥ ५ ॥

तच्च तत्पुनर्धर्मफलशेषमुदग्रं परंपरया उत्तरोत्तरक्रमेण प्रकृष्टभावशुद्धेः सकाशात् किमित्याह। सामान्य तीर्थकरातीर्थकरयोः समानं चरमजन्म अपश्चिमदेहलाभलक्षणं तथेति पक्षांतरोपक्षेपे तीर्थकृत्त्वं तीर्थकरभावलक्षणं चः समुच्चये॥५॥

---

મૂલાર્થ—એવી રીતે ધર્મનુ બહુધા ફલ કહ્યું, હવે તેનુ અવશેષ જે ઉત્કૃષ્ટ ફલ તેનુ વર્ણન કરીએ છીએ. ૪

ટીકાર્થ—આ મંત્રનો અર્થ સુગમ છે શેષ એટલે ધર્મનુ બાકી રહેલુ ઉત્કૃષ્ટ ફલ. ૪

ધર્મનુ અવશેષ ઉત્કૃષ્ટ ફલ દર્શાવે છે.

મૂલાર્થ—તે ધર્મનુ શેષ ફલ સુખની પર પરાએ કરી ઉત્કૃષ્ટ ભાવની શુદ્ધિ થવાથી સામાન્યપણે છેલ્લુ જન્મ અને તીર્થંકરપણુ એ બે ઉત્કૃષ્ટ ફલ છે. ૫

ટીકાર્થ—તે ધર્મ ફલનુ મોટુ શેષ—ફલ ઉત્કૃષ્ટ ફલ એ છે કે, ઉત્તરોત્તર સુખની પરંપરાના ક્રમે કરીને ભાવની વિશેષ શુદ્ધિ થવાથી એક તો સામાન્ય એટલે તીર્થંકર તથા અતીર્થંકર—એ બનેને સરખુ એવુ છેલ્લુ જન્મ તથા તીર્થંકરપણુ એ બે ધર્મના ઉત્કૃષ્ટ ફલ છે. અહિ च શબ્દનો અર્થ સમુચ્ચયમા છે. ૫

**तत्राक्लिष्टमनुत्तरं विषयसौख्यं, हीनभावविगमः, उदग्रतरा संपत्, प्रभूतोपकारकरणं, आशयविशुद्धिः, धर्मप्रधानता, अवंध्यक्रियात्वमिति ॥ ६ ॥**

तत्र सामान्यतश्चरमजन्मनि अक्लिष्टं परिणामसुंदरमनुत्तरं शेषभोगसौख्येभ्यः प्रधानं विषयसौख्यं शब्दादिसेवालक्षणं, हीनभावविगमः, जातिकुलविभववयोऽवस्थादिन्यूनतारूपहीनत्वविरहः, उदग्रतरा प्राग्भवेभ्योऽत्यंतोच्चा संपत् द्विपदचतुष्पदादिसमृद्धिः तस्यां च प्रभूतस्यातिभूयिष्ठस्योपकारस्य स्वपरगतस्य करणं विधानं अतएव आशयस्य चित्तस्य विशुद्धिः अमालिन्यरूपा, धर्मप्रधानता धर्मैकसारत्वं, अतिनिपुणविवेकवशोपलभ्ययथावस्थितसमस्तवस्तुतत्त्वतया अवंध्या अनिष्फला क्रिया धर्मार्थाद्याराधनरूपा यस्य तद्भावस्तत्त्वम् ॥ ६ ॥

---

મૂલાર્થ—તે સામાન્ય ચરમ ભવને વિષે ક્લેશ રહિત અને અને પ્રધાન એવું વિષય સુખ મલે છે, હીન ભાવનો નાશ થાય છે, તથા અતિશય મોટી સંપત્તિ મલે છે,ઘણા ઉપકાર કરાય છે, અંતઃકરણની શુદ્ધિ થાય છે, ધર્મને વિષે પ્રધાનતા થાય છે અને સર્વ ક્રિયાની સફળતા થાય છે. ૬

ટીકાર્થ—તે સામાન્ય ચરમ ભવને વિષે ક્લેશરહિત એટલે પરિણામે સુંદર અને શેષ ભોગના સુખોથી પ્રધાન એવું વિષય સુખ થાય છે, એટલે શબ્દાદિ પાંચ વિષયો ભોગવાય છે. હીન ભાવનો નાશ થાય છે એટલે જાતિ કુલ, વૈભવ, વય, અવસ્થા ઇત્યાદિકની ન્યૂનતા રૂપ હીનપણાનો નાશ થાય છે. અતિશય ઉંચી એટલે પૂર્વભવથી અત્યંત ઉચ્ચ એવી દ્વિપદ ( દાસ દાસી ) અને ચતુષ્પદ (પશુ) વગેરેની સમૃદ્ધિ અને તેમાં અતિશય પોતાનો અને પરનો ઉપકાર કરવો, એથીજ આશય—હૃદયની વિશુદ્ધિ એટલે અમલિનતા થાય છે. ધર્મનુંજ એકસારપણું એટલે અતિનિપુણ એવા વિવેકથી પ્રાપ્ત થયેલ યથાર્થ સર્વતત્ત્વવડે ક્રિયાની સફળતા થાય છે, એટલે ધર્મ અર્થ અને કામની સેવારૂપતા પ્રાપ્ત થાય છે, એટલા પદાર્થો ચરમ જન્મને વિષે પ્રાપ્ત થાય છે. ૬

तथा—विशुद्ध्यमानाऽप्रतिपातिचरणावाप्तिः, तत्सात्म्यभावः भव्यप्रमोदहेतुता, ध्यानसुखयोगः, अतिशयर्द्धिप्राप्तिरिति ॥ ७ ॥

विशुद्ध्यमानस्य संक्लिश्यमानविलक्षणतया अप्रतिपातिनः, कदाचिदप्यप्रशनाजः, चरणस्य चारित्रस्यावाप्तिर्लाभः, ततश्च तेन विशुद्ध्यमानाप्रतिपातिना चरणेन सात्म्य समानात्मता तत्सात्म्य तेन सहैकीभाव इत्यर्थः, तेन भावो भवनं परिणतिरिति, भव्यप्रमोदहेतुता भव्यजनसंतोषकारित्वं, ध्यानसुखयोगः ध्यानसुखस्यारोपसुखातिशायिनः चित्तनिरोधलक्षणस्य योगः अतिशयर्द्धिप्राप्तिः अतिशयर्द्धेरामर्पोषध्यादिरूपायाः प्राप्तिः ॥ ७ ॥

ततश्च कालेन—

---

મૂલાર્થ—શુદ્ધ અને જેનો નાશ થતો નથી એવા ચારિત્રની પ્રાપ્તિ થાય છે, તે ચારિત્રની સાથે આત્માને એકીભાવ થાય છે, તે ભવ્ય જનને પ્રમોદનુ કારણ થાય છે. ધ્યાનના સુખનો યોગ થાય છે, અને અતિશય ઋદ્ધિની પ્રાપ્તિ થાય છે. ૭

ટીકાર્થ—હીનપણાથી વિલક્ષણ હોવાથી વિશુદ્ધ એવા અને ક્યારે પણ જેનો નાશ થતો નથી, એવા ચારિત્રનો લાભ થાય છે તે પછી વિશુદ્ધ અને અવિનાશી એવા ચારિત્રની સાથે એકી ભાવરૂપ પરિણતિ થાય છે એટલે ભવ્ય જનના પ્રમોદનુ કારણ થાય છે એટલે ભવ્ય જનને સતોષ કરવાનુ કારણપણુ પ્રાપ્ત થાય છે. ધ્યાન સુખનો યોગ થાય છે એટલે સમગ્ર સુખોને ઉલ્લઘન કરે તેવા ચિત્તનો નિરોધ કરવારૂપ લક્ષણ છે જેનુ તેવા યોગ થાય છે અને આમર્ષ ઔષધિ વગેરે લબ્ધિઓની પ્રાપ્તિ થાય છે. ૭

પૂર્વોક્ત ગુણ પ્રાપ્ત થયા પછી કાલે કરીને—

**अपूर्वकरणं, क्षपकश्रेणिः, मोहसागरोत्तारः, केवलाभिव्यक्तिः, परमसुखलाभ इति ॥ ८ ॥**

अपूर्वाणां स्थितिघातरसघातगुणश्रेणिगुणसंक्रमापूर्वस्थितिबंधलक्षणानां पंचानामर्थानां प्राच्यगुणस्थानेष्वप्राप्तानां करणं यत्र तदपूर्वकरणमष्टमगुणस्थानकं। ततश्च क्षपकस्य घातिकर्मप्रकृतिक्षयकारिणो यतेः श्रेणिर्मोहनीयादिप्रकृतिक्षयक्रमरूपा संपद्यते, क्षपकश्रेणिक्रमश्चायं, इह परिपक्वसम्यग्दर्शनादिगुणो जीवश्चरमवर्त्ती अविरतदेशविरतप्रमत्ताप्रमत्तसंयतान्यतरगुणस्थानकस्थः प्रवृध्दतीव्रशुद्धध्यानाधीनमानसः, क्षपकश्रेणिमारुरुक्षुरपूर्वगुणस्थानकमवाप्य प्रथमतः चतुरोऽनंतानुबंधिनः क्रोधादीन् युगपत् क्षपयितुमारभते ततः सावशेषेष्वेतेषु मिथ्यात्वं क्षपयितुमुपक्रमते । ततस्तदवशेषे मिथ्यात्वे च क्षीणे सम्यग्मिथ्यात्वं सम्यक्त्वं च क्रमेणोच्छिनत्ति । तदनंतरमेवाबद्धायुष्कोऽनिवृत्तिकरणं नाम सकलमोहापोहे-

---

मूलार्थ—અપૂર્વકરણ ( આઠમા ગુણસ્થાન )ને પામે છે, પછી ક્ષપકશ્રેણી કરે છે, પછી મોહરૂપ સમુદ્રને ઉતરે છે, પછી કેવલજ્ઞાની થઇ પરમ સુખ (મોક્ષ)નો લાભ પ્રાપ્ત થાય છે. ૮

ટીકાર્થ—અપૂર્વ કરણ એટલે પ્રથમના ગુણસ્થાનમાં ન પ્રાપ્ત થયેલા એવા જે સ્થિતિધાત, રસધાત, ગુણ શ્રેણિ, ગુણ સંક્રમ તથા અપૂર્વ સ્થિતિબંધ લક્ષણવાલા પાંચ અર્થ જેમાં કરવામાં આવે છે, તે અપૂર્વકરણ નામે આઠમું ગુણ સ્થાનક કહેવાય છે, તે પછી ક્ષપક એવો સાધુ એટલે ધાતિકર્મની પ્રકૃતિને ક્ષય કરનાર એવો મુનિ તેની શ્રેણી એટલે મોહનીયાદિ કર્મ પ્રકૃતિના ક્ષયક્રમ રૂપ જે શ્રેણી તે ઉત્પન્ન થાય છે, તે ક્ષપક શ્રેણિનો ક્રમ આ પ્રકારનો છે. સમ્યગ્ દર્શનાદિ ગુણ જેના પરિપક્વ થયા છે, એવો ચરમ શરીરી જીવ એટલે અવિરત, દેશવિરત, પ્રમત્ત સંયત અને અપ્રમત્ત સંયત એ ચારમાંથી કોઈ એક ગુણસ્થાનમાં રહેલો જીવ વૃદ્ધિ પામતા એવા અતિશય તીવ્ર અને શુદ્ધ એવા ધ્યાનને પોતાનું મન આધીન કરી, ક્ષપક શ્રેણિને આરોહણ કરવાની ઇચ્છાવાલો થઇ અપૂર્વ ગુણસ્થાનને પ્રાપ્ત કરી પ્રથમથીજ ચાર એવા અનંતાનુબંધી ક્રોધાદિકને એકી સાથે નાશ કરવાનો આરંભ કરે છે, તે પછી

कसहं नवमगुणस्थानकमप्यारोहति । तत्र च तथैव प्रतिक्षणं विशुध्द्यमानः कियत्स्वपि संख्यातेषु भागेषु गतेष्वष्टौ कषायान् अप्रत्याख्यानावरणप्रत्याख्यानावरणसंज्ञितान् क्रोधादीनेव क्षपयितुमारभते । क्षीयमाणेषु च तेष्वेताः षोडशप्रकृतीरध्यवसायविशेषान्निद्रानिद्रा१ प्रचलाप्रचला२ स्त्यानर्द्धि३ नरकगति४ नरकानुपूर्वी५ तिर्यग्गति६ तिर्यगानुपूर्वी७ एकेंद्रिय८ द्वीन्द्रिय९ त्रींद्रिय१० चतुरिंद्रियजातिनाम११ आतपनाम १२ उद्योतनाम १३ साधारणनाम १४ स्थावरनाम १५ सूक्ष्मनाम १६ लक्षणाः क्षपयति । ततोऽष्टकषायावशेषक्षये यदि पुरुषः प्र-

---

તે અનંતાનુબંધી ક્રોધાધિક કાંઇક અવશેષ રહે મતે મિથ્યાત્વનો ક્ષય કરવા માંડે છે, તે પછી અનંતાનુબંધી ક્રોધાદિકના અવશેષનો તથા ક્ષય કરવા માંડેલું મિથ્યાત્વ એ બંનેનો ક્ષય કરે છે. તે પછી સમ્યક્ મિથ્યાત્વ એટલે મિશ્રપુંજ અને સમ્યક્ત્વ એટલે શુદ્ધપુંજ એ બંને અનુક્રમે ખપાવે એટલે પ્રથમ મિશ્રપુંજને અને પછી શુદ્ધપુંજને ખપાવે ત્યાર બાદ જેણે આયુષ્ય બાંધ્યું નથી, એવો જીવ સર્વ મોહને નાશ કરવામાં એકકું એવું અનિવૃત્તિ કરણ નામનું જે નવમું ગુણસ્થાનક છે, તે ઉપર આરોહણ કરે છે અને તેમાં પૂર્વોક્ત રીતને અનુસારે પ્રતિક્ષણે શુદ્ધ થતો એ ગુણસ્થાનના કેટલાએક સંખ્યાતા ભાગ જતા અપ્રત્યાખ્યાનાવરણ અને પ્રત્યાખ્યાનાવરણ એવા નામવાલા ક્રોધાદિ આઠ કષાયોને નાશ કરવાનો આરંભ કરે છે, અને તે આઠ કષાય ક્ષય કરવા માંડતા આ સોળ પ્રકૃતિઓનો કોઈ જાતના અધ્યવસાય વિશેષે કરીને નાશ કરે છે, તે સોળ પ્રકૃતિઓના નામ આ પ્રકારે છે—
૧ નિદ્રાનિદ્રા, ૨ પ્રચલા પ્રચલા, ૩ સ્ત્યાનર્દ્ધિ, ૪ નરક ગતિ, ૫ નરકાનુપૂર્વી, ૬ તિર્યંગ્ગતિ, ૭ તિર્યંગાનુપૂર્વી, ૮ એકેંદ્રિય, ૯ દ્વીંદ્રિય, ૧૦ ત્રીંદ્રિય, ૧૧ ચતુરિંદ્રિય જાતિ નામ, ૧૨ આતપ નામ, ૧૩ ઉદ્યોત નામ, ૧૪ સાધારણ નામ, ૧૫ સ્થાવર નામ અને ૧૬ સૂક્ષ્મ નામ—એ સોળ લક્ષણવાલી પ્રકૃતિઓને ખપાવે તે પછી આઠ કષાયના અવશેષ એટલે અપ્રત્યાખ્યાનાવરણ અને પ્રત્યાખ્યાનાવરણના શેષનો ક્ષય કરે ત્યાર બાદ શ્રેણિ કરનાર જો પુરૂષવેદી હોય તો નપુંસકવેદને ખપાવે, તે પછી સ્ત્રીવેદને ખપાવે અને તે પછી

तिपत्ता ततो नपुंसकवेदं ततः स्त्रीवेदं ततो हास्यादिपट्कं ततः पुनः पुरुषवेदं क्षपयति । यदि पुनर्नपुंसकं स्त्री वा तदा पुरुषवेदस्थाने स्ववेदमितरवेदद्वयं च यथा जघन्यप्रथमतया क्षपयति । ततः क्रमेण क्रोधादीन् संज्वलनान् त्रीन् अतः बादर-लोभं चात्रैव क्षपयित्वा सूक्ष्मसंपरायगुणस्थाने च सूक्ष्मं सर्वथा विनिवृत्तसकल-मोहविकारां क्षीणमोहगुणस्थानावस्थां संश्रयते। तत्र च समुद्रप्रतरणश्रांत-पुरुषवत् संग्रामांगणविनिर्गतपुरुषवच्च मोहनिग्रहनिश्चलनिबद्धाध्यवसायतया परि-श्रांतः सन्नंतर्मुहूर्त्तं विश्रम्य तद्गुणस्थानकद्विचरमसमये निद्रामचले चरमसमये च ज्ञानावरणांतरायप्रकृतिदशकं दर्शनावरणावशिष्टं प्रकृतिचतुष्कं च युगपदेव क्षपयति

---

હાસ્યાદિક વગેરે છને ખપાવી પુરૂષવેદને ખપાવે અને જો ક્ષપક શ્રેણિ કરનાર નપુંસક હોય અથવા સ્ત્રી હોય તો પુરૂષવેદને ઠેકાણે પોતાના વેદને ખપાવે અને પછી બાકીના બે વેદને ખપાવે એટલે જો ક્ષપક શ્રેણિ કરનાર નપુંસક હોય તો પ્રથમ સ્ત્રીવેદને અને પછી પુરૂષવેદને ખપાવે ત્યાર બાદ પોતાના વેદને ખપાવે. જો સ્ત્રી વેદ હોય તો પ્રથમ નપુંસક વેદને અને પછી પુરૂષ વેદને અને પછી પોતાના વેદને ખપાવે,ત્યાર પછી અનુક્રમે સંજ્વલન ક્રોધાદિક ત્રણ કષાયને ખપાવે, પછી બાદર લોભને એજ ગુણ સ્થાનમાં ખપાવીને સૂક્ષ્મ સંપરાય ગુણસ્થાનમાં સૂક્ષ્મ લોભને ખપાવે છે, તેને ખપાવ્યા પછી સર્વ પ્રકારે સર્વ મોહ વિકાર જેમાં નિવૃત્ત થયો છે, એવી ક્ષીણ મોહ ગુણસ્થાનકની અવસ્થાનો આશ્રય કરે છે. ત્યાં સમુદ્રને તરી થાકેલા પુરૂષની પેઠે તથા સં-ગ્રામરૂપ આંગણામાંથી યુદ્ધ કરી નીકળેલા પુરૂષની પેઠે મોહનો નિગ્રહ કરવામાં નિશ્ચલ અધ્યવસાય બાંધવાથીપરિશ્રાંત થયેલો તે જીવ તે બારમા ગુણસ્થા-નમાં વિશામો લઇને તે ગુણસ્થાનના બીજા ચરમ સમયને વિષે એટલે છેલ્લા સમયથી પ્રથમ રહેલા સમયને વિષે નિદ્રા અને પ્રચલા એ બે પ્રકૃતિને ખપા-વે અને ચરમ સમયને વિષે જ્ઞાનાવરણની પાંચ અને અંતરાયની પાંચ એ દશ પ્રકૃતિ તથા દર્શનાવરણની અવશિષ્ટ પ્રકૃતિ ચાર એ રીતે ચૌદ પ્રકૃતિને સાથેજ ખપાવે છે. આ ક્ષપક શ્રેણી વિષે જે કહેવામાં આવ્યું છે, તે જેણે આયુષ્ય બાંધેલ નથી, તેને ઉદ્દેશીને છે. જેણે આયુષ્ય બાંધેલ છે, તે તો સાત

बद्धायुः पुनः सप्तकक्षपानंतरं विश्रम्य यथानिबद्धं चायुरनुभूय भवांतरे क्षपकश्रेणिं समर्थयत इति ।

यथात्रापूर्वकरणोपन्यासानंतरं क्षपकश्रेणेरुपन्यासः स सैद्धांतिकपक्षापेक्षया, यतो दर्शनमोहसप्तकस्यापूर्वकरणस्थ एव क्षय करोतीति तन्मतं, न तु यथा कर्मग्रंथिकाभिप्रायेण । विरतसम्यग्दृष्ट्याद्यन्यतरगुणस्थानकचतुष्टयस्थ इति ततो मोहसागरोत्तारः मोहो मिथ्यात्वमोहादिः स एव सागरः स्वयंभूरमणादिपारावारः मोहसागरः तस्मादुत्तारः परपारप्राप्तिः । ततः केवलाभिव्यक्तिः केवलस्य केवलज्ञानकेवलदर्शनलक्षणस्य जीवगुणस्य ज्ञानावरणादिघातिकर्मोपरतावभिव्यक्तिराविर्भावः । ततः परमसुखलाभः परमस्य प्रकृष्टस्य देवादिसुखातिशायिनः सुखस्य लाभः प्राप्तिः ॥ उक्तं च ।

---

પ્રકૃતિને ખપાવ્યા પછી—એટલે ચાર અનંતાનુબંધીની અને ત્રણ દર્શન મોહનીયની—એમ સાત પ્રકૃતિ ખપાવીને વિશ્રાંતિ લે છે અને પછી પોતે જેવી રીતે આયુષ્ય બાંધ્યું છે, તેવી રીતે ભોગવીને અન્ય ભવમાં ક્ષપકશ્રેણીનો પ્રારંભ કરે છે.

અહિં અપૂર્વ કરણ કર્યા પછી ક્ષપકશ્રેણિનું કહ્યું છે, તે સૈદ્ધાંતિકની અપેક્ષાએ કહ્યું છે. જેથી અપૂર્વકરણ ગુણસ્થાનમાં રહેતા દર્શન મોહનીના સપ્તકનો ક્ષય કરે છે, એવો તે સૈદ્ધાંતિકનો જે અભિપ્રાય તેને સ્વીકારીને કહેલું છે, પરંતુ કર્મગ્રંથના અભિપ્રાય પ્રમાણે કહેલું નથી. કર્મગ્રંથના કરનારનો અભિપ્રાય એવો છે કે,—અવિરતક સમ્યગ્ દૃષ્ટિ ઇત્યાદિ ચાર ગુણસ્થાનકમાંથી ગમે તે ગુણસ્થાનમાં રહેલા જીવ ક્ષપકશ્રેણિ કરે તે પછી મિથ્યાત્વ મોહાદિરૂપ સ્વયંભૂરમણ પ્રમુખ સમુદ્ર તેમાંથી ઉતરવું થાય છે, એટલે સામે પાર જવાય છે. તે પછી કેવલજ્ઞાન અને કેવલ દર્શન રૂપ જીવનો ગુણ પ્રગટ થાય છે, એટલે જ્ઞાનાવરણાદિઘાતિકર્મનો નાશ થતાં આત્મ ગુણ પ્રગટ થાય છે તે પછી દેવતાના સુખથી અધિક એવા સુખનો લાભ થાય છે તે વિષે શાસ્ત્રમાં કહેલું છે.

" यच्च कामसुखं लोके यच्च दिव्यं महासुखम् ।
वीतरागसुखस्येदमनंतांशे न वर्त्तते " ॥ १ ॥ इति ।

अत्रैव हेतुमाह ।

**सदारोग्याप्तेरिति ॥ १० ॥**

सदारोग्यस्य भावारोग्यरूपस्य आप्तेर्लाभात् ॥ १० ॥

इयमपि कुत इत्याह ।

**भावसंनिपातक्षयादिति ॥ ११ ॥**

भावसंनिपातस्य पारमार्थिकरोगविशेषस्य क्षयादुच्छेदात् ॥ ११ ॥

संनिपातमेव व्याचष्टे ।

---

" આ લોકને વિષે જે કામ સુખ છે અને દેવ લોકને વિષે જે દિવ્ય મહાસુખ છે, તે સઘલું એકત્ર કરીએ તો પણ વીતરાગના સુખનો અનંતમો ભાગ પણ ન થાય. ૧ ૯

પરમ સુખનો લાભ થાય છે, તેનું કારણ દર્શાવે છે.

**મૂલાર્થ—નિરંતર આરોગ્યની પ્રાપ્તિ થઇ છે, માટે પરમસુખનો લાભ થાય છે. ૧૦**

**ટીકાર્થ**—ભાવ નિરોગતા રૂપ આરોગ્યનો લાભ થયો છે માટે. ૧૦
નિરંતર ભાવ આરોગ્યની પ્રાપ્તિ પણ શાથી થઇ છે? તે કહે છે.

**મૂલાર્થ—ભાવ સંનિપાતનો નાશ થયો છે, માટે સદા આરોગ્યની પ્રાપ્તિ થઇ છે. ૧૧**

**ટીકાર્થ**—ભાવ સંનિપાત એટલે પારમાર્થિક રોગ વિશેષ જે તેનો ક્ષય થાય છે. ૧૧

ભાવ સંનિપાતનું સ્વરૂપ કહે છે.

**रागद्वेषमोहा हि दोषास्तथा तथात्मदूषणादिति ॥१२॥**

रागद्वेषमोहा वक्ष्यमाणलक्षणाः हि स्फुटं दोषास्त्रावसंनिपातरूपाः। अत्र हेतुमाह। तथा तथा तेन तेन प्रकारेण अभिष्वंगकरणादिना आत्मनो जीवस्य दूषणाद्विकारमापणात् ॥ १२ ॥

तत्त्वभेदपर्यायैर्व्याख्येति न्यायाद्रागादीनेव तत्त्वत आह ।

**अविषयेऽभिष्वंगकरणाद्राग इति ॥ १३ ॥**

अविषये प्रकृतिविशरारुतया मतिमतामभिष्वंगानर्हे स्त्र्यादौ वस्तुनि अभिष्वंगकरणाच्चित्तमतिबंधसंपादनात्किमित्याह रागो दोषः ॥ १३ ॥

**तत्रैवाग्निज्वालाकल्पमात्सर्यापादनाद्द्वेष इति ॥१४॥**

---

મૂલાર્થ—તે તે પ્રકારે આત્માને દૂષિત કરવાથી રાગ, દ્વેષ અને મોહ એ ત્રણ ત્રિદોષ રૂપ ભાવ સંનિપાત કહેલ છે. ૧૨

ટીકાર્થ—જેમનું લક્ષણ આગળ કહેવામાં આવશે એવા રાગ દ્વેષ અને મોહ એ ત્રણ ભાવ સંનિપાત રૂપ પ્રગટ ત્રિદોષ છે, તેનું કારણ દર્શાવે છે, તે તે પ્રકારે આસક્તિ કરાવવી વગેરે કરી જીવને વિકાર પમાડે છે, તેથી રાગ, દ્વેષ અને મોહને ભાવ સંનિપાત કહેવાય છે ૧૨

સ્વરૂપ, ભેદ અને પર્યાય એ ત્રણે કરીને વ્યાખ્યા કરવી એવો ન્યાય છે, તેથી તત્ત્વથી રાગાદિકનું જ સ્વરૂપ કહે છે

મૂલાર્થ— અયોગ્ય વિષયોને વિષે આસક્તિ કરવી એ રાગ કહેવાય છે. ૧૩

ટીકાર્થ—સ્વભાવથી નાશવંત પણાને લઈને બુદ્ધિમાન પુરૂષોને આસક્તિ કરવાને અયોગ્ય એવા જે સ્ત્રી આદિ પદાર્થ તેમાં મનની જે આસક્તિ કરવી, તે રાગ રૂપ દોષ કહેવાય છે ૧૩

મૂલાર્થ—તેજ નાશવંત પદાર્થને વિષે આસક્તિ થતાં અગ્નિની જ્વાલા જેવો મત્સર કરવો તે દ્વેષ રૂપ દોષ કહેવાય છે. ૧૪

तत्रैव क्वचिदर्थेऽभिष्वंगे सति अग्निज्वालाकल्पस्य सम्यक्त्वादिगुणसर्वस्वदाहकतया मात्सर्यस्य परसंपत्त्यसहिष्णुत्वावलक्षणस्यापादनाद्विधानात् द्वेषो दोषः ॥ १४ ॥

**हेयेतरभावाधिगमप्रतिबंधविधानान्मोह इति ॥ १५ ॥**

इह निश्चय नयेन हेयानां मिथ्यात्वादीनामितरेषां चोपादेयानां सम्यग्दर्शनादीनां भावानां । व्यवहारतस्तु विषकंटकादीनां स्रक्चंदनादीनां च अधिगमस्यावबोधस्य प्रतिबंधविधानात् स्खलनकरणान्मोहो दोषः ॥ १५ ॥

अथैतेषां भावसंनिपातत्वं समर्थयन्नाह ।

**सत्स्वेतेषु न यथावस्थितं सुखं स्वधातुवैषम्यादिति ॥१६॥**

---

**ટીકાર્થ**—તેજ દોઇ સ્ત્રી આદિ પદાર્થને વિષે આસક્તિ થતાં સમ્યક્ત્વાદિ ગુણને સર્વ પ્રકારે દાહકરી નાશ કરે છે માટે અગ્નિની જ્વાલા જેવા જે પરની સંપત્તિને ન સહન કરવા રૂપ લક્ષણ વાલા મત્સરને કરવાથી દ્વેષ નામને દોષ કહેવાય છે. ૧૪

**મૂલાર્થ—ત્યાગ કરવાયોગ્ય અને ગ્રહણ કરવા યોગ્ય પદાર્થના જ્ઞાનને અટકાવ કરવા તે મોહ નામને દોષ કહેવાય છે.૧૫**

**ટીકાર્થ**—આ સ્થલે નિશ્ચયનયવડે કરીને હેય—ત્યાગ કરવા યોગ્ય એવા મિથ્યાત્વ વગેરેને અને ઉપાદેય ગ્રહણ કરવા યોગ્ય એવા સમ્યગ્ દર્શન વિગેરેને ભાવ તેમનું અને વ્યવહારનયવડે વિષ તથા કાંટા પ્રમુખ હેય પદાર્થને અને માલા ચંદન પ્રમુખ ઉપાદેય પદાર્થના જ્ઞાનને પ્રતિબંધ કરવાથી—અટકાવ કરવાથી મોહ નામને દોષ થાય છે. ૧૫

એ રાગ, દ્વેષ અને મોહ—એ ત્રણ ભાવ સંનિપાત છે, એમ જણાવતાં કહે છે.

**મૂલાર્થ—એ રાગ, દ્વેષ અને મોહ છતાં યથાર્થ સુખ ન થાય કારણ કે, આત્માની મૂલ પ્રકૃતિનું વિષમપણું થાય છે. ૧૬**

सत्स्वेतेषु रागादिषु न नैव यथावस्थितं पारमार्थिक सुखं जीवस्य अत्र हेतुः स्वधातुवैषम्यात् । दधति धारयति जीवस्वरूपमिति धातवः सम्यगदर्शनादयो गुणाः स्वस्यात्मनो धातवः तेषा वैषम्यात् यथावस्थितवस्तुस्वस्वरूपपरिहारेणा न्यथारूपतया भवनं तस्मात् । यथाहि वातादिदोषोपघाताद्धातुषु रसासृगादिषु वैषम्यापन्नेषु न देहिनो यथावस्थित कामभोगजं मनः समाधिजं वा शर्म किंचन लभन्ते तथा अमी ससारिणः सत्त्वाः रागादिदोषवशात्सम्यग्दर्शनादिषु मलीमसरूपता मात्तेषु न रागद्वेषमोहोपशमजं शर्म समासादयंतीति ॥ १६ ॥

अमुमेवार्थं व्यतिरेकत आह ।

## क्षीणेषु न दुःखं निमित्ताभावादिति ॥ १७ ॥

---

टीकार्थ—रागादि छता जीवने यथार्थ एटले जेवु छे, तेवु सुख थतु नथी तेनु कारण कहे छे, पोताना धातुनु विषमपणु थवाथी एटले जीवना स्वरूपने धारण करे ते धातु कहेवाय सम्यग् दर्शनादि गुणो ते धातु, तेमनु विषमपणु थवाथी जीवनु यथार्थ स्वरूप जणातु नथी, पण अन्य प्रकारे जणाय छे ते उपर दृष्टांत आपे छे जेम वायु प्रमुख दोषना उपघातथी रस, रुधिर वगेरे धातुओनु विषमपणु थता देहधारी प्राणीओने जेम काम भोगनु अथवा मननी समाधिनु काइ सुख प्राप्त थतु नथी, तेमज आ संसारी जीवोने रागादि दोषना वशथी सम्यग्दर्शनादि अतिशय मलिनरूपपणाने पामता रागद्वेष अने मोहना उपशमथी जे सुख थवु जोइए ते सुख राग द्वेष अने मोहना उदयथी जीवने प्राप्त थतु नथी. १६

ए अर्थने व्यतिरेकपणे-उलटीरीते कहे छे—

**मूलार्थ—रागादि क्षीण थतां दुःख नथी, कारणके जीवने दुःख थवाना रागादि निमित्त कारणनो अभाव छे. १७**

क्षीणेषु रागादिषु न दुःखं भावसंनिपातजं समुत्पद्यते कुत इति चेदुच्यते निमित्ताभावान्निबंधनविरहादिति ॥ १७ ॥

तर्हि किं स्यादित्याह ।

**आत्यंतिकभावरोगविगमात् परमेश्वरतावाप्तेस्तत्तथास्वभावत्वात् परमसुखभाव इतीति ॥ १८ ॥**

आत्यंतिकः पुनर्भावाभावेन भावरोगाणां रागादीनां यो विगमः समुच्छेदः तस्मात् या परमेश्वरतायाः शक्रचक्राधिपाद्यैश्वर्यातिशायिन्याः केवलज्ञानादिलक्षणाया आप्तिः प्राप्तिः तस्याः परमसुखभाव इत्युत्तरेण योगः कुत इत्याह । तत्तथास्वभावत्वात्, तस्य परमसुखलाभस्य तथा स्वभावत्वात् परमेश्वरतारूपत्वात् परमसुखभावः संपद्यते इति वाक्यपरिसमाप्ताविति ॥ १८ ॥

---

ટીકાર્થ—રાગાદિ ક્ષીણ થતાં ભાવસંનિપાતથી થયેલું જે દુઃખ તે ઉત્પન્ન નથી થતું શા માટે ? તેનું કારણ કહે છે. દુઃખના કારણ જે રાગાદિ તેનો વિરહ થાય છે, માટે. ૧૭

જ્યારે દુઃખ ન થાય ત્યારે શું થાય ? તે કહે છે.

**મૂલાર્થ—ભાવરોગનો અત્યંતનાશ થવાથી પરમેશ્વરપણાની જે પ્રાપ્તિ તેવડે પરમ સુખનો લાભ થાય છે,કારણકે, પરમસુખના લાભનો તેવા પ્રકારનો સ્વભાવ છે. ૧૮**

ટીકાર્થ—રાગાદિક જે ભાવરોગ તેમનો [1]વિગમ એટલે વિચ્છેદ, તે થવાથી ઈંદ્ર, ચક્રવર્ત્તી વગેરેના ઐશ્વર્યને અતિક્રમણ કરતી અને કેવલજ્ઞાનાદિ લક્ષણવાલી પરમેશ્વરતાની જે પ્રાપ્તિ તેનું નામ પરમસુખ લાભ કહેલ છે. એ ઉત્તરની સાથે સંબંધ છે, તે પરમ સુખ લાભ કહેવાનું કારણ શું છે ? કે પરમ સુખ લાભને પરમેશ્વરતારૂપપણું છે, માટે જે પરમ સુખ ઉત્પન્ન થાય છે, અહિં इति શબ્દ વાક્યની સમાપ્તિને દેખાડે છે. ૧૮

---

૧ ફરીથી ન થવું એ પ્રકારનો નાશ.

इत्थं तीर्थकरातीर्थकरयोः सामान्यमनुत्तरं धर्मफलमभिधाय सांप्रतं तीर्थकृत्त्वलक्षणं तदभिधातुमाह ।

देवेन्द्रहर्षजननमिति ॥ १९ ॥

देवेन्द्राणां चमरशक्रादीनां हर्षस्य संतोषस्य जननं संपादनमिति ॥१९॥

तथा पूजानुग्रहांगतेति ॥ २० ॥

पूजया जन्मकालादारभ्यानिर्वाणप्राप्तेस्तत्तन्निमित्तेन निःपादितया अमरगिरिशिखरमज्जनादिरूपया योऽनुग्रहो निर्वाणबीजलाभलक्षणो जगत्त्रयस्याप्युपकारः तस्यागता कारणभावः । भगवतो हि प्रतीत्य तत्तन्निबन्धनाया भक्तिभरनिर्भरामरमनुजप्रभृतिप्रभूतसत्त्वसंपादितायाः पूजायाः सकाशात् भूयसां भव्यानां

---

એવી રીતે તીર્થંકર અને અતીર્થંકર એ બનેનું સામાન્યપણે પ્રધાન એવા ધર્મનું ફલ કહીને હવે તીર્થંકર પણા રૂપ લક્ષણવાળું મોટું ધર્મફલ કહેવાને ગ્રંથકાર કહે છે.

મૂલાર્થ—દેવેદ્રોને હર્ષ ઉત્પન્ન કરનારૂં તીર્થંકરપણું છે. ૧૯

ટીકાર્થ—દેવેંદ્રો એટલે ચમરેંદ્ર, શક્રેંદ્ર વગેરે ઇંદ્રો તેમને હર્ષ—સંતોષ ઉત્પન્નકરનાર એવું તીર્થંકરપણું છે ૧૯

મૂલાર્થ—પૂજા વડે જગતના અનુગ્રહનું કારણરૂપ તીર્થંકરપણું છે. ૨૦

ટીકાર્થ—પૂજા એટલે પ્રભુના જન્મકાલથી માંડીને નિર્વાણની પ્રાપ્તિ સુધી તે નિમિત્તવડે મેરૂ પર્વતના શિખર ઉપર સ્નાન વગેરે કરવા રૂપ પૂજા, તે વડે અનુગ્રહ એટલે મોક્ષ બીજના લાભ રૂપ ત્રણ જગતનો ઉપકાર તેની અંગતા એટલે કારણ રૂપ છે ભગવતને ઉદ્દેશી ભગવત જેનું કારણ છે, એવી અને ભક્તિના સમૂહ વડે ભરપૂર એવા ઈંદ્રાદિકના સમૂહરૂપ પ્રાણીઓએ

मोक्षानुगुणो महानुपकारः संपद्यत इति ॥ २० ॥

**तथा प्रातिहार्योपयोग इति ॥ २१ ॥**

प्रतिहारकर्म प्रातिहार्यं तच्चाशोकवृक्षादि यदवाचि ।

" अशोकवृक्षः सुरपुष्पवृष्टिः दिव्यो ध्वनिश्चामरमासनं च । भामंडलं दुंदुभिरातपत्रं सत्प्रातिहार्याणि जिनेश्वराणाम् ॥ १ ॥

तस्योपयोग उपजीवनमिति ॥ २१ ॥

**ततः परंपरार्थकरणमिति ॥ २२ ॥**

परं प्रकृष्टं परार्थस्य परप्रयोजनस्य सर्वसत्त्वस्वभाषापरिणामिन्या पीयूषपानसमधिकानंददायिन्या सर्वतोऽपि योजनमानभूमिभागयायिन्या वाण्या अन्यैश्च

---

संपादन करेल पूजाथी घणां भव्य प्राणीओने मोक्षने अनुसरतो सम्यक्त्वादि लाभ रूप महान् उपकार थाय छे. २०

मूलार्थ—वळी अष्ट महा प्रातिहार्यनो उपयोग थाय छे. २१

टीकार्थ--प्रतिहारनुं कर्म ते प्रातिहार्य, ते अशोक वृक्ष वगेरे छे, आठ प्रकारना प्रातिहार्य छे, तेने माटे कह्युं छे के,

" १ अशोक वृक्ष, २ देवे करेली पुष्प वृष्टि, ३ दिव्य ध्वनि, ४ चामर, ५ सिंहासन, ६ भामंडल, ७ दुंदुभि अने ८ छत्र, ए आठ जिनेश्वरोना प्रातिहार्य छे. " १

ते प्रातिहार्यनो उपभोग करनारुं तीर्थंकरपणुं छे. २१

मूलार्थ—ते पछी उत्कृष्ट अर्थने करनारुं तीर्थंकरपणुं छे. २२

टीकार्थ—पर एटले उत्कृष्ट अर्थ–प्रयोजन तेनुं करण एटले, सर्व प्राणीओने पोतपोतानी भाषा रूपे परिणाम पामती, अमृतना पानथी पण अधिक आनंद आपनारी अने सर्वथी पण एक योजन सुधीना भूमि भाग सुधी जनारी—व्यापनारी वाणी अने बीजा ते ते विचित्र उपायो (नाना

तैस्तैश्चित्रैरुपायैः करणं निष्पादनमिति ॥ २२ ॥

एतदेव ' अविच्छेदेन ' इत्यादिना ' इतिपरपरार्थकरणं ' एतदंतेन सूत्रकदंबकेन स्फुटीकुर्वन्नाह ।

**अविच्छेदेन जूयसा मोहांधकारापनयं हृद्यैर्वचनजानुभिरिति ॥ २३ ॥**

अविच्छेदेन यावज्जीवमपि जूयसामनेककलङ्ककोटिमिमाणाना जव्यजंतूना मोहांधकारस्याज्ञानाधतमसस्यापनयनमपसारः हृद्यैर्हृदयंगमैर्वचनजानुभिर्वाक्यकिरणैः ॥ २३ ॥

मोहांधकारे चापनीते यत्स्यात्प्राणिना तदाह ।

**सूक्ष्मजावप्रतिपत्तिरिति ॥ २४ ॥**

---

प्रकारना उपायो ) वडे पारको मोक्ष रूप अर्थ संपादन करनार तीर्थंकर पणु छे २२

एने उत्कृष्ट पर प्रयोजनने ' अविच्छेदेन ' ए सूत्रथी आरंभी ' इति परपरार्थकरण ' ए मंत्र पर्यंत सूत्रोना समूह वडे स्फुट करता कहेछे.

मूलार्थ—मनोहर वचन रूप किरणो वडे घणा प्राणीओना मोह रूप अंधकारनो नाश करवो, एवु तीर्थंकरपणु छे. २३

टीकार्थ—अविच्छेद एटले यावज्जीवित लाखो, करोडो भव्य प्राणीओना अज्ञान रूप अंधकारनो पोताना वचन रूप किरणो वडे नाश करवो, एवु तीर्थंकर पणु छे २३

प्राणीओनु मोहांधकार दूर थया पछी जे थाय छे, ते कहे छे

मूलार्थ—सूक्ष्म भाव एटले जीवादि पदार्थोनु ज्ञान थाय छे २४

सूक्ष्माणामनिपुणबुद्धिभिरगम्यानां भावानां जीवादीनां प्रतिपत्तिरवबोधः ॥ २४ ॥

**ततः श्रद्धामृतास्वादनमिति ॥ २५ ॥**

सूक्ष्मभावेष्वेव या श्रद्धा रुचिः सैवामृतं त्रिदशभोजनं तस्यास्वादनं हृदयजिव्हया समुपजीवनमिति ॥ २५ ॥

**ततः सदनुष्ठानयोग इति ॥ २६ ॥**

सदनुष्ठानस्य साधुगृहस्थधर्माभ्यासरूपस्य योगः संबंधः ॥ २६ ॥

**ततः परमापायहानिरिति ॥ २७ ॥**

परमा प्रकृष्टा अपायहानिः नरकादिकुगतिप्रवेशलभ्यानर्थसार्थोच्छेदः ॥ २७ ॥

---

टीकार्थ—सक्ष्म એટલે સામાન્ય બુદ્ધિ વાલાઓને અગમ્ય એવા જીવાદિ ભાવનો બોધ થાય છે. ૨૪

**મૂલાર્થ—તે પછી શ્રદ્ધા રૂપ અમૃતનું આસ્વાદન થાય છે. ૨૫**

ટીકાર્થ—સૂક્ષ્મ ભાવને વિષે રૂચિ થવા રૂપ દેવતાનું ભોજન જે અમૃત તેનું આસ્વાદન એટલે મન રૂપ જિંહ્વા વડે ગ્રહણ કરવું થાય છે. ૨૫

**મૂલાર્થ—તે પછી સારા અનુષ્ઠાનનો યોગ થાય છે. ૨૬**

ટીકાર્થ—સદનુષ્ઠાન એટલે સાધુ ધર્મ અથવા ગૃહસ્થ ધર્મના અભ્યાસ રૂપ સારી ક્રિયા તેનો સંબંધ થાય છે. ૨૬

**મૂલાર્થ—તે પછી ઉત્કૃષ્ટી અનર્થની હાનિ થાય છે. ૨૭**

ટીકાર્થ—પરમ એટલે ઉત્કૃષ્ટી, અનર્થની હાનિ એટલે નારકાદિ કુગતિમાં પ્રવેશ થવાથી પ્રાપ્ત થયેલા મોટા અનર્થના સમૂહનો અતિશય નાશ થાય છે. ૨૭

ततोऽपि उपक्रियमाणजव्यप्राणिना यत्स्यात्तदाह ।

**सानुबंधसुखभाव उत्तरोत्तरः प्रकामप्रनूतसत्त्वोपकाराय अबंध्यकारणं निर्वृतेरिति ॥ २० ॥**

सानुबधसुखज्ञाव उत्तरोत्तर उत्तरेषु प्रधानेपूत्तरः प्रधानः प्रकामः प्रौढः प्रनूतः अतिबहुः यः सत्त्वोपकारः तस्मै सपद्यते स चावध्यकारणं अवध्यो हेतुः निर्वृतेर्निर्वाणस्य ॥ २० ॥

निगमयन्नाह ।

**इति परंपरार्थकरणमिति ॥ २ए ॥**

इत्येव यथा प्रागुक्तं परपरार्थकरण तस्य नगवत इति ॥ २ए ॥

---

તે પછી ઉપકાર કરવા માંડેલા ભવ્ય પ્રાણીઓને તીર્થંકર પ્રભુના વચનથી જે લાભ થાય છે, તે કહે છે

મૂલાર્થ—અતિશયે શ્રેષ્ઠ એવો અવિચ્છિન્ન સુખ ભાવ પ્રાણીઓના મોટા ઉપકારને અર્થે થાય છે અને તે મોક્ષનુ અવધ્ય–સફલ કારણ છે, એટલે અધિકથી અધિક સુખની પરંપરાએ કરી યાવત્ મોક્ષ સુખનો સાચો હેતુ છે. ૨૮

ટીકાર્થ—ઉત્તરોત્તર એટલે પ્રધાનને વિષે પણ પ્રધાન એવો નિરંતર સુખભાવ જે અતિશય ઘણો પ્રાણીઓનો ઉપકાર કરે છે અને તે સાનુબધ સુખ ભાવથી થયેલ ઉપકાર મોક્ષનુ મસ કારણ છે. ૨૮

તે ઉત્કૃષ્ટ પરાર્થ કરવાના સ્વરૂપની સમાપ્તિ કરતા કહે છે

મૂલાર્થ—આ પ્રકારે ઉત્કૃષ્ટ પારકા અર્થનુ કરવુ તે તીર્થંકરપણાનુ ફલ છે. ૨૯

ટીકાર્થ—પ્રથમ કહેવા પ્રમાણે તીર્થંકર ભગવાનનુ પર જીવોના ઉત્કૃષ્ટ પ્રયોજનનુ કરવા પણુ છે. ૨૯

सांप्रतं पुनरप्युभयोः साधारणं धर्मफलमाह ।

**भवोपग्राहिकर्मविगम इति ॥ ३० ॥**

परिपालितपूर्वकोट्यादिप्रमाणसयोगकेवलिपर्यायययोरंते भवोपग्राहिकर्मणां वेदनीयायुनामगोत्ररूपाणां विगमो नाशो जायते ॥ ३० ॥

**ततः निर्वाणगमनमिति ॥ ३१ ॥**

निर्वाति देहिनो यस्मान्निति निर्वाणं सिद्धिक्षेत्रं जीवस्यैव स्वरूपावस्थानं वा तत्र गमनमवतारः ॥ ३१ ॥

**तत्र च पुनर्जन्माद्यभाव इति ॥ ३२ ॥**

---

હવે ફરીવાર સામાન્ય ચરમ જન્મ અને તીર્થંકરપણું એ બંનેનું સાધારણ ધર્મ ફલ કહે છે.

**મૂલાર્થ—ભવોપગ્રાહી એવા વેદનીયાદિ ચાર અઘાતિ કર્મનો નાશ થાય છે. ૩૦**

ટીકાર્થ—પૂર્વ કોટી આદિ પ્રમાણ વાલું સયોગિ કેવલી પર્યાયપણું જેમણે પરિપાલન કરેલું છે એવા તીર્થંકર અને અતીર્થંકર એ બંને ચૌદમા ગુણઠાણાને અંતે ભવોપગ્રાહી કર્મ એટલે વેદનીય, આયુ, નામ અને ગોત્ર રૂપ ચાર કર્મ તેનો નાશ થાય છે. ૩૦

**મૂલાર્થ—તે પછી તીર્થંકર અને અતીર્થંકર એ બંનેનું નિર્વાણ-મોક્ષ ગમન થાય છે. ૩૧**

ટીકાર્થ—દેહધારી પ્રાણી જેથી નિર્વાણ પામે તે નિર્વાણ-મોક્ષ કહેવાય છે, એટલે સિદ્ધક્ષેત્ર અથવા જીવનું પોતાના સ્વરૂપમાં રહેવું તેને વિષે ગમન કરવું, તે નિર્વાણ ગમન કહેવાય છે. ૩૧

**મૂલાર્થ—તે મોક્ષ પામ્યે સતે ફરીવાર જન્મ વગેરેનો અભાવ થાય છે. ૩૨**

पुनर्द्वितीयतृतीयादिवार यज्जन्मादीना जन्मजरामरणप्रभृतीनामनर्थानामभावः आत्यंतिकोच्छेदः ॥ ३२ ॥

अत्र हेतुः ।

**बीजाभावतोऽयमिति ॥ ३३ ॥**

बीजस्यानतरमेव वक्ष्यमाणस्याभावात् अयं पुनर्जन्माद्यभाव इति ॥३३॥

बीजमेव व्याचष्टे ।

**कर्मविपाकस्तदिति ॥ ३४ ॥**

कर्मणा ज्ञानावरणादीना विपाक उदयः तत्पुनर्जन्मादिबीजमिति ॥३४॥

न च वक्तव्यमेषोऽपि निर्वाणगतो जीवः सकर्मा भविष्यति इत्याह ।

---

ટીકાર્થ—તે મોક્ષમા બીજીવાર, ત્રીજી વાર ઇત્યાદિ થનાર જન્મ, જરા અને મરણ વગેરે અનર્થોનો અભાવ થાય છે, અત્યંત ઉચ્છેદ થાય છે. ૩૨

મોક્ષ પામ્યા પછી ફરીવાર જન્મ મરણાદિન થવામા કારણ કહે છે

**મૂલાર્થ—એ જન્માદિકનો અભાવ બીજના અભાવથી થાય છે. ૩૩**

ટીકાર્થ—બીજ જે આગળ કહેવામા આવશે, તેના અભાવથી આ પુનર્જન્મ વગેરેનો અભાવ થાય છે, એટલે બીજ વિના જેમ અંકુર ન થાય તેમ કર્મ બીજ વિના જન્માદિ થતા નથી. ૩૩

તે જન્મ મરણાદિકના કારણ રૂપ બીજને કહે છે.

**મૂલાર્થ—જન્માદિકનુ બીજ કારણ કર્મનો વિપાક છે. ૩૪**

**ટીકાર્થ**—જ્ઞાનાવરણાદિક કર્મનો જે ઉદય તે જન્માદિકનુ બીજ કારણ છે. ૩૪

મોક્ષમા ગયેલો જીવ પણ કર્મ સહિત થશે એમ કહેવુ નહી, તે કહે છે

**अकर्मा चासाविति ॥ ३५ ॥**

अकर्मा च कर्मविकलश्चासौ निर्वाणशरणो जीवः ॥ ३५ ॥

भवतु नाम अकर्मा तथापि पुनर्जन्माद्यस्य भविष्यतीत्याह ।

**तद्वत एव तद्ग्रहः इति ॥ ३६ ॥**

तद्वत एव कर्मवत एव तद्ग्रहः पुनर्जन्मादिभावः ॥ ३६ ॥

ननु क्रियमाणत्वेन कर्मण आदिमत्त्वप्रसंगेन कथं सर्वकालं कर्मवत एव तद्ग्रह इत्याशंक्याह ।

**तदनादित्वेन तथाभावसिद्धेरिति ॥ ३७ ॥**

---

**મૂલાર્થ**—નિર્વાણ ગતજીવ કર્મ રહિત થયા તે ફરીથી કર્મ સહિત થવાના નથી ૩૫

**ટીકાર્થ**—મોક્ષમાં ગયેલ જીવ કર્મ રહિત થાય છે. ૩૫

ભલે નિર્વાણ ગત જીવ કર્મ રહિત હો તથાપિ તેને ફરીથી જન્મ મરણાદિક થશે, તે શંકાનો ઉત્તર કહે છે.

**મૂલાર્થ**—કર્મવાલાને જ ફરીથી જન્મ વગેરે થાય છે. ૩૬

**ટીકાર્થ**—કર્મ સહિત એવા જીવનેજ ફરીથી જન્મ મરણાદિક થાય છે, કર્મ રહિતને જન્માદિ થતા નથી. ૩૬

અંહી કોઈ શંકા કરે કે, જેને જીવ કરે તે કર્મ કહેવાય છે, એવી વ્યુત્પત્તિથી કર્મને આદિપણાનો પ્રસંગ પ્રાપ્ત થયો, તો તે વડે સર્વ કાલકર્મવાળાનેજ તે જન્માદિકનું ગ્રહણ કેવી રીતે થાય ? એટલે પ્રથમ એકલો જીવ હશે તેણે કર્મ કર્યા ત્યારે તે સકર્મ થયો. આ શંકાનો ઉત્તર આપે છે.

**મૂલાર્થ**—તે કર્મના અનાદિ ભાવે કરી કર્મવાલાનેજ જન્માદિકનું ગ્રહણ થાય એવા ભાવની સિદ્ધિ થાય છે માટે. ૩૭

तस्य कर्मणः कृतकत्वेनाप्यनादित्वेन द्वितीयाध्यायमर्पचितयुंचाया तथा-न्नावस्य तद्वत एव तद्ग्रहरूपस्य सिद्धेर्निष्पत्तेरिति ॥ ३८ ॥

ननु,

ज्ञानिनो धर्मतीर्थस्य कर्त्तारः परम पदम् । गत्वागच्छति भूयोऽपि भवं तीर्थनिकारतः ॥ १ ॥

इति वचनमामाएयात्कथ नाकर्मणोऽपि जन्मादिग्रह इत्याशंक्याह ।

**सर्वविप्रमुक्तस्य तु तथा स्वभावत्वा—**
**न्निष्ठितार्थत्वान्न तद्ग्रहणे निमित्तमिति ॥३ए॥**

सर्वेण कर्मणा विप्रमुक्तस्य पुनस्तथास्वन्नावत्वात्तत्मकाररूपत्वात्किमित्याह

---

ટીકાર્થ--તે કર્મનુ કરવાપણુ છે, તોપણ બીજા અધ્યાયમા કહેલ સવિસ્તર યુક્તિવડે કર્મનુ અનાદિપણુ સિદ્ધ કરેલ છે, તેથી તથાભાવ એટલે કર્મવાળાનેજ પુનર્જન્માદિકનુ ગ્રહણ થાય, એ ભાવની સિદ્ધિ થાય છે, એ કારણથી કર્મરહિત એવા સિદ્ધ મહારાજને ફરીથી જન્માદિક થતા નથી ૩૮

કોઈ શકા કરે કે, "ધર્મ તીર્થના કરનારા જ્ઞાની પુરૂષો મોક્ષમા જઇને તીર્થનો ઉચ્છેદ દેખી ફરીથી પાછા સસારમા આવે છે." ૧ આવા વચનના પ્રમાણથી કર્મરહિત ને જન્માદિનુ ગ્રહણ કેમ ન થાય? આ શકાનો ઉત્તર આપે છે

**મૂલાર્થ—સર્વથા કર્મથી મુકત થયેલાને તેવા પ્રકારના સ્વભાવને લઇને પોતાના પ્રયોજનને સપૂર્ણ કરનારા એવા મોક્ષના જીવને પુનર્જન્માદિ ગ્રહણ કરવામા કોઇ નિમિત્ત રહ્યુ નથી. ૩૯**

ટીકાર્થ—સર્વ કર્મથી મુકાએલ છે, તેનુ તેવા પ્રકારનુ સ્વરૂપ છે, તેથી તેમજ તેણે સર્વ પ્રયોજન પૂર્ણ કરેલ છે, તેથી એ જીવને જન્માદિ ગ્રહણ

निष्ठितार्थत्वात् निष्पन्ननिःशेषप्रयोजनत्वाद्धेतोः नैव तद्ग्रहणे जन्मादिग्रहणे निमित्तं हेतुः समस्तीति । अयमभिप्रायः यो हि सर्वैः कर्मभिः सर्वथापि विप्रमुक्तो भवति न तस्य जन्मादिग्रहणे किंचिन्निमित्तं समस्ति निष्ठितार्थत्वेन जन्मादिग्राहकस्वभावाभावात् । यश्च तीर्थनिकारलक्षणो हेतुः कैश्चित्परिकल्प्यते सोऽप्यनुपपन्नः कषायविकारजन्यत्वात्तस्येति ॥ ३९ ॥

एवं च सति यत्सिद्धं तदाह ।

**नाजन्मनो जरेति ॥ ४० ॥**

न नैव अजन्मनः उत्पादविकलस्य जरा वयोहानिलक्षणा संपद्यते ॥ ४० ॥

---

કરવામાં કાઇ પણ કારણ નથી. કહેવાનું તાત્પર્ય એ છે કે, જે જીવ સર્વ કર્મોથી સર્વથા મુકાયો છે, તેને જન્માદિ ગ્રહણ કરવામાં કાંઈ પણ નિમિત્ત નથી. કારણ કે, તેને સર્વ પ્રયોજનની સમાપ્તિ થઈ છે, તેથી જન્માદિકને ગ્રહણ કરાવનાર જે સ્વભાવ તેનો અભાવછે અને કાઇએ કલ્પેલા તીર્થના ઉચ્છેદ કરવારૂપ લક્ષણવાલો હેતુ પણ ઘટતો નથી. કારણ કે, તે હેતુને કષાયરૂપ વિકારથી ઉત્પન્ન થવાપણું છે. ભાવાર્થ એવો છે કે, જેને કષાય રહી ગયા હોય તેને એવો વિચાર થાય કે, "મારૂં તીર્થ ઉચ્છેદ થયું છે, તેથી હું અવતાર લઇને ફરીથી તેનું સ્થાપન કરૂં." પણ જેને સર્વથા કર્મનો ક્ષય થયેલ છે, તેને એવો વિચાર આવેજ નહીં. ૩૯

એમ થતાં જે સિદ્ધ થયું, તે કહે છે.

**મૂલાર્થ—જન્મરહિત થયેલા જીવને જરાવસ્થા હોતી નથી. ૪૦**

ટીકાર્થ—જન્મ—ઉત્પત્તિ રહિત એવા પુરૂષને વયનો નાશ થવારૂપ જરાવસ્થા ઉત્પન્ન થતી નથી. ૪૦

एवं च न मरणजयशक्तिरिति ॥ ४१ ॥

नेति प्रतिषेधे मरणजयस्य प्रतीतरूपस्य सबधिनी शक्तिर्बीजरूपेति ॥३७॥

तथा न चान्यउपद्रव इति ॥ ४२ ॥

न च नैव अन्यः तृष्णाबुभुक्षादिः उपद्रवो व्यसन ॥ ४२ ॥

तर्हि किं तत्र स्यादित्याशंक्याह ।

विशुद्धस्वरूपलाभ इति ॥ ४३ ॥

विशुद्ध निर्मलीमस यत्स्वरूप तस्य लाभः प्राप्तिः ॥ ४३ ॥

तथा आत्यंतिकी व्यावाधानिवृत्तिरिति ॥ ४४ ॥

अत्यत भवा आत्यंतिकी व्यावाधानिवृत्तिः शरीरमानसव्यथाविरहः ॥४४॥

---

મૂલાર્થ—જન્મ અને જરાનો અભાવ થતા મરણનુ ભય રહેતુ નથી. ૪૧

ટીકાર્થ—જે મરણના ભયની બીજરૂપ શકિત તે રહેતી નથી ૪૧

મૂલાર્થ—વળી સિદ્ધના જીવને બીજો પણ કોઈ ઉપદ્રવ રહેતો નથી. ૪૨

ટીકાર્થ—વળી મોક્ષમા તૃષા, ક્ષુધ વગેરે અન્ય ઉપદ્રવ રહેતા નથી. ૪૨

ત્યારે મોક્ષમા શુ હોય છે ? તેનો ઉત્તર કહે છે.

મૂલાર્થ—અતિ શુદ્ધ એવા સ્વ સ્વરૂપનો લાભ થાય છે. ૪૩

ટીકાર્થ—કર્મ મલથી રહિત એવા શુદ્ધ આત્મસ્વરૂપની પ્રાપ્તિ થાય છે. ૪૩

મૂલાર્થ—દુઃખની અત્યત નિવૃત્તિ થાય છે. ૪૪

ટીકાર્થ—શરીર અને મન સ બ ધી પીડાનો અત્યત ઉચ્છેદ થાયછે ૪૪

तामेव विशिनष्टि ।

**सा निरुपमं सुखमिति ॥ ४५॥**

सा आत्यंतिकी व्याबाधानिवृत्तिः निरुपममुपमातीतं सुखं ॥ ४५ ॥

अत्र हेतुः ।

**सर्वत्राप्रवृत्तेरिति ॥ ४६ ॥**

सर्वत्र हेये उपादेये च वस्तुनि अप्रवृत्तेरव्यापारणात् ॥ ४६ ॥

इयमपि कथमित्याह ।

**समाप्तकार्यत्वादिति ॥ ४७ ॥**

---

તે અત્યંત દુઃખની નિવૃત્તિને વિશેષપણે દેખાડે છે.

**મૂલાર્થ—દુઃખની અત્યંત નિવૃત્તિ એજ નિરૂપમ સુખછે. ૪૫**

**ટીકાર્થ**—શરીર તથા મન સંબંધી દુઃખની સર્વથા નિવૃત્તિ તે ઉપમા રહિત સુખ છે. ૪૫

સિદ્ધના જીવને એવું નિરૂપમ સુખ છે, તેનું કારણ કહે છે.

**મૂલાર્થ—સિદ્ધના જીવને સર્વ ઠેકાણે પ્રવૃત્તિ નથી, તેથી એ નિરૂપમ સુખ છે. ૪૬**

**ટીકાર્થ**—ત્યાગ કરવા યોગ્ય તથા ગ્રહણ કરવા યોગ્ય એવા કોઇ પણ પદાર્થ ઉપર સિદ્ધના જીવોની પ્રવૃત્તિ રહી નથી તેથી તેમને અનુપમ સુખ છે. ૪૬

સિદ્ધના જીવોને કોઇ ઠેકાણે પ્રવૃત્તિ નથી, એ શાથી કહો છો?

**મૂલાર્થ—કરવા યોગ્ય કાર્યની સમાપ્તિ થઇ છે, માટે. ૪૭**

समाप्तानि निष्ठितानि कार्याणि यस्य स तथा तद्भावस्तत्त्वं तस्मात्॥४४॥ अत्रैवाभ्युच्चयमाह ।

**न चैतस्य क्वचिदौत्सुक्यमिति ॥ ४८ ॥**

न नैव चः समुच्चये एतस्य निर्वृतस्य जंतोः क्वचिदर्थे औत्सुक्यं कांक्षा-रूपम् ॥ ४८ ॥

ननु किमेतन्निषिध्यत इत्याह ।

**दुःखं चैतत्स्वास्थ्यविनाशनेनेति ॥ ४९ ॥**

दुःख पुनरेतदौत्सुक्यं कथमित्याह स्वास्थ्यविनाशनेन स्वास्थ्यस्य सर्व-

---

ટીકાર્થ—જેના કેવલ જ્ઞાનાદિ કાર્ય સપૂર્ણ થયા છે, એવા સિદ્ધને કોઇ ઠેકાણે પ્રવૃત્તિ કરવાની રહી નથી, માટે તેમને સર્વોત્કૃષ્ટ સુખ છે. ૪૭

એ વાતની સર્વ રીતે પુષ્ટિ કરતા કહે છે

**મૂલાર્થ—એ સિદ્ધના જીવને કોઇ કાર્ય કરવામા ઉત્સુકપણુ રહેતુ નથી. ૪૮**

ટીકાર્થ—નિર્વૃત એટલે મોક્ષ પામેલા જતુને કોઇ પદાર્થને વિષે વાછારૂપ ઉત્સુકપણુ રહેતુ નથી. च નો અર્થ સમુચ્ચયમા છે, એટલે સિદ્ધની સર્વત્ર અપ્રવૃત્તિ છે, એવો અર્થ થાય છે ૪૮

અહિ કોઇ શકા કરે કે, સિદ્ધના જીવને ઉત્સુકપણાનો નિષેધ કેમ કરો છો ? તેનો ઉત્તર આપે છે—

**મૂલાર્થ—સ્વસ્થપણાના સુખનો નાશ કરવાથી એ ઉત્સુકપણુ દુઃખરૂપ છે. ૪૯**

ટીકાર્થ—એ ઉત્સુકપણુ તે દુઃખરૂપ છે, તેનો ઉત્તર આપે છે. સર્વ સુખનુ મૂલ રૂપ જે સ્વસ્થપણુ, તેનો નાશ કરીને ઉત્સુકપણુ દુઃખ-

केवलिनि समस्ति इति सिद्धं यत्तु न तस्य कचिदौत्सुक्यमिति । ननु भवेऽपवर्गे चैकांततो निस्पृहस्य कथं विहितेतरयोरर्थयोरस्य प्रवृत्तिनिवृत्ती स्यातामिति । उच्यते द्रव्यत एव पूर्वसंस्कारवशात् कुलालचक्रभ्रमवत् स्याताम् ॥ ५३ ॥

एतद् भावयन्नाह ।

**भावसारे हि प्रवृत्त्यवृत्ती सर्वत्र प्रधानो व्यवहार इति ॥ ५४ ॥**

भावसारे मानसविकल्पपुरःसरे हिशब्दः पूर्वोक्तभावनार्थः । प्रवृत्त्यप्रवृत्ती सर्वत्र विहितेतरयोरर्थयोर्विषये । किमित्याह । प्रधानो भावरूपः व्यवहारो

---

જાણવું. તે નિરૂત્સુક પ્રવૃત્તિ કેવલી ભગવાનને વિષે રહેલી છે, તેથી તે કેવલી ભગવાનને કોઇ ઠેકાણે ઉત્સુકપણું નથી, એ વાત સિધ્ધ થઇ. અહિં કોઇ શંકા કરે કે, સંસાર તથા મોક્ષને વિષે એકાંત નિસ્પૃહ એવા કેવલી ભગવાનને યોગ્ય અર્થમાં પ્રવૃત્તિ અને અયોગ્ય અર્થમાં નિવૃત્તિ કયે પ્રકારે થાય છે? તે શંકાનો ઉતર આપે છે. પૂર્વ સંસ્કારને લઇને કુંભારના ચક્રના ભમવાની પેઠે દ્રવ્યથીજ એ બંને કરવા યોગ્યમાં પ્રવૃત્તિ અને ન કરવા યોગ્યમાં નિવૃત્તિ થાય છે. ૫૩

કેવલીને દ્રવ્યથી પ્રવૃત્તિ નિવૃત્તિ છે, એ વાતની ભાવના કરતા કહે છે.

**મૂલાર્થ—જેમાં ભાવજ સારરૂપ છે એવી પ્રવૃત્તિ તથા અપ્રવૃત્તિ એ સર્વ સ્થાને પ્રધાન વ્યવહાર છે. ૫૪**

**ટીકાર્થ**—સર્વ કરવા યોગ્ય અર્થને વિષે પ્રવૃત્તિ કરવી અને ન કરવા યોગ્ય અર્થને વિષે અપ્રવૃત્તિ (નિવૃત્તિ) કરવી, તે જો મનના વિકલ્પ પુર્વક હોય તો તે પ્રધાન વ્યવહાર કહેવાય છે. એટલે લોકાચાર રૂપ ભાવ વ્યવહાર કહેવાય છે. કહેવાની મતલબ એવી છે કે, કોઇ સારા અથવા નઠારા કામને વિષે મનની એકાગ્રતા પૂર્વક પ્રવૃત્તિ કરવી,

लोकाचाररूपः इदमुक्तं भवति यैव मनःप्रणिधानपूर्विका क्वचिदर्थे प्रवृत्तिर्निवृत्तिर्वा तामेव तात्त्विकीं तत्त्ववेदिनो वदंति न पुनरन्या, यतोऽनाभोगादिभिः परिपूर्णश्रामण्यक्रियावतोऽपि अभव्यादयो न तात्त्विकश्रामण्यक्रियावत्तया समये व्यवहृताः । तथा संमूर्छनजमत्स्यादयः सप्तमनरकपृथिवीप्रायोग्यायुर्बंधनिमित्तमहारंभादिपापस्थानवर्तिनोऽपि तथाविधभावविकलत्वान्न तदायुर्बंधं प्रति प्रत्यलीभवति, एवं सयोगकेवलिनोऽपि सर्वत्र निःस्पृहमनसः पूर्वसंस्काराद्विहितेतरयोरर्थयोः प्रवृत्तिनिवृत्ती कुर्वतोऽपि न भावतस्तद्वतो व्यवह्रियंते इति ॥ ५४ ॥

अत्रैवाभ्युच्चयमाह ।

## प्रतीतिसिद्धश्चाय सद्योगसचेतसामिति ॥ ५५ ॥

---

અથવા નિવૃત્તિ કરી તેને તત્ત્વવેત્તાઓ તાત્વિક એટલે ભાવરૂપ પ્રવૃત્તિ અથવા નિવૃત્તિ કહે છે પણ મનના પ્રણિધાન વિનાની જે પ્રવૃત્તિ તથા નિવૃત્તિ છે તેને ભાવરૂપ કહેતા નથી, તેથી મુનિપણાની દ્રવ્યક્રિયા જેમને પૂર્ણ થયેલી છે એવા અભવ્યાદિકને અનાભોગ વગેરેથી તેમની ક્રિયા થાય છે માટે સિદ્ધાંતમા સત્ય મુનિભાવની ક્રિયાના કરનાર કહ્યા નથી વળી સાતમી નરકની પૃથ્વીને પામવા યોગ્ય એવા આયુષ્યના બધના કારણરૂપ જે મહારભાદિ પાપસ્થાનને સેવનાર સમૂર્છિમ મત્સ્ય વગેરે પણ તેવા મનની કુરતારૂપ ભાવથી રહિત છે, તેથી સાતમી નરકના આયુષ્યને બાંધવા સમર્થ થતા નથી. તેમ સસાર અને મોક્ષ બનેમા નિઃસ્પૃહ મનવાળા સયોગ કેવલી પણ વિહિત અને અવિહિત એવા અર્થને વિષે પૂર્વ સસ્કારના વશથી પ્રવૃત્તિ તથા નિવૃત્તિ કરે છે, તો પણ તેમને ભાવથી પ્રવૃત્તિ તથા નિવૃત્તિના કરનાર કહ્યા નથી. ૫૪

એજ વાતની પુષ્ટિ કરતા કહે છે —

મૂલાર્થ—શુદ્ધ ધ્યાન લક્ષણ યોગવડે સાવધાન મનવાળા મહામુનિઓને પોતાના અનુભવવડે પૂર્વે કહેલા અર્થ સિદ્ધજ છે. ૫૫

प्रतीतिसिद्धः स्वानुभवसंवेदितः चः समुच्चये अयं पूर्वोक्तार्थः सद्योगेन शुद्धध्यानलक्षणेन ये सचेतसः सचित्ताः तेषां संपन्नध्यानरूपामलमानसाः महामुनयः स्वयमेवामुमर्थं प्रतिपद्यंते न पुनरत्र परोपदेशमाकांक्षंते इति ॥ ५५ ॥

अथ प्रस्तुतमेवाह ।

**सुस्वास्थ्यं च परमानंद इति ॥ ५६ ॥**

निरुत्सुकप्रवृत्तिसाध्यस्वास्थ्याद्यदधिकं स्वास्थ्यं तत्सुस्वास्थ्यमुच्यते तदेव परमानंदो मोक्षसुखलक्षणः ॥ ५६ ॥

कुत इत्याह ।

**तदन्यनिरपेक्षत्वादिति ॥ ५७ ॥**

---

ટીકાર્થ—શુદ્ધ ધ્યાન લક્ષણવાલા સારા યોગે કરી સાવધાન એવા પુરૂષોને પૂર્વે કહેલો અર્થ પોતાના અનુભવમાં સિદ્ધ છે તે વાત જણાવે છે. ( અહિં च શબ્દ સમુચ્ચય અર્થમાં છે ) ધ્યાન રૂપ નિર્મલ મન જેમને પ્રાપ્ત થયેલું છે, એવા મહામુનિઓ પોતાની મેલેજ પૂર્વે કરેલા અર્થને અંગીકાર કરે છે, તેમાં બીજાના ઉપદેશની અપેક્ષા રાખતા નથી. ૫૫

હવે ચાલતા પ્રસંગને કહે છે—

**મૂલાર્થ—અતિશય સ્વસ્થપણું એજ પરમાનંદ ( મોક્ષ ) કહેવાય છે. ૫૬**

ટીકાર્થ—નિરૂત્સુકપણાએ ( ઉછાંછલાપણાએ ) રહિત એવી પ્રવૃત્તિ વડે સાધ્ય યોગ્ય એવા સ્વસ્થપણાથી અધિક એવું સ્વસ્થપણું, તે સુસ્વાસ્થ્ય કહેવાય છે. તેજ મોક્ષના સુખરૂપ લક્ષણવાલો પરમાનંદ ( ઉત્કૃષ્ટ આનંદ ) કહેવાય છે. ૫૬

તે પરમાનંદ શાથી કહેવાય છે ? તે કહે છે.

**મૂલાર્થ—તે આત્માથી બીજી વસ્તુની અપેક્ષા રહી નથી તેથી મોક્ષ સુખરૂપ પરમાનંદ કહેવાય છે. ૫૭**

तस्मादात्मनः सकाशादन्य स्तदन्यः स्वव्यतिरिक्तः तन्निरपेक्षत्वात्॥५७॥

नन्वन्यापेक्षा किं दुःखरूपा यदेवमुच्यते इत्याह ।

अपेक्षाया दुःखरूपपत्वादिति ॥ ५८ ॥

प्रतीतार्थमेव ॥ ५८ ॥

एतदेव भावयति ।

अर्थांतरप्राप्त्या हि तन्निवृत्तिर्दुःख.त्वेनानिवृत्तिरेवेति॥५९॥

अर्थांतरस्येंद्रियार्थरूपस्य प्राप्त्या लाभेन हिर्यस्मात्तन्निवृत्तिः । किमित्याह, दुःखत्वेनार्थांतरप्राप्तेरनिवृत्तिरेव दुःखस्येति ॥ ५९ ॥

---

टीकार्थ—ते आत्माथी बीजी पुद्गलिक वस्तुनी अपेक्षा सर्वथा रहित थवाथी, तेथी मोक्ष सुखरूप परमानंद कहेवाय छे ५७

अहि कोइ शंका करे के, आत्माथी अन्य एवी वस्तुनी अपेक्षा शा माटे दुःखरूप छे? जेथी एम कहो छो. तेना उत्तरमां कहे छे—

मूलार्थ—पारकी अपेक्षा दुःखरूप छे. माटे. ५८ ।

टीकार्थ—सुगम छे ५८

ए वातनी भावना करे छे एटले पर पदार्थनी अपेक्षा दुःखरूप छे, एम भावे छे—

मूलार्थ—दुःखरूप एवी अन्य पदार्थनी प्राप्तिवडे जे इच्छानी निवृत्ति छे ते दुःखपणानी अनिवृत्ति छे. ५९

टीकार्थ—इंद्रियोना विषय सुखना लाभे करीने दुःखनी निवृत्ति करवी, ते शुं कहेवाय छे? दुःखरूप एवी अर्थांतरनी प्राप्ति-विषयसुखनी प्राप्ति ते दुःखरूप छे, माटे वस्तुगते तेते दुःखनी अनिवृत्तिज जाणवी. ५९

अथैनां निर्वृतौ निराकुर्वन्नाह ।

**न चास्यार्थांतरावाप्तिरिति ॥ ६० ॥**

न च न पुनरस्य सिद्धस्यार्थांतरावाप्तिः स्वव्यतिरिक्तभावांतरसंबंधः ॥ ६० ॥

एतदेव भावयति ।

**स्वस्वभावनियतो ह्यसौ विनिवृत्तेच्छाप्रपंच इति ॥६१॥**

स्वस्वभावनियतः स्वकीयस्वरूपमात्रप्रतिष्ठितः हिर्यस्मादसौ भगवान् सिद्धो विनिवृत्तेच्छाप्रपंचः अत्यंतनिवृत्तसर्वार्थगोचरस्पृहाप्रबंधः ॥ ६१ ॥

आकाशेनापि सह तस्य संबंधं निराकुर्वन्नाह ।

**अतोऽकामत्वात्तत्स्वभावत्वाच्च लोकांतक्षेत्राप्तिः ॥६२॥**

---

મોક્ષ થતાં અર્થાંતરની પ્રાપ્તિનો નિષેધ કરતાં કહે છે.

**મૂલાર્થ—એ મોક્ષના જીવને અર્થાંતરની પ્રાપ્તિ નથી. ૬૦**

**ટીકાર્થ**—એ સિદ્ધના જીવને પોતાથી જુદા એવા પુદ્‌ગલ ભાવ વિગેરે પદાર્થનો સંબંધ નથી. ૬૦

સિદ્ધના જીવને અન્ય પદાર્થનો સંબંધ નથી, તે બતાવે છે—

**મૂલાર્થ—સર્વ પદાર્થ સંબંધી અભિલાષા જેની નિવૃત્ત થઈ છે, એવા સિદ્ધ ભગવાન્ નિરંતર પોતાના સ્વભાવમાંજ રહેલા છે. ૬૧**

**ટીકાર્થ**—અત્યંત નિવૃત્ત થયેલ છે, સર્વ પદાર્થ સંબંધી અભિલાષા જેમની એવા સિદ્ધ ભગવાન્ પોતાના સ્વરૂપ માત્રને વિષેજ રહ્યા છે. ૬૧

સિદ્ધક્ષેત્રગત આકાશની સાથે પણ સિદ્ધના જીવનો સંબંધ નિષેધ કરતા કહે છે—

**મૂલાર્થ—ઇચ્છા નથી માટે અકામ છે અને અકામ છે તેથી અર્થાંતરની અપેક્ષાએ રહિત છે, એ કારણથી સિદ્ધક્ષેત્રમાં રહેવારૂપ પ્રાપ્તિ છે, તે અર્થાંતર સાથે સંબંધ નથી. ૬૨**

अतो विनिवृत्तेच्छामपचलात् यदकामत्व निरभिलापत्व तस्मात् यत्तत् स्वभावत्व अर्थांतरनिरपेक्षत्व तस्मात्र लोकातक्षेत्राप्तिः सिद्धिक्षेत्रावस्थानरूपा आप्तिरर्थांतरेण सह संबधः ॥ ६२ ॥

एतदपि भावयति ।

औत्सुक्यवृद्धिर्हि लक्षणमस्या हानिश्च समयांतरे इति ॥ ६३ ॥

औत्सुक्यस्य वृद्धिः मकर्ष हियस्मात् लक्षण स्वरूपमस्या अर्थांतरप्राप्तेः हानिर्श्चौत्सुक्यस्यैव भ्रश समयांतरे प्राप्तिसमयादग्रेतनसमयलक्षणे ॥ ६३ ॥

---

टीकार्थ—એ સિદ્ધના જીવને અન્ય પદાર્થની પ્રાપ્તિ કરવાની ઈચ્છાનો પ્રપચ ગયો છે, તેથી તેને નિરભિલાષપણુ પ્રાપ્ત થયેલ છે, અને તે કારણથી આત્માથી અન્ય પદાર્થમા નિરપેક્ષપણુ પ્રાપ્ત થયુ, અને તે પ્રાપ્ત થવાથી સિદ્ધના જીવને રહેવાના સ્થાનરૂપ લોકાત ક્ષેત્રની પ્રાપ્તિ થાય છે, તો પણ સિદ્ધ મહારાજ અન્ય પદાર્થમા નિરપેક્ષ થયા છે, માટે આકાશરૂપ અન્ય પદાર્થની સાથે સિદ્ધના જીવનો સબધ ન જાણવો. ૬૨

સિદ્ધક્ષેત્રનો સબધ છતા પણ સબધની ના કરી, તેની ભાવના કરતા કહે છે

મૂલાર્થ—સિદ્ધિક્ષેત્રરૂપ અર્થાતરની પ્રાપ્તિ કરવારૂપ ઉત્સુકપણાની વૃદ્ધિની બીજા સમયમા હાનિ થાય છે. ૬૩

ટીકાર્થ--ઉત્સુકપણાની વૃદ્ધિએ અર્થાતર પ્રાપ્તિનુ સ્વરૂપ છે અને તે ઉત્સુકપણાની વૃદ્ધિ સિદ્ધના જીવને પહેલા સમયમા હોય છે, અને તેનો નાશ સિદ્ધના જીવને બીજા સમયમા થાય છે, એટલે સિદ્ધક્ષેત્ર સાથે સબધ થવા રૂપ જે અર્થાતરની પ્રાપ્તિ કરવામા ઉત્સુકપણાની વૃદ્ધિ તેનો બીજા સમયમા નાશ થાય છે ૬૩

